

કવિ દુર્લભ (ઈ. સ. ૧૬૯૬–૧૭૩૬)

## અર્પણ

માતાજી સરસ્વતીને જેના માતૃત્વને કારણે પ્રભુશ્રદ્ધાએ મારા હૃદયમાં જન્મ લીધો.

લિ.

શંકરલાલ ત્રિવેદી

# આશીર્વચન

શ્રી સદ્‌ગુરું દુર્લભરામજીના જન્મ સમય સંબંધી પ્રમાણો ઓછાં છે. તેમના પરમ શિષ્ય વેણુરામજી જહા કૃત એક પદમાં ગુરુ મહારાજનો જન્મ કાર્તિક વદી ૩ રવિવાર બતાવ્યો છે, જ્યારે એમની વાણીમાં એક સ્થાને પોતાના અનુભવનું વર્ણન કર્યું છે ત્યાં કાર્તિક વદી ૩ સોમવાર બતાવ્યો છે.

"તાર વિષે બાંળ સ્વરૂપ ૫ વર્ષનું આવિર્ભાવ પામ્યુ" પોતાની વાણીમાં એમણે પોતાને એટલે કે "દુર્લભને આત્મારામ જ કહ્યો છે. એ ઉપરથી ભક્તો એમ માને છે કે દુર્લભરામજી એક અલૌકિક પુરુષ હતા. જંગલમાં તંબૂરા ઉપર ભજન કરતાં કરતા ડુંગરપુરમાં પ્રગટ થયા. એમની વાણીમાં એક પદમા એક પંક્તિમાં એ કહે છે.

"જે લીલા જુનાગઢ ગાઈ તે લીલા મુખથી તે ગાઈ" એ ઉપરથી તેમના ભક્તો એમ માને છે કે તે નરસિંહના અવતાર હતા અને ગુપ્ત અધ્યાત્મવાણી પ્રકટ કરવા માટે એ ફરી પાછા સંસારમાં આવ્યા હતા.

હું એમની શ્રીવાણીનું પાન ૫૦ વર્ષથી કરી રહ્યો છું અને મેં એમને વિશ્વકલ્યાણકર્તા સદ્‌ગુરુ અખંડ આત્મા સ્વરૂપ જ માન્યા છે. એમના પંચાધ્યાયી રાસમાં લખે છે કે,

"ભાગ્યપૃથક આ રમે દુર્લભ, જુવતી જનને અનુસરી."

હું શ્રી શંકરલાલજીને ધન્યવાદ આપું છું કે પૂર્ણ પરિશ્રમ કરી આ અલૌકિક વાણી જનકલ્યાણ માટે પ્રકાશિત કરી છે, જેથી પાઠકગણ એ વાણીને આદરપૂર્વક પઠન શ્રવણ કરીને પોતાનો દેહ, બુદ્ધિ અને હૃદયનું માર્જન કરી શકશે અને દિવ્ય દુર્લભ સ્વરૂપનો અનુભવ કરી શકશે. દુર્લભવાણીને કોઈ ઉપમા આપવી એ સૂર્યને દીપક બતાવવા જેવું છે. જેમ જેમ પાઠક એ વાણીનું ગાન અને પાન કરશે તેમ તેમ રસમાં સરાબોર થતો જશે. આથી વધારે લખવું અતિશયોક્તિ જ છે.

આપનો

સ્વામી પરમાનંદ સરસ્વતી

## આમુખ

ગુજરાત–સૌરાષ્ટ્ર–કચ્છમાં રહી ગુજરાતી ભાષામાં જેઓએ કાવ્યસરિતા વહાવી છે તેવા મધ્યકાલીન સાહિત્ય સ્વામીઓમાંથી જેઓની રચના ગ્રંથસ્થ થઈ હસ્તલિખિત સ્વરૂપમાં જાણવામાં આવી છે અને છપાઈ છે તેવા સારસ્વતોનો પ્રાપ્ય પરિચય આપવાનું ન ચૂકેલા શોધક જીવડાની સામે સૌરાષ્ટ્રના વાસી એક ઉચ્ચ કોટિના, નરસૈયાને આંબવા જાણે કે પ્રયત્ન કરતો હોય તેવા, ભક્તકવિની કવિતા–નિઝરિણીનાં અચાનક દર્શન થાય, ત્યારે કેવો આનંદ થતો હશે એ અંતરાત્મા જ સમજી શકે. સંશોધનક્ષેત્રે ગળાડૂબ પડેલા આ જીવની સામે કવિ દુર્લભ એ રીતે ઊભો થાય છે. જુનાગઢમાં સં. ૧૭૫૩ના કાર્તિક વદ ૩ ને રવિવાર (તા. ૧–૧૧–૧૬૯૬)ના દિવસે જન્મેલા, સં. ૧૭૭૭ના શ્રાવણની પૂર્ણિમા અને ગુરુવાર (તા. ૨૭–૭–૧૭૨૧)ના દિવસે ડુંગરપુર જિલ્લા (અત્યારે રાજસ્થાન)માં આવેલા સાગવાડા નજીકના ભિલૂડા ગામના શ્રીરામચંદ્રજીના મંદિરમાં બેસી એની નરસૈયાનાં હાર સમેનાં પદોની હરીફાઈ કરતી ૧૨ પદોની નાની રચના કર્યા પછી નાની મોટી અનેક રચનાઓ અને ભક્તિપદોની પણ રચના આપી. ગુજરાતની પૂર્વ સરહદ પર આવેલા પ્રદેશોમાં મુખ્યત્વે ગુજરાતી ભાષામાં સેવા આપી સં. ૧૭૯૩ (ઈ. સ. ૧૭૩૬–૩૭)માં માત્ર ૪૦ વર્ષની વયે શમી ગયો, વાંસવાડા (જિ. વાંસવાડા, રાજસ્થાન)માં જુનાગઢના નાગર કુટુંબમાં જન્મેલા જે કવિની ગુજરાત–સૌરાષ્ટ્રમાં મળેલી હસ્તપ્રતોમાં કે સાંભળીને મુદ્રિત થયેલા કાવ્યસંગ્રહોમાં ક્યાંય કોઈ કૃતિ જાણવામાં આવી નથી. એનાથી એક વસ્તુ સમજાય કે એણે જુનાગઢમાં તો કોઈ રચના કદાચ કરી નથી. ૨૪ વર્ષની વયે તો એ ભિલુડામાં જઈ એનો શ્રીરામચંદ્રજીના મંદિરનું તાળું એની તાલાવેલી ભરેલી પ્રાર્થનાઓથી પૂર્ણ પદોની રચના કરે છે. એ પહેલાં એણે રચનાઓ કરી હોય તો અસંભવિત તો નથી જ, પણ ક્યાં કરી એ જાણવાનું આપણને હજી કોઈ સાધન મળ્યું નથી.

એનું પ્રાપ્ત સમગ્ર સાહિત્ય જોતાં નરસૈયાને આંબવા મથતો આ ભક્તિમાર્ગીય કવિ છે એમ તો સ્પષ્ટ રીતે જોવા મળે છે. આ કાવ્યગ્રંથના વિદ્વાન સંપાદકે એની વિસ્તૃત પ્રસ્તાવનામા ઉતારેલાં સંખ્યાબંધ અવતરણોથી કવિની ઉપર શ્રી વલ્લભાચાર્યજીના શુદ્ધાદ્વૈત વેદાંત સિદ્ધાંત અને પુષ્ટિમાર્ગીય ભક્તિ સિદ્ધાંતની છાયા અનુભવી શકાય છે. જુનાગઢ–માંગરોલમાં પરબત મહેતા

(નરસિંહ મહેતાના કાકા)ના વંશજો પુષ્ટિમાર્ગના અનુયાયીઓ હતા. બેશક 'વૈષ્ણવ' અવટંક ધરાવતા પરબત–વંશજો સિવાયના નાગરો પુષ્ટિમાર્ગીય વૈષ્ણવો હોવા વિશે કોઈ પ્રમાણ નોંધાયું નથી. છતાં દુર્લભ પરબત મહેતાનો વંશજ હોય યા એવા વંશજોના સતત સંપર્કમાં આવી સંસ્કાર પામ્યો હોય. ગમે તે હોય, પણ એના વૈષ્ણવી સંસ્કાર એની માતૃભૂમિ–જૂનાગઢમાં મળ્યા હોવાની શકયતા છે. સંપાદક શ્રી જણાવે છે કે જૂનાગઢમાંથી ૧૨ વર્ષની ઉંમરે કવિ નીકળી ગયો અને ૨૪મા વર્ષે ભિલૂડામાં હતો. એ ૧૨ વર્ષના ગાળામાં એ પ્રવાસમાં હોય. પુષ્ટિમાર્ગીય ભક્તકવિ દયારામના વિષયમાં પણ લગભગ આવું જ બન્યું હતું. એના 'રસિકવલ્લભ'માં એ યાત્રા એ નીકળી ગયેલા અને લાંબે ગાળે પાછા ફર્યા પછી, નાથદ્વારમાં વનમાળીજીના મંદિરવાળા ગો. શ્રી વલ્લભજીનો દીક્ષા પામ્યા પછી, ચાણોદમાં આવીને સાહિત્યસેવામાં લાગી પડેલા. દુર્લભને મળેલા વૈષ્ણવી સંસ્કારનું પણ આવું જ બનવું અસંભવિત નથી. જૂનાગઢના વતની અને પછીથી ગાયકવાડની સેવામાં મજમૂદાર તરીકે જાણીતા, ફારસીના પણ જ્ઞાતા ભક્તકવિ ત્રીકમદાસ ભવાનીશંકર દુર્લભ કવિના સં. ૧૭૯૩ના અવસાન પૂર્વે ત્રણ વર્ષે જૂનાગઢમાં જ જન્મેલા. પરબત મહેતાના આ ત્રીકમદાસ નવમા વંશ જ હતા. એટલે દુર્લભ ત્રીકમદાસ-ના પિતા ભવાનીશંકર અને દાદાના સંપર્કમા આવ્યા પણ હોય. ગમે તે હો, દુર્લભની ૧૨ વર્ષની કે ૨૪ વર્ષની વય સુધીમાં દુર્લભને પુષ્ટિ માર્ગના–શુદ્ધાદ્વૈત વેદાંતના સંસ્કાર મળ્યા હોત તો એને અસંભવિત કહી શકાશે નહિ. સંપાદકે પ્રાસ્તાવિકમાં અભ્યાસ 'દુર્લભવાણી ભક્ત દુર્લભની કાવ્ય સરિતા' શીર્ષક નીચે સવિવેચનનાં પહેલાં કવિનાં કાવ્યોમાંનાં અવતરણોથી આ સમજી શકાય એમ છે. આવી સંભવિતતાનો સ્વીકાર ન કરીએ તોયે દુર્લભની સમક્ષ નરસિંહ મહેતાની વિપુલ રચનાઓ તો હતી જ, જે એણે એની કુમારાવસ્થામાં સાંભળવાના વિષયમાં શંકાને સ્થાન નથી.

દુર્લભનાં તત્ત્વજ્ઞાનનાં પદો ઉપરાંત નાના–મોટા રાસ, મહિના, વિનંતિ, હોળી–ફાગનાં પદ, વિનય આદિનાં પદ, શૃંગારનાં મોટી સંખ્યાનાં પદ, વાત્સલ્યનાં પદ, અને પ્રભાતિયાનાં પદ વગેરે જોતાં નરસિંહ મહેતાની પરિ-પાટીનો ખ્યાલ વાચકને આવ્યા વિના રહેતો નથી. ભિલૂડાના શ્રીરામચંદ્રજીના મંદિરમાં દર્શન ન કરી શકે માટે નાગરોએ મંદિરને તાળું મારી દીધેલું અને દુર્લભની પ્રાર્થનાઓના છલવલાટથી પ્રભુની કૃપાએ તાળું તૂટી ગયું ને શ્રીરામ ચંદ્રજીનાં દર્શન દુર્લભ કરી શકયો એ 'મોટિફ' નરસિંહ મહેતાના હાર પ્રસંગને અનુરૂપ છે અને આ ૧૨ પદોમાંનાં ૭મું–૮મું–૯મું એ ત્રણ પદોનો 'હારસમેનાં

પદ'નાં જાણે કે ન હોય એવાં, છતાં દુર્લભનાં સ્વતંત્ર છે. દુર્લભ 'સુદામા ચરિત્ર' પણ આપે છે. નરસિંહના પ્રવાહી ઝૂલણામાં નહિ, પણ 'કડવાં'ઓના રૂપમાં આપે છે, ભલે દરેક એકમ ઉપર 'કડવુ' જોવા નથી મળતું. ધ્રુવકડીઓથી મંડિત હોઈ ૩૭ કડવાંનું એક હૃદયંગમ આખ્યાન જ છે.

એનાં 'મોટા રાસ' 'રાસપંચાધ્યાયી' 'નાનો રાસ' અને 'રાસનો સમો' એ રચનાઓમાં તો એ આલંકારિક કવિ તરીકે પણ ખીલી ઊઠે છે. આમાં એનું ભાષા ઉપરનું પ્રભુત્વ પણ ધ્યાન ખેંચે છે. એ સંસ્કૃત ભાષાનો પણ જ્ઞાતા હતો એ, એનું ૧ સંસ્કૃત પદ મળ્યું છે તે ન મળ્યું હોત તો પણ આ સમૃદ્ધ રચનાઓથી સમજી શકાય એમ છે. ફાગણના મહિના અને અષાઢના મહિના એ પણ વિપ્રલંભ શૃંગારથી મંડિત સુંદર આલંકારિક રચનાઓ છે. એનાં 'શૃંગારનાં પદ' અલગ અલગ ત્રણ સ્થળે છાપવામાં આવ્યાં છે. આરંભના ઝૂમખામાંની પદ્ધતિ નરસિંહ મહેતાની ચાતુરીઓની છે, તો બીજા ઝૂમખાનાં પદ 'કડવા' પ્રકારનાં તેમ નાના એકમનાં પણ છે. આમાં ક્યાંક વિપ્રલંભ શૃંગાર તો ક્યાંક સંયોગશૃંગાર વિપુલતાથી નિરુપાયો છે, એટલે દુર્લભને કવિત્વની દૃષ્ટિએ ભાલણ અને મીરાં કરતાં તો વધુ ઉચ્ચ કહી શકાય એમ પણ છે. પણ એ દયારામનો એક સમકક્ષી થઈ રહે છે.

ભાલણની જેમ એ વાત્સલ્યનાં પદ આપે છે, તો નરસિંહની જેમ પ્રભાતિયાં પણ આપે છે. આમ એ રંગાયેલો રસિક ભક્ત કવિ છે એમ એની રચઓના વાચનથી કહી શકાય એમ છે.

[ સંપાદક બીજા પાનામાં શ્રીપરમાણંદ સ્વામીનાં 'દુર્લભચરિત્ર'નાં અવતરણ આપતાં પહેલાં 'વાગડ' દેશ વાચક શબ્દ આપ્યો છે ત્યાં એની પછીના કૌંસમાં 'વાઝવર' એવું એનું સંસ્કૃત મૂળ નોંધ્યું છે. જાણવા જેવું છે કે ડુંગરપુર–વાંસવાડાના પ્રદેશને 'વાગડ' કહેવામાં આવે છે તેમ કચ્છની તળભૂમિ અને ઉત્તર ગુજરાતની ભૂમિની વચ્ચે રણની નાની પટ્ટીની પશ્ચિમ બાજુના ગુજરાતી ભાષી પ્રદેશને પણ 'વાગડ' કહે છે. આ પાછલાને પહેલાથી જુદો પાડવા 'કચ્છ વાગડ' કહેવામાં આવે છે. ત્રીજો 'વાગડ' પ્રદેશ મારવાડની ઉત્તર સીમાએ બિકાનેર જિલ્લામાં આવેલો છે. આનું મૂળ સંસ્કૃતમાં શોધવું અત્યાર સુધી તો નિષ્ફળ ગયું છે. 'આ ત્રણે પ્રદેશ જોઇએ તો ત્યાં ત્યાં તે તે વિશાળ 'વગડો' છે, જંગલોનો છે. 'વાગડ'નું પ્રાકૃત દેશ્યરૂપ * વગ્ગડ અને 'વગડા'નું * વગ્ગડઓ–અપ * વગ્ગડઉ' હોઇ શકે. એનું કોઇ * વર્ગંત કે * વર્ગટ જેવું મૂળ સંસ્કૃતમાં શક્ય નથી. વાર્ગટિક (સં. ૧૦૩૦), વાગટ

(સં. ૧૦૫૧), વગ્ગડ સં. ૧૩૯૦), વાગ્વર (સં. ૧૫૭૧), વાંગ્વટ (સં.૧૫૮૧), વૈયાગડ (સં. ૧૫૯૩) આવાં રૂપ ઉત્કીર્ણ લેખો-ગ્રંથો વગેરેમાં જોવા મળે છે. તો શુદ્ધ વાગડ નામ (સં. ૧૨૪૨ જેટલા સમયથી વિપુલતાથી વપરાયેલું જોવાં મળે છે. સં. ૧૩૯૦માં વગ્ગડ પ્રાકૃતરૂપ પ્રયોજાયું છે, જે વાગડ તો ૧૫મી સદીમાં આવે, જ્યારે એ સં. ૧૨૪૨ જેટલું જૂનું હોઇ સ્થાનિક દેશ્ય શબ્દ જ સમઝાય છે. ]

નોંધપાત્ર તો એ છે કે એની સંખ્યાબંધ રચનાઓ વ્રજભાષાની છાંટ પણ ધરાવે છે એટલે એને પુષ્ટિમાર્ગીય અષ્ટ છાપના અને બીજા ભક્તકવિઓની રચનાઓનો પણ પરિચય છે; સાથોસાથ ભક્તિભાવ પૂર્વક એણે વ્રજયાત્રા પણ કરી હોય.

દુર્લભ વાગડના પ્રદેશમાં કેવો લોકપ્રિય હશે, એઓનું ચરિત શ્રી. પરમાણુંદ નામના સ્વામીજીએ કદાચ વાંસવાડામાં રહીને જ હિંદી ભાષામાં રચેલું જાણવામાં આવ્યું છે એનાથી સમઝાય છે. આ સ્વામીજી પણ આખાબોલા હતા અને સમકાલીન નાગરો તેમજ સમકાલીન 'વિષયી' 'મદમસ્ત' રાજવીની પણ ઝાટકણી કાઢવામાં બાકી નથી રાખતા; એ ખરું કે દુર્લભ એનાં વિનવણીનાં પદોમાં એ વિશે કહેતો નથી.

'દુર્લભ વાણીના વિદ્વાન સંપાદક ડૉ. શંકરલાલ ત્રિવેદીએ દુર્લભની રચનાઓના અભ્યાસ આરંભનાં ૮૬ પાનાઓમાં આપ્યો છે. તેમાંનાં શીર્ષક આ રચનાઓના સંક્ષિપ્ત છતાં તલસ્પર્શી અભ્યાસ હોવાનું કહી જાય છે. અમને લાગે છે કે 'એમ. ફિલ'મા લઘુ નિબંધ જેવા આ નિબંધને વધુ ઊંડાણથી આપવાનો સંપાદકે પ્રયત્ન કર્યો હોત તો 'પીએચ. ડી.' અને 'ડી. લિટ્'નો મહાનિબંધ થઈ શક્યો હોત. સંપાદકના હાથમાં હજી ઘણો સમય છે. આનો તુલનાત્મક વિસ્તારથી અને કાવ્યગત ચમત્કૃતિઓની વિશદ મીમાંસાપૂર્વકના વિવરણથી અભ્યાસ કરે તો એક મોટું કાર્ય એમને હાથે થશે.

આવા સંક્ષિપ્ત પણ અભ્યાસપૂર્ણ સંપાદનને માટે અભિનંદન આપતાં આનંદ અનુભવું છું. વિશેષ તો એ રીતે કે એક અજ્ઞાત કવિની અને એ પણ ગૌરીબાઈની જેમ વર્તમાન ગુજરાત રાજ્યના પૂર્વ સીમાડાની લગોલગ આવેલા પ્રદેશમાં રહીને કાવ્યસરિતા વહાવી ગયેલા અજ્ઞાત કવિરત્નની કવિતા પ્રથમવાર પ્રસિદ્ધિમાં લાવવાનું પવિત્ર કાર્ય કર્યું છે.

કેશવરામ કા. શાસ્ત્રી

અમદાવાદ-૩૮૦ ૦૦૬.
મધુવન, તા. ૧૬-૧-૧૯૮૪.

# સંપાદકીય બોલ

આજના ભોગ સંતૃપ્ત સમાજને ભક્તિનાં શીતળ વારિની જરૂરત છે. મનની અશાંતિ અને અસંતોષને ભક્તવાણી જ દૂર કરી શકે. સમય સમય ઉપર પ્રભુભક્તો અશાંત મનને પ્રભુના પંથે દોરવી જાય છે. નરસિંહ, તુલસી, સૂર, મીરાં, ચૈતન્ય અને તુકારામે ઉકળતી જીંદગીને શીતળ કરી છે. એ સંત પરંપરાની માળામાં એક નવો મણકો હું ઉમેરી શકયો છું તે પ્રભુની જ કૃપા.

મારા માશી ગંગામા દુર્લભની વાણી મારી માતા અને પિતાજીને સંભળાવતાં. હું પણ તે સાંભળતો. પૂજ્યપાદ સ્વામી પરમાનંદજીના શ્રી મુખે પણ તે વાણી મેં સાંભળી અને મારું મન એ દુર્લભ સાહિત્ય પ્રતિ આકર્ષિત થયું. કેટલાંય વર્ષો વહી ગયાં પરંતુ ગુપ્ત વાણી કેમ પ્રગટ થાય એ ભયના કારણે હું કંઈ ન કરી શકયો. તે છતાં હિંમત કરીને હું પૂજ્ય કે. કા. શાસ્ત્રીને મળવા ગયો. એમણે તેજ વખતે મને આ વાણીનું સંપાદન કરવા નિર્દેશ આપ્યો. જે માનવ કલ્યાણ માટે હોય તે ગુપ્ત ન જ હોઈ શકે. ભક્ત ભક્તિનાં વહેણ પ્રભુપ્રેમીઓ માટે જ વહેતાં મૂકે. એમની આ વાત મારા મનમાં વસી અને મેં કાર્ય પૂરું કર્યું.

ભક્ત દુર્લભનું મંદિર વાંસવાડામાં છે. પૂજ્યપાદ શ્રી ડોંગરે મહારાજના વરદ હસ્તે ત્યાં અન્નક્ષેત્રનો પણ આરંભ કરાયો છે. દુઃખી બહેનો અને વૃદ્ધ માતાઓ ત્યાં અપાર શાંતિ મેળવે છે. પ્રત્યેક પૂનમાસીને દિવસે વાણીનો પાઠ ત્યાં થાય છે.

આ કાર્યમાં સુહૃદ બંધુજનો અને મિત્રો તરફથી મને સહયોગ લગાતાર મળતો રહ્યો છે. શ્રી ગણેશભાઈ, શ્રી લલિતાશંકરજી અને શ્રી પ્રહલ્લાદજીએ મને જૂનું હસ્તલિખિત સાહિત્ય મેળવવામાં સારી મદદ કરી છે. ભાઈશ્રી ઋષિશંકરજી, શ્રી કેસરીમલજી સરાફ, શ્રી. સે. સ. રાધેલાલજી, શ્રી ગિરધારીભાઈ, શ્રી નવનીતલાલજી, શ્રી નર્વદાશંકરજી, શ્રી દુર્લભભાઈ, શ્રી સૂર્યશંકરજી તથા અમદાવાદમાં ભાઈ શ્રી નટવરભાઈ જહા અને બીજા વાંસવાડાના નાગર બંધુઓ તરફથી મને આ માટે ઘણું પ્રોત્સાહન મળેલ છે. ગુજરાત રાજ્યના ભાષાનિયામક તરફથી પુસ્તકપ્રકાશનની મદદરૂપે રૂ. ૨૦૦૦/– મળ્યા છે. તે સિવાય ભાઈશ્રી મદનમોહનજી તથા ખુશમનલાલજીની સતત લાગણી મને પ્રેરણા આપતી રહી હતી. એ સિવાય કેટલાય બંધુ છે જેના બધાનાં નામ આ પૃષ્ઠમાં સમાવવાં સંભવ નથી પરંતુ મારા હૃદયમાં કોતરાયલાં છે. ઉદયપુરમાં શ્રી ભવાનીભાઈ ઉપાધ્યાય, ડો. શિવકુમાર અને શ્રી પ્રેમશંકર શ્રીમાલી ની

સતત પ્રેરણા મારો પથ પ્રશસ્ત કરતી રહી. એ મારા બધા અગ્રજ તથા અનુજ બંધુઓનું પરમાત્મા કલ્યાણ કરે એ જ પ્રાર્થના. આ ગ્રંથનો આમુખ મહામના મહામહોપાધ્યાય પૂ. કે. કા. શાસ્ત્રીજીએ પોતાના કિંમતી સમયનો ભોગ આપીને લખી આપેલ છે તે બદલ તેમનો હૃદયપૂર્વક આભાર માનું છું.

ગુજરાત સરકાર તરફથી મળેલ પ્રકાશન સહાય માટે ભાષાનિયામક અને ગુજરાત સાહિત્ય એકેડેમીનો આભાર માનું છું. સુંદર છાપકામ માટે ચેતક પ્રીન્ટરીના માલિક શ્રી દીલિપભાઈનો રસ લઈને કામ પૂર્ણ કરવા બદલ આભાર માનું છું.

મારા નાનપણના મિત્ર ભાઈ શિવપ્રસાદ રાજગોરના માર્ગદર્શન અને નિરીક્ષણમાં બધું કાર્ય પૂરું થયું. એ તો મારા ભાઈ અટલે વધારે શું કહું ?

દુર્લભવાણી શ્રદ્ધાળુ ભક્તો સમક્ષ મેં રજૂ કરી છે. એ વાણીનો રસ પીને આનંદ પ્રાપ્ત કરી એ લોકો સ્વીકારે એટલે હું પોતાને કૃતાર્થ સમજીશ.

આ કાર્યમાં પૂજ્ય પાદ મહારાજ શ્રી દીનબંધુદાસજી (નાસિક), પૂજ્યપાવ વેદાંતાચાર્ય, સ્વામી રામાનંદજી (વાંસવાડા) અને પૂજ્યપાદ સ્વામી પરમાનંદજી (વાંસવાડા) દુર્લભવાણીના રસજ્ઞ, એમનો આશીર્વાદ મને મળ્યો જેના બળથી હું કાર્ય પૂરું કરી શકયો ! તેમને મારું નમન.

અંબાજીના મંદિર પાછળ, —ડૉ. શંકરલાલ ત્રિવેદી
કોલેજ રોડ, વાંસવાડા.
૨૦–૧૨–૮૩

# અનુક્રમણિકા

# દુર્લભવાણી—ભક્ત દુર્લભની કાવ્યસરિતા

ડૉ. શંકરલાલ ત્રિવેદી

## દુર્લભ આવ્યો

અઢારમી શતાબ્દીના આરંભ સાથે જ મુગલ સામ્રાજ્ય નબળું પડયું. દિલ્હીના બાદશાહોનો પ્રભાવ ક્ષીણ થયો. મુહમદશાહ અને તે પછી, અહમદશાહ અને આલમગીર જેવા નિર્બળ બાદશાહો ગાદી પર આવ્યા. મુગલોની નિર્બળતાને કારણે મરાઠાઓનું જોર વધ્યું. બાજીરાવ પેશવા ૧૭૩૫માં ડુંગરપુર થઈને ઉદયપુર પહોંચ્યો અને રાણાથી ચોથ વસૂલ કરી. નાદિરશાહના આક્રમણે મુગલ સલ્તનતની રહીસહી પ્રતિષ્ઠાને ધક્કો માર્યો. મરાઠા ડુંગરપુર, વાંસવાડા અને ગુજરાતથી ચોથ વસૂલ કરવા માંડયા. રાજસ્થાનમાં મુગલ પ્રભાવને અંતે રાજપૂત રાજાઓ ઐશ્વર્ય અને વિલાસની મોહજાળમાં ફસી ગયા. સત્તાને માટે ઘોરપાપ, મારપીટ, ષડ્યંત્ર વગેરેનો આશ્રય લેવા લાગ્યા. અશાંતિ, આર્થિક દુર્દશા, અજ્ઞાન, અયોગ્યતા, અરાજકતાને કારણે જનતા દુઃખી રહેવા લાગી. મુગલ શાસન તળે દબાયલી હિંદુ જનતામાંથી આત્મસન્માન અને આત્મવિશ્વાસનો લોપ થયો. સત્તા અને લક્ષ્મીના દાયરામાં અસફલ રહેલી હિંદુ જનતાએ આત્મસંતુષ્ટિ માટે આધ્યાત્મિકતા અને ભક્તિનો ભુલાયલો રસ્તો પાછો ખોળવા માંડયો.

વાગડ ક્ષેત્રની સ્થિતિ પણ દેશની સામાન્ય સ્થિતિથી જુદી નહોતી. ચાહે ડુંગરપુર હોય કે વાંસવાડા, બન્ને રાજઘરાણાં ઐશ્વર્ય અને વિલાસની ઉપાસનામાં લાગી ગયા હતા. મુગલકાલીન મુસલમાની પ્રભાવના લીસોટા સામાજિક જીવનમાં હજી પણ ગૂંથાયેલા હતા. વાંસવાડામાં તે વખતે વિષ્ણુસિંહનું રાજ્ય હતું. તે સં. ૧૭૬૯માં ગાદી ઉપર બેઠા અને સં. ૧૭૯૩માં મૃત્યુ પામ્યા (ઈ. સ. ૧૭૧૨

થી ઈ. સ. ૧૭૩૭) તેનો વધારે પડતો સમય મેવાડ, મુગલ અને મરાઠાના હુમલાઓથી બચીને પોતાનું રાજ્ય જાળવી રાખવામાં જ ગયો. જ્યારે મેવાડનો ભય વધ્યો ત્યારે તેણે બાજીરાવથી મેળ કરી લીધો. તે સમયે ધારથી મરાઠાના જે પ્રતિનિધિ, રાઘોજી અને ઉદાજી, ચોથ વસૂલ કરવા આવ્યા, તેમણે લૂંટફાટ આદરી દીધી. આમ મરાઠાના ઉપદ્રવોથી રાજ્ય વેરાન બની ગયું. આવી અસ્થિર અને અસંતુલિત સ્થિતિમાં પ્રજાનું કલ્યાણ તો ન જ થઈ શકે.

અઢારમી શતાબ્દીમાં ડુંગરપુર અને વાંસવાડામાં નાગરોની વસ્તી સારા પ્રમાણમાં હતી. મળતાં પ્રમાણોને આધારે ડુંગરપુરમાં નાગરોના લગભગ ૬૦૦ અને વાંસવાડામાં ૩૦૦ ઘર હોઈ શકે. વાંસવાડામાં નવી આબાદીમાં વિનાયકપુરાની ધર્મશાળાઓ અને ડુંગરપુરમાં શ્રી હાટકેશ્વરનું મંદિર તેનાં પ્રમાણો છે. આવી સુસંસ્કૃત, કલાપ્રિય અને ઉચ્ચ જીવન ગાળતી નાગરજાતિના પતનનો પણ આરંભ થઈ ગયો હતો. તે સમયમાં વાગડ (વાગ્વર) પ્રદેશના નૃપ અને નાગરોની સ્થિતિ કેવી હતી તેનું વર્ણન પૂજ્યપાદ સ્વામી પરમાણંદજી પોતાના "દુર્લભ ચરિત્ર"માં કરે છે.

नागर जाति विद्याहीना
दुष्ट चरित्र एह गर्व प्रवीणा ।
नृप विषयी मदमस्त अपारा
दुर्लभ गान करे निर्विकारा ॥

એવી વિષમ સ્થિતિમાંથી નૃપ અને નાગરોનો ઉદ્ધાર કરવા જાણે પ્રભુએ જ પ્રેરણા કરી મોકલ્યા હોય તેમ ભક્ત દુર્લભ "વંશપુર"[૧]માં આવ્યા. આને સૌભાગ્ય યોગ્ય જ કહી શકાય કેમકે છેલ્લાં ત્રણસો વર્ષોમાં નૃપ અને નાગરોને પાછા સંસ્કારી બનાવવા ચાર સંતો અહીં થઈ ગયા—વૈષ્ણવી પરંપરાના ભક્ત દુર્લભ, શૈવી-સાધનાના સદ્ગુરુ શ્રી કેશવાશ્રમજી મહારાજ, રામાનુચાચી ગુરુ મહારાજ ભગવાનદાસજી અને શંકર આરાધક ગુરુ મહારાજ શ્રી

૧. વાંસવાડા શિલાલેખોમાં વાંસવાડા માટે વંશપુર શબ્દ વપરાયો છે.

ભૈરવાનન્દજી. જ્યારે ભક્ત દુર્લભ ફરતાં ફરતાં વંશપુર (વાંસવાડા)માં આવ્યા, ત્યારે અહીંની હાલત જોઈને તેમને બહુ દુઃખ થયું.

फिरत फिरत बंसीपुरे आये
देखी दशा मन बहु अकुलाये ।

પરંતુ દુર્લભ તો પરમભક્ત ખરાને એટલે એમને શોક શાનો ? એમની ભક્તિનો પ્રભાવ રાજા ઉપર પડ્યો. તેણે દુર્લભને બોલાવ્યા. દુર્લભની વાણી અને જ્ઞાનથી તે અંજાયો.

सुनत नृपति दुर्लभ बोलावा
विमल वाणी सुनी हरखावा ।
बोधी कियो शुद्ध निर्विकारी
कुछ दिन रहे नागर द्विज माही ॥

રાજાને બોધ આપ્યો અને રાજામાં પરિવર્તન આવ્યું. મહારાવલ વિષ્ણુસિંહ પણ વૈષ્ણવ ધર્મને માનનારો હતો એટલે દુર્લભનો પ્રભાવ તેના ઉપર વિશેષ પડે એ સ્વાભાવિક જ છે. તે પછી તે નાગરવાડામાં નાગરો વચ્ચે જ રહ્યા. અહીંનો તેમનો સમય કૃષ્ણભક્તિ, કૃષ્ણકાવ્ય સર્જન, કીર્તન અને કૃષ્ણ ભક્તિના પ્રચાર, પ્રસારમાં જ ગયો.

વૈષ્ણવ ધર્મ નાગરોને માટે અજાણ્યો ન હતો. મધ્યકાલીન યુગમાં રામસ્વામી સંપ્રદાયના અનુયાયીઓ અહીંયા થઈ ગયેલા. રાધાવલ્લભ સંપ્રદાય અને પુષ્ટીમાર્ગીય સંપ્રદાયના અનુયાયીઓ પણ હતા. એટલે કૃષ્ણભક્તિનાં બીજ તો પહેલેથી જ હતાં. દુર્લભે પાછી કૃષ્ણ ભક્તિને જનસમાજમાં જગાડી અને નાગરોએ તે સ્વીકારી લીધી. અહીંના નાગરો માટે ભક્ત દુર્લભ ભક્ત નરસિંહનો અવતાર બની ગયો. તેનાં રચેલાં પદ અને રાસ આજ સુધી નાગરોમાં ગવાય છે. સાહિત્ય એટલું સરસ, સરલ અને સુંદર છે કે ભાવિક હૃદય ઉપર તે અમિટ છાપ મૂકી જાય છે. આ વાગડના વડનગરા નાગરોનો પૂજ્ય પ્રિય ભક્ત દુર્લભ જૂનાગઢથી આવ્યો હતો એમ કહેવાય છે.

नवधा पूर्व जूनागढ गाई
दुराधा प्रगट बनाई
(દુ. ચ. સ્વા. પ. સ.)[૧]

એનો જન્મ સૌરાષ્ટ્રમાં જૂનાગઢના વડનગરા નાગર બ્રાહ્મણ હરિનંદ પંડયાને ત્યાં વિ. સંવત ૧૭૫૩માં કાર્તિક વદી ૩ ને રવિવારને દિવસે થયો હતો. માતાનું નામ હીરા હતું.

गुर्जर[२] घरहि गाम निवासी
पंड्या हरिनंद ग्रहवासी
नाम हीर जशोदा अनामी
कुल सुधारे प्रगटे स्वामी
(દુ. ચ. સ્વા. પ. સ.)

તેમના જન્મ સમયે જ જ્યોતિષિયોએ કહેલું કે દુર્લભ એક મહાત્મા બનશે. એ વખતે પૂર્ણ અને નિર્વિકારી અભિજીત મૂહૂર્ત હતું.

તુલસીને તેની સ્ત્રીએ મહેણું માર્યું અને તેનાં અંતઃચક્ષુ ઉઘડયાં. સૂરદાસ જે સ્ત્રી ઉપર મોહિત થયો હતો તેને જ હાથે તેનાં બાહ્ય ચક્ષુ બંધ થયાં અને અંતરનાં બારણાં ઉઘડયાં. નરસૈંયાને ભાભીએ મહેણું માર્યું અને ગમાર નરસૈંયો "નરસૈંયો ભક્ત હરિનો" બની ગયો. ભક્તોની અંતરની ભક્તિ જ્યોત પ્રગટાવવાને "મહેણું" જાણે કે ચકમક હોય તેમ દુર્લભને પણ તેની કાકીએ મહેણું માર્યું.

शठ विद्याहीन पुत्र विकारी
मात तात तूं अति दुःखकारी
(દુ. ચ. સ્વા. પ. સ.)

કાકીનાં વચન બાણ વાગ્યાં. માતા-પિતા ચૂપ રહ્યાં. તે કંઈ બોલ્યાં નહીં. એ દુઃખ વધારે લાગ્યું. બાળકથી એ સહન ન થયું.

---

૧. દુર્લભ ચરિત્ર, પરમાણંદ સરસ્વતી.
૨. અહીં ગુર્જર ઘરનો અર્થ 'ગુજરાતમાં ઘર' થી છે.

દુર્લભને ઘણું ખોટું લાગ્યું. એણે અન્નપાણી છોડી દીધું. ત્રણ દિવસ ભૂખ્યો તરસ્યો એ ઘરમાં રહ્યો. વ્યગ્રતા એને ઘેરી વળી. "માતા પિતા પણ કંઈ કહેતાં નથી!" બાર વરસનો બાળક ઘર છોડીને નીકળી ગયો. ઘરમાંથી નીકળતાં જ કોણ જાણે ક્યાંથી વીણાનો મધુર ધ્વનિ તેના કાનમાં સંભળાવા લાગ્યો. મૃદંગના પડઘા તેના કાનમાં પડ્યા. અંતરાત્મા જનિત મધુર સ્વર લહરિએ અંતરમાં રંગ જમાવ્યો. અંતર આનંદથી પરિપૂર્ણ થયું અને દુર્લભે કરતાલ ઊઠાવી.

बाल अवस्था पूर्ण भई
वीणा धुनिय मृदंग ।
श्रवण करी अनहद धुनि
चमके अंतर रंग ॥
माता-पिता बोले कछु नाहीं
ताकु लिये हरखी मन मांही ।
अति उमंग हरिगुण गाये
सुनत भक्त जन दौडे आये ॥

કરતાલની ધ્વનિ ને દુર્લભનો કંઠ સુણી ભક્તો ભેગા થવા માંડ્યા. જૂનાગઢમાં નરસૈંયાના બે સૈકાઓ પછી પાછાં ભક્તિનાં પૂર આવ્યા. ઉંમર નાની અને લગ્ન કર્યાં નહોતાં એટલે કંઈ ચિંતા કે ફિકર તો હતી જ નહીં. હરિકીર્તનનો આનંદ ઉછળ્યો, ઉભરાયો અને નિર્બાધ ભક્તિની ધારા વહેવા માંડી. દુર્લભનું એક જ કામ નિતનવાં ભજનો સંભળાવવાં. દુર્લભે જૂનાગઢ ક્યારે છોડ્યું અને ક્યાં ક્યાં ગયો તેની વિગત હજી મળી નથી. દુર્લભને વાગડમાં આવ્યાનો પ્રથમ ઉલ્લેખ વિ. સં. ૧૭૭૭નો મળે છે. વિ. સં. ૧૭૫૩માં જન્મ હતો. એ હિસાબે ૧૭૬૫ વિ. સં.માં એણે ઘર છોડ્યું હશે. આ વચગાળાનાં ૧૨ વર્ષ એણે ક્યાં ગાળ્યાં હશે? કદાચ એ વૃંદાવન ગયો હોય; કેમકે તેનું વૃંદાવન વર્ણન ઘણું સુંદર છે. કદાચ વચમાં રોકાતે રોકાતે ખેડા જિલ્લામાં થઈને વાગડમાં આવ્યો હોય. એટલું

તો નિશ્ચિત છે કે તેણે વાગડના ડુંગરપુર રાજ્યમાં પ્રવેશ કર્યો અને મહી નદીને કિનારે વાસ કર્યો. ડુંગરપુરમાં મહી નદીને કિનારે ભીલુડા એક નાનું ગામ છે. ત્યાં રઘુનાથજીનું વાગડ ક્ષેત્રમાં પ્રસિદ્ધ મંદિર છે. ભગવાન રામની ભવ્યમૂર્તિ ઘણી જ સુંદર છે. કદાચ તે પારડા અને ગોવર્ધનનાથજીના મંદિરની મૂર્તિઓની સમકાલીન હોઈ શકે. દુર્લભે એ ગામમાં મહી કિનારે મુકામ કર્યો. તેનો એ નિયમ હતો કે બપોરે બાર વાગે રોજ રામજીનું દર્શન કરવું. દર્શન કરીને દુર્લભ ત્યાં ભજનો ગાતા. એમને માટે રામ અને કૃષ્ણમાં કંઈ ભેદ નહોતો. ગમે તેવો ભક્ત હોય છતાં દુનિયા તો તેના ઉપર એકદમ વિશ્વાસ ન જ કરે. તેમાં વળી પાછા નાગર. પછી શું કહેવું? જે નાગરોએ નરસિંહને ન છોડયો, તે દુર્લભને શી રીતે ચલાવી લે? નિન્દા એ તો નાગરોનો જન્મસિદ્ધ અધિકાર. ગર્વિલો સ્વભાવ કસોટી કર્યા વિના એકાએક તો ભક્તનો સ્વીકાર ન જ કરે. વાગડના નાગરો દુર્લભને પાખંડી સમજ્યા. વિદ્વાન અને મિમાંસક નાગરોએ વિચાર કર્યો કે દુર્લભની પરીક્ષા તો લેવી જ. નાગરોએ રઘુનાથજીના મંદિર ઉપર મોટું તાળું લગાવી દીધું. દુર્લભ રોજની પેઠે સ્નાન-ધ્યાનાદિથી નિવૃત્ત થઈ દર્શન કરવા આવ્યો. વિ. સં. ૧૭૭૭ના શ્રાવણની શુકલપક્ષ પૂર્ણમાસી ગુરૂવારનો દિવસ હતો. બપોરના ૧૨ વાગવાની તૈયારી હતી. દુર્લભે દ્વાર બંધ જોયાં. એણે તાળું ઉઘાડવા વિનંતી કરી. નરસિંહ મહેતાએ કુંવર બાઈને ત્યાં નાહવાને માટે ઉના પાણીમાં સમાણુ માટે ટાઢું પાણી માગ્યું હતું ત્યારે વહેવાણે કેવું મહેણું માર્યું હતું?

માગ્યા મેહ વરસે મહેતાજી
તો અમ પાસે શું માગો
બાજઠે બેઠા તાળ વજાડી
બોલ હ્રદયમાં વાગ્યો
(કુંવરબાઈનું મામેરું ભટ્ટ પ્રેમાનંદ)

એ જ સ્થિતિ દુર્લભની નાગરોએ કરી. નાગરોએ મહેણું માર્યું "અરે ભક્તરાજ, તમે આટલા બધા મોટા ભક્ત ને અમને શું

તાળું ઉઘાડવા કહો છો ? પ્રભુને જ કહોને કે દ્વાર ઉઘાડે. આપના પ્રતાપે અમને પણ પ્રભુનાં દર્શન થશે.”

तव नागर द्विज व्यंग बोलाई
आप बड़े भक्त न भये भारी ।
प्रभुही पोकारी द्वार उघडावो
हम लोगन को दरश करावो ॥
पूर्व भक्त नरसिंह हुए भारी
दामोदर माला पहिनाई ।
आप प्रसिद्ध भक्त निर्विकारी
निश्चय द्वार उघडि है भारी ॥

નરસૈંયાને હાર પહેરાવ્યો તો કંઇ તમારે માટે દ્વાર નહીં ઉઘાડે ? એ સાંભળતાં જ દુર્લભે તાળ વગાડી અને તેના તન્મય મધુર સ્વરથી વાતાવરણ ગુંજી ઉઠયું.

ગિરિવર ધરણ ધનુષધારી પ્રત્યે
યાચું થઈ હું દીન
કરૂણામય સાગર મન મારું
ઉભય ચરણમાં લીન.....ધન્ય
દેવકીસુત કૌશલ્યા સુત બે
સમજી દરશણ આપો
ભણે દુર્લભ વચ ભાવ પુરસ્પર
ભવભય બંધન કાપો...ધન્ય

એક પછી એક પદો નીકળતાં જ ગયાં. વ્યાકુળતા વધી અને બારમા પદને અંતે તાળું ઉઘડીને નીચે પડયું.

દ્વાર ઉઘડિયું તાળે જડિયું
ધસ્યો ધામથી જાણી રે
રાખી મામ નામની સહુમાં
અનુકંપા મન આણી રે

તાળું તૂટ્યું. નાગરો વિસ્મિત થયા. જે વાંચી નહોતા માનતા; તે હાર્યા ત્યારે માન્યું. બધાએ ભક્ત દુર્લભને પાયે લાગ્યા. ચરણ-સ્પર્શ કર્યો. ભક્ત દુર્લભ તો નિર્વિકાર અને નિર્લેપ હતા. "પ્રભુએ દ્વાર ઉઘાડ્યું એ તો એણે પોતાનો મહિમા જાળવી રાખવા માટે. મારી ભક્તિ એવી થોડી છે? કંઇ મારામાં શક્તિ થોડી છે?" એ પછી દુર્લભે ભીલુડું ગામ છોડ્યું. મહીને સામે કિનારે ઉતર્યા અને વાંસવાડા આવ્યા અને નાગરવાડામાં રહ્યા.

×

## ૨

### વહેતી ગંગા

વાંસવાડાનાં નાગર કુટુંબો કૃષ્ણનાં ભક્ત થયાં. ઘણાએ દુર્લભને ગુરુ માન્યા. નાગરોમાં સંસ્કાર પાછા જાગૃત થયા. નરસિંહની હાર-માળા કે મામેરા સાથે દુર્લભના રાસ અને પદ પણ ગવાયાં. આપણે ભારતના લોકોમાં એક એવી પ્રવૃત્તિ રહી કે જેના કારણેથી આપણે ઘણું ગુમાવ્યું છે. સંત વાણીને ગુપ્ત રાખવાની પ્રથા પડી છે. આ કારણે કેટલુંય સંત સાહિત્ય અતીતમાં અણજાણે લુપ્ત થયું છે. એ જ સ્થિતિ દુર્લભ સાહિત્યની રહી. પરંતુ સદ્‌ભાગ્યે કેટલાયે અધિકારી અથવા અનધિકારી ભક્તોએ દુર્લભ વાણીનો મોટો ભાગ ઉતારી લીધો. એની નકલો કરી એકબીજાને આપી. ભાવ સારાંશરૂપે પણ તેને પ્રગટ કરવા પ્રયત્ન થયો પરંતુ દુર્લભ મન મસ્તિષ્કમાં બેઠેલા કમનીય કવિને કોઈએ પિછાન્યો નહીં. આવી સરસ, લાલિત્ય અને માધુર્યથી છલકાતી વાણી સીમામાં જ બંધાઇ રહે એ શી રીતે યોગ્ય કહેવાય? ગંગા તો વહેતી જ હોય. તે તો જન જનને નહાવા માટે અને પવિત્ર થવા માટે હોય. દુર્લભને પેટીમાં પૂરીને ન રાખી શકાય. તેની કાવ્ય સુરસરિતામાં બીજાને નહાવા ન મળે એ મને ઠીક ન લાગ્યું. ભક્ત આપણા સાહિત્યનું સૃજન સ્વાંતઃ

સુખાય તો કરે જ પરંતુ તેમાં લોકકલ્યાણ સમાયલું જ હોય. પ્રભુનું નામ તો સહુને પાવન કરે. સમષ્ટિ કલ્યાણમાં જ વ્યષ્ટિ કલ્યાણ સમાયલું રહે છે. એટલા જ માટે દુર્લભની કાવ્ય ગંગાને વહેતી મૂકવાનો વિચાર કર્યો. સાથે જ તેના સાહિત્યનું અધ્યયન અને સંકલન પણ કર્યું. જેટલી મારી ગતિ છે અને મારી સમજ છે એટલું જ હું કરી શકું. મારા અધ્યયનમાં વૈયક્તિક પૂર્વાગ્રહની છાયા હોઈ શકે કેમ કે હું જાણું છું કે

નથી હું કવિ કે નથી જ્ઞાનધારી
નથી ભક્ત કે હું શકું કંઇ વિચારી
કરૂં એટલું કે હું, લઇ જે પકાવ્યું
પરોસું બનાવ્યું બીજે સ્વાદકારી

એટલે પાઠકો મને ક્ષમા કરશે. ભક્ત દુર્લભ સૌરાષ્ટ્રમાં જન્મ્યા, ભીલુડામાં પરચો દેખાડયો ને વાંસવાડામાં જીવન લીલા વહન કરી. ભીલુડાના પ્રસંગ સમયે તેમની ઉંમર ચોવીસ વર્ષની હતી. તેમના વાંસવાડામાં નિવાસ દરમ્યાન તેમનું કોઈ પણ સંબંધી જૂનાગઢથી આવ્યું હોય તેમ લાગતું નથી. કદાચ દુર્લભ ગુપ્તવાસમાં હોય અને માતાપિતાને તેની ખબર ન પણ હોય. બાળબ્રહ્મચારી દુર્લભ અજ્ઞાત વાસમાં જ રહ્યો હોય એમ લાગે છે. દુર્લભની ઈહિ લીલા વિ સં. ૧૭૯૩માં સમાપ્ત થઈ. તેમના ભકતો એમ માને છે કે તે સદેહે સ્વર્ગ ગયા

संवत सतरा–त्राणु मांही
अंतर्ध्यान सदेह जगमांही । (ક. ચ.)

પોતાના ૧૬ વર્ષના વાંસવાડાના નિવાસ દરમ્યાન દુર્લભે જે સાહિત્ય સર્જ્યું તે નોંધપાત્ર છે. એમની જીવનલીલા ચાલીસ વર્ષની નાની વયમાં જ સમાપ્ત થઇ.

×

# ૩

## દુર્લભ દર્શન

દુર્લભ એક ભક્ત કવિ હતો. જેટલા ભક્ત કવિ થઇ ગયા તે બધા પહેલાં ભક્ત અને પછી કવિ હતા. કવિતા પ્રભુ પ્રેમની અભિ-વ્યક્તિનું તે સાધન હતી. એટલે કાવ્યત્વ તો માત્ર તેમની ઇષ્ટસાધનાનું સાધન છે. ભક્તિ તો દેખાડવાની ઘણાએ કરેઃ કોઇ નર્કથી બચવા કરે કે કોઈ સુખ મેળવવા કરે જેને આપણે "વૈધિ" ભક્તિ કહીએ. તેવી ભક્તિથી અભ્યુદય ન જ થાય. 'ભક્તિ સુધાસિંધુ'માં કહ્યું છે

भक्ति मुक्ति स्पृहा यावद्<br>
पिशाची हृदि वर्तते ।<br>
तावद् भक्ति सुखस्याय कथमभ्युदयो भवेत् ॥

ભક્ત તો મુક્તિની સ્પૃહા પણ ન કરે "કૃષ્ણ પ્રાપ્તિ અને કૃષ્ણને જ સુખ દેવુ" તે જ તેનો ઉદ્દેશ્ય. દુર્લભ તો ચાહતો હતો. શ્રીકૃષ્ણલીલા રસામૃતનું આસ્વાદન. લગભગ બધા વૈષ્ણવ આચાર્યો આ મધૂ ભાવની ભક્તિને સ્વીકારે છે. કૃષ્ણ ભક્તિ સાહિત્યમાં સ્વકીયા અને પરકીયા ભાવનું નિરૂપણ આવે છે. કૃષ્ણ ભક્તિમાં પરકીયા ભાવને મનોવૈજ્ઞાનિક દૃષ્ટિથી સ્વીકારાયો છે. પરકીયા ભાવમાં સ્વેદ, સંકોચ, ચાપલ્ય, ચંચલતા, વ્યંગ, કટાક્ષ, લજ્જા, ભય આદિ ભાવનાઓ પ્રેમ અને પ્રિયપ્રાપ્તિની એષણાને તીવ્ર બનાવે છે. અભૂત-પૂર્વ પ્રેમરસથી છલકાતી ઉભરાતી ભક્તિને વધારે ચુંબકીય બનાવે છે. કારણ એટલું જ કે પત્નીરસ કરતાં કાન્તારસમાં ખેંચાણ અને ઝંખના વધારે હોય છે. આ પ્રમાણે શ્રૃંગાર ભક્તિનો પરકીયા ભાવ પ્રેમ સુધાને બલવતી, તીખી અને ચમત્કારી બનાવે છે. જે ઓછું મળે તે વધારે ભાવે. પ્રેમ લક્ષણા ભક્તિમાં પરકીયા ભાવ સાંસા-રિકતાથી ઉચ્ચ જઇને આધ્યાત્મિક વર્તુલમાં પહોંચી જાય છે.

દુર્લભ પુષ્ટી માર્ગીય ભક્ત છે. તેની કાવ્યપંક્તિઓમાં આ મત સ્પષ્ટ રૂપે પ્રતિબિંબિત થાય છે. પ્રભુને રમણ કરવાની ઇચ્છા થઈ અને એણે પોતાની ઇચ્છાથી જ સૃષ્ટિ ઉત્પન્ન કરી.

इच्छा मात्रेण मनसा
प्रवाहं सृष्टवान् हरिः
वचसा वेद मार्गं हि
पुष्टि कायेन निश्चया

ત્રણ પ્રકારની સૃષ્ટિ. પ્રવાહ સૃષ્ટિ, વેદમર્યાદા સૃષ્ટિ અને પુષ્ટિ સૃષ્ટિ. તેમાં પુષ્ટિ માર્ગીય ભક્ત તો આત્મારામમાં જ રમણ કરે એટલે તેને લોકમર્યાદા કે વેદમર્યાદા ન નડે. તે તો ભગવદ્ લીલાનો સતત સ્વાદ લીધાં જ કરે. એને માટે તો કૃષ્ણ "રસો વૈસઃ" જ હોય. રસોમાં પણ પુષ્ટિમાર્ગીય ભક્ત શ્રૃંગારને શ્રેષ્ઠ માને કેમકે પુષ્ટિ વિચારધારા આનંદ તત્ત્વ ઉપર જ વધારે ભાર મૂકે છે. દુર્લભને માટે પ્રત્યક્ષ કૃષ્ણ સામીપ્ય અને તેની સાથેનું રસાસ્વાદન એ પરમ ચરમતમ રસની સીમા બની રહે છે અને તેમાંથી માધુર્ય ઝરતું જ રહે છે. રાસલીલાની અનુભૂતિ માટે જ તે બધું કરે કેમ કે તે જાણે છે કે રાસ પણ રસનો જ દ્યોતક છે.

रसानां समूहो रासः

કૃષ્ણ, રાધા અને ગોપીઓનો સંબંધ અગ્નિ અને તેની દાહક શક્તિ જેવો છે. બન્ને જુદાં થઈ જ નથી શકતાં. ભવિષ્યપુરાણમાં પણ આવે છે કે પરકીયા ભાવથી જે મિલન થાય તે ઘણું જ સુખ આપે છે. પરકીયા સમર્પણ પછી તો સ્વકીયા જ બને છે. પુષ્ટિ માર્ગના સિદ્ધાંત પ્રમાણે કૃષ્ણ, ગોપી અને તેનો પતિ ત્રણે કૃષ્ણ સ્વરૂપ જ છે. તે જુદા નથી. કૃષ્ણબ્રહ્મના સ્વીકાર સાથે જ અભેદ સ્થાપિત થાય અને બધુંય બ્રહ્મમય બને. કૃષ્ણ બધામાં છે. સનત્કુમાર સંહિતામાં શિવજીએ બતાવ્યું છે કે શ્રીકૃષ્ણની પરમ પ્રેયસી રાધા આહ્લાદિની, રહસ્યમયી, 'પરમ ઉત્કૃષ્ટ પરકીયા ભાવથી જ, વાસનાથી

પર બની આધ્યાત્મિક સ્થિતિમાં કૃષ્ણ સાથે રમણ કરે છે. શ્રીધર સ્વામી પણ આ ભાવને સ્વીકારે છે. એટલે કૃષ્ણ પ્રાકૃત જગતમાં માત્ર રાક્ષસોના સંહાર માટે જ નહીં, પરંતુ એ તો

"स्व नित्यसिद्ध स्वायत्त भवतारिणः" છે. "એ પરમ સાર રૂપ નિત્ય પરિકર સાથે અવતીર્ણ થઈ અદ્દભુત લીલા કરે છે, આપણી જોગમાયા સ્વરૂપ શક્તિ સાથે."

દુર્લભ એ જ પંથે પળ્યો છે. એ માર્ગે જવાનાં બે સાધન (૧) પ્રેમલક્ષણા ભક્તિ અને (૨) શુદ્ધાદ્વૈત બ્રહ્મવાદ. આ બન્ને તત્ત્વો દુર્લભના કાવ્યમાં સ્પષ્ટરૂપે તરી આવે છે. આપણાં વેદાંત દર્શન જ્ઞાન દશાને મુક્ત દશા માને છે ત્યારે દુર્લભ હૃદય દશાને આત્માની મુક્તિ દશા માને છે. આપણે એ બન્ને તત્ત્વોને દુર્લભના કાવ્યમાં પરખવાં પડે. દુર્લભ શુદ્ધાદ્વૈતની દૃષ્ટિએ સાકાર નિરાકાર, ચરસચરાચર, જડચૈતનમાં જીવ, જગત અને બ્રહ્મની ઐક્યતા દર્શક બ્રહ્મવાદનું સ્થાપન કરે છે. તેના માટે જીવ એટલે જેનામાંથી આનંદ તત્ત્વનો તીરોભાવ થયો હોય તે અસ્તિત્વ. દુર્લભનો માર્ગ નિવૃત્તિ પ્રધાન છે. દૃઢાસક્તિ સાથે મન તથા ઈન્દ્રિયોનો નિરોધ કરવો એ મુખ્ય વસ્તુ છે. નીચેની પંક્તિઓ દુર્લભ દર્શનને અભિવ્યક્ત કરે છે.

(૧) માયા તારી ને તું નો તું જ છે રે
ઘટ ઘટ તારો વાસ.
વર્ણવી શક્યો નથી હું તને રે
તે તેમ તારો દાસ.

ગોપી (૨) તું સૂર્ય અમો રશ્મિ રૂપ
ન ચ ભેદ જાણીએ મહીં ભૂપ
રવિ ઉદય આગમે ઉદે થાય
રવિ અસ્ત થયે લય રવિ માંહિ
હરિ મણીની કાંતિ માણું શું રમે
જે જળના તરંગ જળમાંહી શમે

તે તરંગ અલગ તે કેમ થાંએ
અબળા એમ લય થઈ તુજમાંએ
હરિ તન છાયા તન શું વળગી
તે દેહાંતે નવ રહે અળગી

(૩) છે નિર્ગુણ, ગુણીને ગુણ ભાસે
સ ચ સિદ્ધ જે જેમ ઉપાસે

(૪) સગુણ નિર્ગુણ ઉભય એજ અજ્ઞાનતા
શાસ્ત્ર શ્રુતિ મન મતિ એમ ભાખે.

(૫) સગુણ નિર્ગુણ ઉભય એહ વચ ભ્રમણા
બ્રહ્મનું ફૂટણું કંઇક ફૂટે.
વાણી આલોડતી વાચા રંભણુ રચી
તે તજી તારૂણી તત્ત્વ લૂંટે.

(૬) જેમ સૂત્ર તંતુથી વસ્ત્ર થયાં બહુનામી રે
તેમ સૂત્ર તો પરનામ કામના પામી રે
જેમ ભાંડ પાત્ર રસ ભિન્ન કીધાં ગ્રહી રે
તું જોને વિચારી મન અંતે એક માંહી રે
જેમ ધાતુ પાત્રના બંધ નાના જાતી રે
બીજા સકળ કલાપના ધંધ અંતે એક ધાતુ રે
જેમ કાષ્ટ ઘાટના બંધ જગત ભુલાવો રે
એ સાચું મને વદે વેશ પ્રેમ લાવો રે.

(૭) કૃષ્ણ અદ્વૈત તે. એક દ્વૈત તે થયો
અનુભવ દેહને

(૬) એક અદ્વૈત તન દ્વૈત જાણે નહીં
દુર્લભ સંત હરિ એક તોલે.

(૭) હું વચ્ચે તું વચ્ચે ભેદ ભાસે નહીં
ભોળવી લોકને ભુવન જાવું

ભગવાન અને ભક્તમાં ભેદ ન જ હોય. દુર્લભને માટે તો સાકાર નિરાકાર, જીવજગત અને જગજીવન તે એક જ છે. પરબ્રહ્મ પુરુષોત્તમ, રસિક પુરુષોત્તમ રૂપે આવિર્ભાવ કરી કામ જેટલો જ તેની સાથે સંબંધ રાખે અને કાર્ય સંપૂર્ણ થાય એટલે પાછો પોતાની પૂર્વ સ્થિતિમાં આવી જાય. આ બ્રહ્મવાદમાં અલૌકિક ગુણવિશિષ્ટ સગુણ સાકાર બ્રહ્મ છે તે જ બ્રહ્મ લૌકિક ગુણથી પર હોવાથી નિર્ગુણ પણ છે. કાર્ય થાય એટલે પ્રભુ અદૃશ્ય થાય.

વધૂ અધુના સંગ ક્રીડી
અંતર ધ્યાન અદૃશ્ય થઈ.

એ તો વધૂ માટે જ આવ્યો હતો.

તુજ માટે કરી માનુષી દેહ ધરી
ઊતર્યો એટલો સ્થાનક ભેદી.

બ્રહ્મવાદમાં આનંદમય બ્રહ્મ તેજ પ્રમેય. આનન્દમય સગુણ સાકાર કૃષ્ણ અને નિર્ગુણ નિરાકાર બ્રહ્મ એક જ છે. સાકારતા એ નિરાકાર બ્રહ્મની અભિવ્યક્તિ જ છે.

આનંદ સો બુદ્ધિ કો સંગી
પૂર્ણાનંદ ત્રિહુવિધ સંધિ
પૌરૂષ પૌરૂષી તારક ભવ એ
બ્રહ્માનંદ હી કહું સર્વ એ.

આ પ્રમાણે મનુષ્યમાંથી આનંદ પ્રત્યયનો જે લોપ થાય છે તે આનંદ પાછો મેળવવો એ જ જીવનનું લક્ષ્ય. એ આનંદનો એકાત્મિક રસધારા અને રસોત્પત્તિ વિના સંભવ નથી. એટલે જ ભક્તોએ પ્રેમ-લક્ષણા ભક્તિને અપનાવી લીધી છે. પ્રેમલક્ષણા ભક્તિનાં કેટલાક સ્વરૂપ છે પણ દુર્લભ વધૂ ભાવ ને જ વળગી રહે છે. સખ્યભાવ અને દાસભાવનું નિરૂપણ તેણે અવશ્ય કર્યું છે. કૃષ્ણપ્રેમનું ધીરે ધીરે એવું વ્યસન બને કે કૃષ્ણસ્મરણ અને કૃષ્ણદર્શન વિના ચેન જ ન પડે. ભક્ત પોતાનો પ્રાણાત્મા પ્રભુને અર્પણ કરી દે; સમસ્ત

સાંસારિક ભોગ પણ શ્રી પ્રભુચરણમાં અર્પણ કરી, "હું" એ અહંકાર-ને ત્યાગે. તેને માટે લૌકિક આનંદ, મોહાનંદ, ભોગાનંદ આદિ આનંદ ન જ હોય. એ તો શ્રીકૃષ્ણના સુખને માટે જ પ્રયત્ન કરતો રહે. તેને માટે

કૃષ્ણ અદ્વૈત તે એક દ્વૈતે થયો
અનુસરી દેહ તે સંત અર્થે
દરશી ને દરથ અદર્શ વપુ સર્વદા
દુર્લભ સ્નેહ પાળ્યો સમર્થે.

આ પ્રમાણે દુર્લભનો પુષ્ટિ માર્ગ એટલે ભગવાનના અનુગ્રહની જ આકાંક્ષા એને માટે કૃષ્ણ એ જ અન્નરૂપ, પ્રાણરૂપ, શ્રોત્રરૂપ, ત્વચારૂપ અને આજ્ઞારૂપ છે. દુર્લભને માટે વેદમર્યાદા, લોકમર્યાદા અને શાસ્ત્રમર્યાદા ગૌણ બની રહે છે. મર્યાદામાં ઉત્કટ પ્રેમ અને ઉચ્છલ ઉન્મુક્તતા કયાંથી હોય ? ભક્ત તો જ્યારે પોતાને જ ભૂલી જાય તો પછી મર્યાદાનો વિચાર જ એને કયાંથી આવે ?

એક મય પ્રેમ મય તે સદા સર્વદા
તું માં ન ચ જરા ભેદ મારે
દેહનું ભાન જેને નહીં તે સદા
તે મમ સદ્ય સૌભાગ્ય ધારે

એ સૌભાગ્યશાળી ભક્ત તો દેહનું ભાન ભૂલીને સર્વસ્વ અર્પણ કરી દે. અર્પણ તો સંપૂર્ણ હોય. તેમાં કૃપણતા ન ચાલે. સમર્પણ તો સંપૂર્ણ હોય. સર્વસ્વ અર્પણ તેનું નામ જ અર્પણ.

નેણ શું નેણ નિજ નાથ મેલે નહીં
અર્પણ કૃપણથી નાથ રૂઠો

કૃપણતા કરી કે નાથ રૂઠયો સમજો. જે અર્પણ કરે તે તો
મન કેમ વચનનું રચન અર્પણ કરે
નેણ ને વેણથી નેહ જોડે.

એવા ભક્તને માટે જોગ વિજોગ કે વેદમર્યાદાની આવશ્યકતા ન હોય. એ તો બધા બાહ્યધર્મ. કંઇ એ બાહ્યધર્મથી કોઇને પ્રભુ મળ્યો છે ? એટલે જ ગોપીઓ ઉદ્ધવને ફટકારે છે.

ઉદ્ધવ જોગવિજોગથી ના સધેરે
બાહ્યધર્મ છે જોગ
અમો સાધુને જોગિયાં નાથનાં રે
શો દીઠો તમે ભોગ.

ઉદ્ધવ તમે કોઈ વખત વાલાના પ્રેમનું રસાસ્વાદન કર્યું છે ? અરે ઉદ્ધવ અમારી પાસે તો એક જ મન હતું તે વહાલાને આપી દીધું. તમે જ્ઞાની એટલે વેદ, શાસ્ત્ર અને ઉપનિષદનું અધ્યયન કર્યું. પરંતુ સાચો અર્થ તો જ્ઞાની કરતાં અનુભવી વધારે જાણે. તમારી જ્ઞાનની ગીતાના અર્થને અનુભવીજનની અનુભવગીતા અનુખળે બાંધે. જ્ઞાની તો બ્રહ્મને ખોળવા જાય અને ભક્તને તો બ્રહ્મ સામે આવી બંધાય.

ઉપનિષદ્ અવિલોકન શું કરો
અર્થ એમાં નહીં વેદ વાણી
જઇ જુઓ નંદને વલ્લવીને ભુવન
અનુખળે બાંધ્યો એ અર્થ તાણી.

તમે જુઓ તો ખરા. તમારા અર્થને જશોદાએ કેવો અનુખળે બાંધી દીધો હતો. ઉદ્ધવ ગોપીઓને શું સમજાવે. કૃષ્ણ પોતે સમજાવતાં થાકયા. ગોપીઓએ કાનાને સાફ સાફ કહી દીધું

અરે બહેકાવ્યાં અમે કેમ જઇએ
સર્વ અરપીને શરણે રહીએ

અરે કૃષ્ણ ! તું મર્યાદા કયાંથી શીખ્યો ? લોક મર્યાદા તો ઠીક છે પણ અમને તો વેદમર્યાદા પણ ન નડે. ભક્તને તો પોતાનું કંઈ હોય જ નહીં. એટલા માટે જ તો શ્રીકૃષ્ણ ગીતામાં કહે છે

त्रैगुण्य विषया वेदा
निस्त्रैगुण्यो भवार्जुन ।

વેદ તો ત્રિગુણાત્મકતાને સ્વીકારે છે જ્યારે જે ઈશ્વરમય થઇ ગયો તેને શી રીતે વેદમર્યાદાનું બંધન કહી શકાય! એ તો પ્રભુ સામીપ્યમાં ત્રિગુણાતીત થઇ ગયો.

(ગોપી) કહો વેદમર્યાદા ઓળંગી
હરિ, એ ત્રિગુણાત્મક તણો સંગી.
ત્રિગુણાત્મ વિષે હરિ એ કલ્પે
એહ કર્મ નેપિ પદ તે જલ્પે.

ન ચ એક વાકચતા શ્રુતિ ચારે
પ્રવૃત્તિ મારગ નિરધારે
પ્રવૃત્તિ પદ પદ પદ નંદે
પ્રવૃત્તિ મુક્ત કૃષ્ણ વંદે.

નિસ્ત્રિગુણ તને ગાયે સંત
ત્યાંહાં ત્રિગુણ વસ્તુનો શો તંત
સ્વધર્મનું સુખ તે દુઃખ જેવું
આ ઋણ છૂટયાં આપી દેવું.

આવા સંત ભક્તને એમ કહીએ કે તું સ્વધર્મ પાલન કર, લોકમર્યાદા જાળવ, શાસ્ત્રમર્યાદા પ્રમાણે વ્યવહાર કર, તો એને કેટલું દુઃખ લાગે? એણે તો પ્રભુનું સ્વામીપદ સ્વીકારી લીધું છે એટલે અહંકારનું સ્થાન દૈન્ય અને વિનય બંનેએ લઈ લીધું છે. શરણાગતિ ભાવ સ્થાયી બન્યો છે, તે તો શ્રીકૃષ્ણના અનુગ્રહ ઉપર જ જીવે છે. પ્રભુની સેવા અને પ્રભુકીર્તનનું શ્રવણ એ બે જ માર્ગો રહ્યા છે. ક્રીડાને છોડે છે અને અંતર્મુખી બને છે. એક વાર જે અંતર્મુખી થઈ જાય તેને પછી સમાજની લાજ કે નિન્દાનો ભય ન રહે. એની તો એક જ ઝંખના હોય.

તુમ સુધ લીજ્યો મારી શ્યામ રે
મૈં હું ચરણ કમળકી ચેરી

એને કોઈ નો ભય નથી. એ તો કિંકરી છે ને મીરાંની જેમ એક જ વાત કરે છે "મને ચાકર રાખોજી."

(૧) ગૃહ ધામ ભય નાવ્યો વાંસે
કિંકર થઇ, કેમ પાડો સાંસે
(૨) હરિ તું ભર્તૃ સર્વાત્મા સ્વામી
ગત કંઈ કાળે તુજને પામી
(૩) સતપતિ પામ્યાં હવે ક્યાં જઇએ
સર્વથા હરિ, તવ ચરણે રહીએ.
(૪) તું પત્ય અપત્ય પ્રતિ તેહ
વિષય રસ માયા ના દેહ.
(૫) હરિ સર્વ ધર્મ લય તુજ માંહે
તૂં સાધે સર્વ સુફલ થાયે.
અમો અન્ય પતિ નવ લહિયે
નિજ એક પતિ તે તૂને કહિયે.

સ્વામીત્વનો સ્વીકાર કર્યા પછી ભક્તને પોતાની ચિંતા તો લેશ માત્ર પણ ન હોય. તન, મન, ધન અને પ્રાણાત્મા જ્યારે પ્રભુને અર્પણ કરી દીધાં પછી ભક્તનું તો નોખું અસ્તિત્વ રહેતું જ નથી. એટલે એ પોતાની ગણના તો કરે જ નહીં.

તન ગણના તૃણવત્ નવ રાખે
ત્યારે આ રસ, નૃપ, જન એ ચાખે.

પોતાના તન મનની ગણના ન હોય તેવા ભક્તને જ એ રસ પીવા મળે અને ત્યારે જ કૃષ્ણમાં બ્રહ્મની અનુભૂતિ થાય. ભક્ત પોતાનામાં સામર્થ્ય ન જ ભાળે. જે થાય છે તે બધું શ્રીકૃષ્ણ જ કરે છે એમ માને. તેને માટે તો પ્રભુ ઇચ્છા જ બળવાન હોય. વહાલાને પ્રસન્ન કરવા હોય તો દીન બની જાઓ. તેને હ્રદયમાં રાખો ને સર્વાત્મ ભાવથી સેવા કરો. કંઈ માગશો નહીં. ભક્તિનું ફળ તે પણ પ્રભુ ભક્તિ જ. ભક્ત તો મોક્ષની આકાંક્ષા પણ નથી કરતો.

ભક્તિ માગું રે મારા નાથની
નથી મુક્તિનું રે કામ.
મુક્તિ સકળમાં સોહલી રે
દોહ્યલી ભક્તિ એક નામ.

એને ભક્તિ મળી એટલે બસ બધું મળ્યું. વાલાને જોતાં જ લોકોની કલ્પના તો અલ્પ થઈ જાય.

અખિલ આત્મા અચળ અકળ અવલોકતાં
લોકની કલ્પના અલ્પ લાગી.
નામની ધામની મુક્તિ વિરામની
કલ્પના અલ્પના સર્વ ભાગી.

આ પ્રમાણે દુર્લભે અખિલ આત્માને અવલોકયો અને તન્મય થઈ તેના રસનું પાન કર્યું. ભક્ત ભગવાનનો તાર બંધાણો અને અંતરનાં ઊંડાણનો અનુભવી બોલી ઊઠયો.

## દુર્લભ રસને ઓવારે

દુર્લભે વાણીની રસ સરિતા વહેતી મૂકી છે. હું એ ઓવારે ઊભો હતો. મને પણ થયું કે આ વહેતી ગંગામાં હું પણ સ્નાન કરી લઉં અને થોડું રસપાન પણ કરું. એ સાથે જ મને એમ લાગ્યું કે દુર્લભ અથાગ ભક્તિની સાથે અસાધારણ કવિ પ્રતિભા ધરાવે પણ છે. જ્યારે હું તેનું સાહિત્ય વાંચતો હતો, ત્યારે મને નરસૈંયો, પ્રેમાનંદ, મીરાં અને સુર યાદ આવી જતાં હતાં. રોમાંચક (રૂમાની) કવિઓ પણ યાદ આવવા માંડયા. મારી મુશ્કેલી એક જ હતી. હું જે અનુભવતો હતો તે શી રીતે કહું? નથી હું કવિ, કે સાહિત્યકાર કે આલોચક. છતાં એ મેં હિમ્મત કરી છે. કોઈ કોઈ વિદ્વાનોને જો એનામાં મારો પૂર્વાગ્રહ, દુરાગ્રહ કે ખામી દેખાય તો મને ક્ષમા કરજો.

દુર્લભની કાવ્યધારા એક જ દિશામાં ચાલી અને તેનો સનાતન આધાર પુષ્ટી માર્ગીય પ્રેમલક્ષણા ભક્તિ જ છે. કવિ તો કૃષ્ણ સાથેના પ્રેમવિલાસમાં રસનું પાન કરતો કરતો પોતાને ભૂલી જવા

માગે છે. ટાણું આવ્યું ને વાર કેમ કરવી? એને ધૈર્ય નથી. અરે સખી?

વર એ વરવા તણો વિલંબ કરવો નહીં
માનુની માન એ વાત મારી.
પ્રિય શું પ્રીતની રીત ગઈ વિલંબથી
એમ સૌ ભાગ્ય શોભે ન પ્યારી.

પ્રેમમાં વિલંબ હોય? તક ચૂકયા ને ટાઢે મર્યા. જો વિલંબ કરીએ તો સ્વામી રૂઠે. વરણ એટલે સમર્પણ. સમર્પણ કર્યા પછી તો વાર થાય જ નહીં. કેમકે જેણે એક વાર વરણ કર્યું એટલે

સહચારી વરી વધૂ જાણ તેને.

વધૂ એટલે અનુચરી અને તે જ તેની સહચારી. સ્વામી અને વધૂ તે જ તે વરણને સમજી શકે.

દુર્લભ કાંતની સહચારી અનુચરી
વરીયા માંહે વરી તેહ જાણે.

આ પ્રમાણે સહકારિતા અને અનુચારિતાના ભાવો દુર્લભના કાવ્યમાં સ્થાયી ભાવો બની રહે છે. તેના કાવ્યનો વધારે પડતો ભાગ શ્રૃંગાર રસ પ્રવાહ રેલાવે છે. એના કાવ્યમાં બે રસ આપણને પ્રધાનપણે મળે છે. શ્રૃંગારમાં કારુણ્ય તો હોય જ. કેમકે વિરહ, વિહ્વલતા, વિકલતા અને વ્યાકુલતા વિના રતિભાવ ચરમ સીમા સુધી પહોંચી જ ન શકે. કાવ્ય એમાં તરબોળ હોય તો જ રસ ઉદ્ભવે. રસાનુભૂતિ ભક્તને અંતર્મુખી બનાવે. એ અનુભવને ગાવા માટે લાંબા કથાનક, પ્રબન્ધ કાવ્ય કે મહાકાવ્ય લખવાં ન ફાવે; કેમકે તેનો શ્રૃંગાર તો કાન્તાસક્તિ ઉપર જ આધારિત છે એટલે એને તો વહાલાના વહાલમાં નિત્ય નવીનતા જ ભાસે છે.

રતિ સતી નિત્યપ્રતિ નવીન કલ્પે અતિ
સંકેતથી સ્વકાન્ત ને સેન કીધો

શ્રૃંગાર રસની સ્રોતસ્વિનીનો ઉદ્ગમ તો સેન (ઇસારા) અને

સંકેતમાં જ હોય. સેન, સંકેત અને સ્નેહની ત્રિવેણીમાં મજ્જન કરવું એ જ સાચું સુખ અને એ જ પરમ સુખનો અનુભવ.

સાંભળ સહિયર સ્નેહ પુરાણું
સુખ વરત્યું સાચું
નાથ ને નિરખી હું મારાની
હૈડામાં રાચું

એ સુખના સીમાડા ન હોય. એનો અનુભવી એ રંગને ન ભૂલે

આજની રજનીનો રંગ અંગ ન માયે
સુખનો સંગ એ જંગ ભૂલ્યો ન જાયે.

જેટલું સુખ અને આનંદ ભોગવેલા સુખની સ્મૃતિમાં હોય તેવા આનંદની અનુભૂતિનું જ્ઞાન ભોગ સ્થિતિમાં નથી રહેતું. સુરત સંગ્રામની મીઠી મીઠી સ્મૃતિઓ સુરત ક્રિયાની યાદ આપી આપીને રોમાંચિત કરી જાય છે. આનંદ અંગમાં સમાતો નથી. એ રજનીનો રંગ હવે થોડો જવાનો છે ? આપણે ગરબામાં નથી ગાતા ?

રંગ એવો લાગ્યો કે ધોયો ધોવાય નહીં
રઢિયાળી રાતડીનો જોજે રંગ જાય નહીં

બસ એ જ રંગ, એક વાર ચઢી ગયો તે ચઢી ગયો. તે કંઇ ધોયો ધોવાય ? એ તો મીરાંની જેવો.

ઓઢું હું કાળી કામળી દૂજો ડાઘ ન લાગે કોય.

એ રંગમાં જે એકવાર રંગાઇ ગયો તો પછી દિવ્ય લીલા સુખ ભોગવવાની તેની સુખેષણા તૃપ્ત થતી જ નથી. રંગ જાય કે ન જાય પણ રજની તો જાય જ. રજની જેમ જેમ વીતે તેમ તેમ સુખેષણા વધે. આખરે વહાણું વાય એટલે વધૂને તો ઊઠીને જવું જ રહ્યું. પણ જાય શી રીતે ? વહાલો છોડે ત્યારે ને ?

બાંહો કસી ન મેલે વા'લો
વાણેલું વાચું
કુર કુ કુકડા' બોલે રે
ઘોષે અંબર છાયું

કુકડા બોલ્યા અને વાણેલું વાયું પણ વધૂ ઊઠી કે વાલે પાછી ખેંચી લીધી ને બાંહો કસી લીધી. હવે તો વહાલાને મનાવીને જ જવાય.

ગાવલડી દોવી છે મારે મંદિર જાવું
આજ તો આવી વાલા હવે નહીં આવું

પ્રિયાની રસનાથી રસતાં એ ફૂલ "હવે નહીં આવું" તેણે કાંત હૃદયને વલોવી નાખ્યું. ભલે ને વધૂ 'જવું છે, જવું છે' કરે. એને પણ જવું ગમે છે થોડું! જેમ જેમ સૂર્ય ઊંચો આવે છે તેમ તેમ કાન્તાની પ્રીતિ પણ વધી રહી છે.

ચાંદરણી હીની રવિ તેજે રજની વીતી
જેમ જેમ રવિ ઉદે પામે તેમ તેમ બહુ પ્રીતિ.

સૂરજ વાંસ ઊંચો આવે તો પ્રિયાની પ્રીતિ બે વાંસડા વધે, પણ કરે શું! ગયા વિના કંઇ છુટકો છે? વહાલા પાસે વસ્ત્ર માગ્યું. વહાલે વસ્ત્ર તો આપ્યું પણ પહેરવા દે ત્યારે ને!

અંબર આપ્યું હું પહેરવા રે લાગી
વાલો રે લપટાણો મારે કંઠે રે જાગી.
અલક ઘૂટી હું અતિવિલસાણી અંગે
લીન થયું મન મારું રમતાં રંગીલા સંગે
શ્રવણે સાંભળતાં ભામા વિરલાને ભાસે
સ્નેહીનો સમધી દુર્લભ સ્નેહીની પાસે.

જ્યારે સ્નેહીમાં મનડું ડોલી રહ્યું હોય, જંગ અને જગત વચ્ચે હૈડું હિલોળા લેતું હોય, રહેવાનું પણ ન હોય ને સહેવાતું પણ ન હોય ત્યારે જે ગૂંગો થાય તેને જ આનંદ આવે. નેણ નેણથી વાત કરે. બોલ્યા એટલે બધું ગયું.

એ અનુભવ અનુકંપા ટાળી
ગાય સુણે નવ આવેજી
દુર્લભ ગુંજ ગુંગાની ગુંગી
ગુંગા થઈ સુખ ફાવેજી

× × ×

ગુપ્ત રહિયે નહીં પ્રગટ કાહયે નહીં
ગુંગાની પારખી ગુંગે જાણી.

અબોલામાં જ આનંદ. ગુંગા થઈને જ રસ પિવાય અને ગુંગાને ગુંગો જ પારખે. ભક્ત અને ભગવાન બન્ને ગુંગા. ગોપી પણ ગુંગી ને કૃષ્ણએ ગુંગો. એ એકબીજાને બોલ્યા વિના પણ ઓળખી લે. આવો પ્રેમ પીધો હોય અને એ પ્રેમરસ પાઈ પિવાડી ને વહાલો વાયદો કરી ચાલ્યો ગયો હોય, ગોપ વધૂઓનાં હૃદય જ્યારે આવા ધ્રધકતા પ્રેમાગ્નિથી બળી રહ્યાં હોય ત્યારે ઉદ્ધવ આવીને જોગની શિખામણ આપે એ તેમનાથી સહન કેમ થાય ?

વચન ઉદ્ધવનું સાંભળી રે
ગોપી થઈ રોમાંચ;
અંગો અંગથી પર જળી રે
મોકલ્યો આપી લાંચ.

અરે ઉદ્ધવ, અમે તો વાલાનો સંદેશો સાંભળવા આવ્યાં છીએ અને તું હજી આ ઉપદેશ આપવા ક્યાં બેસી ગયો ?

કે તું આવ્યો બ્રેહ વિદારવારે
કે વેરી છો વીર
કે તું આવ્યો નેહ વધારવા રે
કે મારવા તીર

વિયોગ અને વિરહની વ્યાકુળતા અને વિહ્વળતામાં ગોપી તો બળી રહી છે, મન તો તેનું કૃષ્ણ દરશનને તલસે છે અને વિરહવ્યથા તેના મનડાને વલોવી નાખે છે. તેને વા'લા ઉપર ક્રોધ ચઢે છે.

ઉદ્ધવ આશા અમને બહુ હતી રે
જાણે પાળશે લાડ;
હવે હૈયામાં મૂકી કરવતી રે
વહાલે વહેર્યાં હાડ.

આશા હતી કે વહાલો લાડ લડાવશે પણ એણે તો હૈડાં ઉપર કરવત મૂકી ને હાડકાં ચીરી નાખ્યાં. આ ઝાળ હવે શી રીતે બુઝાશે !

ઉદ્ધવ આડા ઘુંઘટ તાણતાં રે
 દેતાં હસીને ગાળ
મનમાં ન ભય કોનો આણતાં રે
 તે કેમ બૂઝે ઝાળ.

અરે ! ઠગારો ઠગી ગયો. એણે અમને આંધળાં કરી દીધાં હતાં. એના પ્રેમ રસમાં અમે તો ડૂબેલાં હતાં. આ જો અમારો દેહ પિંજર જેવો થઇ ગયો.

ઉદ્ધવ દેખાડી કર્યાં આંધળાં રે
 થયા પંજરવત દેહ.
હાડ હિમાળાં બહુ ગળ્યાં રે
 પ્રીતિ લક્ષણ છે એહ.

હૃદયનું કારુણ્ય પીગળી પીગળી ને આંખને મારગે નીર બની વહી રહ્યું છે અને ઉદ્ધવ એ પ્રેમવારિમાં નહાઈ ને પવિત્ર બની રહ્યો છે. દુર્લભની સ્વાનુભૂતિ તેની અભિવ્યક્તિને અશક્ત બનાવે છે. એની વાણીમાં દર્દ છે અને દર્દભર્યાં ઉદ્ગાર સહજરૂપે જ નીકળી રહ્યા છે. સ્નેહ વ્યાકુલ વામાને હવે ક્ષણની પણ ધીરજ નથી. વહાલાને મળવાની અધીરતા માઝા મૂકે છે. વા'લાની વાંસલડી વાગે છે અને એ દોડે છે બધું પડતું મૂકીને.

કોણે પય મેલ્યાં કઢતાં બાળી
 કોને કર શ્રૃંગારની થાળી
કોઇ આભુષણ અંગે ભુલી
 પ્રિયે પ્રેમાવેશ થયો ફૂલી
કો'ગઈ માનુની મંજન કરતી
 ચરણાં ચોળી વિષમ ધરતી

કો બાળક પેયંતાં મેલી
હરિ પરમ પૂરા તણો બેલી

કોને અવળાં આભૂષણ અંગે
મન હસ્યું ચાલી હરિને સંગે

કોણે માંગ ભરી અવળી ભામા
ચિત્રચિત્ર ગતિ થઈ સૌશ્યામા

ઉન્મત્ત થઈ મન નવ રહે વાર્યાં
કોણે કર્ણ ફૂલ કર પર ધાર્યાં

કોણે એક આંખે અંજન કીધું
એમ વિહ્વલ થઈ મન હરિ લીધું

નક ફૂલી કોણે કર્ણે પહેરી
ગ્રેહ વાસ કરશિયો ત્યમ ઘેરી

વહાલામાં જીવ પરોવાઈ ગયો. વામાને શરીર કે અલંકારનું ભાન નથી. વિરહાનલ દુસ્સહ થયો. એ હવે વહાલા વિના કેમ શમે ?

(૧) દુસ્સહ વિરહાનલ પ્રબળ અતિ
તે પ્રભવે હરિ શું થઇ એક મતિ.

(૨) વિરહા અતિ વધૂ ને પીડે
તે તાપ શમે તું ઉર ભીડે.

જેમ જેમ વિરહાનલ પ્રબળ થતો જાય તેમ તેમ મન હરિથી એક થતું જાય. હરિ વિના બીજું કંઇ સૂઝે જ નહીં. એ તો જ્યારે વહાલો મળે અને હૃદયથી ભીડે ત્યારે જ વિરહ પીડા શમે. જ્યાં સુધી કાનુડો ન મળે ત્યાં સુધી તો—

એ વ્યાકુળ થઇ તન તારૂણી
જાણે કરું રે આ પાન સહુ વારુણી

તેને અંગ તણી સંજ્ઞા નાહીં
એમ મતવાળી મારગ માંહી.

વિરહ વ્યાકુળતાની ધગધગતી ઝાળથી બળતી અબળા દોડી આવે ને વહાલો કહે "મર્યાદા પાળો, સતી, ઘેર પાછાં જાઓ." કલાકના ૧૦૦ માઇલના વેગે દોડતી ગાડીને જાણે અચાનક બ્રેક લાગી ને બધાં ઊથલી પડયાં. ગોપીનું હૃદય શૂન્ય થઈ ગયું ને અંગ જડ બન્યાં.

શિખ સુણીને એ ગતિ થઇ બાળા
ભૂકે આંસુ લોચન વિશાળા.

કુચ કુમ કુમ આંસુથી ધોએ
કોઈ એક ઊંચા ગળે રોએ

સોચે નયણાં મુખ નીચું ન્યાળી
ખણે ભૂ અંગો સાસું ભાળી.

આખરે ગોપીઓના જૂથમાં કોઇક તો હિમ્મતવાળું હોય જ ને. તેણે તરત કાનાને ફટકાર્યો "મારા વહાલા, વાહ રે! તમને "ઘેર જાઓ" કહેતાં શરમ નથી આવતી?

આ મહાવન માંહે આણીને
હવે શિખ દ્યો તમે શું જાણીને

એકે શરૂ કર્યું એટલે તો પછી બધાને હિંમત આવી. પછી વ્યંગ કરવામાં કોણ ચૂકે?

પૌરૂષી સૃષ્ટિનો મર્મ જાણ્યો નહીં
લોકના ધર્મનાં કર્મ ગાયાં
ભૂલ્યો ભૂલેલાને પંથ ભાળો કહે
ના ન કહિયે એવાં અંગ હાર્યાં

વહાલા! તું પહેલાં પૌરૂષી સૃષ્ટિનું રહસ્ય તો સમજી આવ. મર્મ તો જાણે નહીં ને શીખ આપવા બેસી ગયો. ભૂલ્યો ભૂલેલાને માર્ગ બતાવી શકે? તું પણ ભૂલ્યો અને અમે પણ ભૂલ્યાં. કોણ કોને પંથ દેખાડશે? આખરે તું ઠગનો ઠગ જ રહ્યો.

એહ ઠગણો ને જગત એણે ઠગ્યું
આશ ત્રાસે કરી લોક વાહ્યો.

કૃષ્ણ પણ કંઇ કાચો થોડો છે? ગોપીઓના વ્યંગને સાંભળ્યા ન સાંભળ્યા કરી દીધા, જાણે કાન આડા હાથ દઈ દીધા હોય! જાણે કંઈ જ ન જાણતો હોય એમ ડાહ્યા થઈને ગોપીઓને પૂછવા લાગ્યો.

અતિ તીવ્ર વેગે સાંસે ભરી
આવેશ એવડો શું સુંદરી
આવેશ મુદ્રા સહુ કિં અર્થે
એવું પૂછ્યું હરિ સામર્થ્યે
ભયભીત ચકિત ભાસો ભામા
વ્રજમાં છે કુશળ કહો શ્યામા
કેમ વિકળ થઈ વનમાં ડોલો
તજી ચપળપણું ચતુરા બોલો.

` ડાહી સાસરે જાય નહીં ને ગાંડી ને શિખામણ દે. વાંસળી વગાડે, તેજ બોલાવે ને પછી પૂછે "તમે કેમ આવ્યાં?" જાણે નિર્દોષ હોય, ભોળો થઇને જાણે કંઇ જ ન જાણતો હોય તેવી વાત કરે. પછી ગોપી તેને ખરું ખોટું સંભળાવવામાં ચૂકે?

તું સાધન સર્વ થકી અળગો
સ્વધર્મ તને ક્યાંથી વળગ્યો?
એવું ડહાપણ ઘેરથી ન અનુસર્યું
શાને ગાન કરી મન હર્યું?

એટલે બીજી બોલી ઊઠી

એક બોલી નાર ચંચળ વાણી
તમો વેણુ અધર પર કેમ આણી
અમો ભુવન અમારામાં હતાં
ધ્વનિ સાંભળી ચિત તુંમાં ખોતાં

આવી વ્યંગ વાતોને કૃષ્ણ માને ? ગોપીએ જોયું કે હજી તો વા'લા ઉપર અસર નથી થઈ. ગોપીને આટલાથી સંતોષ ન થયો. એ તો ફરી ફરી કાનાના કાન કાણા કરવા ચાહે છે. ગોપી છેલ્લે પાટલે બેસી જાય છે અને અચૂક વાગ્બાણ મારે છે

એ કાયર થયો બહુને જોઇ
હવે ઊભો અંતર તન પ્રોઈ
એણે જોયું જૂથ જુવતિ તણું
તેણે કાયરપણું લીધું ઘણું.

વધૂની કારમી વાર પુરાણ પુરુષોત્તમથી સહન શી રીતે થાય. એ તો જોઇ જ રહ્યો. ગોપી બોલતી જ જાય છે

એ આવે છે રમવા સારું
જાઓ એમ કહી હરખે વારુ

મનમાં ગમે ને મોઢું હલાવે. સખી, એની તો ટેવ જ એવી છે. આપણને ચીડવી ચીડવીને એ હરખાય છે. ગોપીઓ જેમ વ્યંગ કરે છે તેમ વ્યંગ કરવામાં સુદામો પણ ચૂકતો નથી. ગોપીઓના વ્યંગમાં શ્રૃંગાર કટાક્ષનું પ્રાધાન્ય છે ત્યારે સુદામો નિરાશ થઈને શોચમાં પડી જાય છે.

મનન કરે માર્ગમાં જાતાં
એ પર દુઃખ નવ પ્રીછે
મણી માણિક કંચનમય આલે
ઘણું ઘણાને ઇચ્છે
ઊલટી ભેટ સુખડી માગે
મિત્ર તણા ગુણ જોયા
એક દિવસ એ બાળક જમતાં
ગૃહનાં તાંદુળ ખોયાં.

જેની પાસે ઘણું હોય તેને લોભ પણ ઝાઝો હોય. કૃષ્ણને શાની ખોટ છે ? પણ ચાલ્યો એનો જીવ કંઈ આપવામાં ? તે શું

આપવાનો હતો ? એને બીજાના દુઃખદર્દની શું ખબર ? એણે કંઈ ન આપ્યું તેનું કંઈ ઝાઝું દુઃખ નથી. દુઃખ તો એ વાતનું છે કે આપવું તો ઘેર રહ્યું ઊલટી મારી સુખડી માંગી લીધી ! અરે ! એ બે મૂઠી તાંદુલમાં પણ તેનો જીવ ગયો ! લાવવાને બદલે હું તો ખોઈ આવ્યો. અરે ! એ બે મૂઠી તાંદુલ એણે રહેવા દીધા હોત તો ઘેર બે બાળક તો એક દિવસ જમત. તેમની ભૂખ તો ભાંગત ! સુદામો તેની પોતાની ચિંતામાં છે ત્યારે કૃષ્ણની રાણીઓને મશ્કરી સૂઝે છે

કે ચતુરા જન ચરણ પલાંશે
કે રજ લઈ ઉપર ધારે
કે કરે પવન ગવન
કે પૂછે પ્રીતે વારે વારે
એમ કરે હિંડોળી નયણાં ઘોળી ઘોળી
ભોળી થઈ વચ ભાખે
હરિ શું હેત તમારે ક્યાંનું
ભો ભામા જન ભાખે
હરિ તોલે હરિ સરખા સાદશ
હરિ કહે તમને ભાઈ
હરિના સમ, સાચું કહે અમને
તવ સંબંધ સગાઈ

બધી રાણી એવા ઢંગથી પૂછે છે જેવા ઢંગથી પ્રેમાનંદના મામેરામાં વેવાણ કમળાને પૂછે છે.

વેવાણ કમળાને એમ પૂછે
મહેતા સાથે સગપણ શું છે ?

દુર્લભની પંક્તિમાં એનો એ જ ભાવ છે. આ રીતે જોતાં દુર્લભ શ્રૃંગાર, કરુણ અને વ્યંગ હાસ્યના નિરૂપણમાં અનોખો જ લાગે છે. તેનો વ્યંગ નિર્દોષ અને મીઠો છે તેમાં કડવાશ નથી.

દુર્લભની કેટલીક પંક્તિઓ હૃદય ઉપર સીધી સચોટ અસર કરે છે. તેની વાણીનું પાન કરતાં ઘણી વખત આપણે આપણને ભૂલી જતા હોઇએ એમ લાગે. હૃદયના અનુભૂત ઉદ્‌ગારો સહજ, સરલ ભાષામાં સબળ રીતે અભિવ્યક્ત કરીને માનવ મનમાં ઊંડાણમાં ડૂબકી મારે છે પરંતુ આનંદ તત્ત્વને છોડતો નથી. તેના કાવ્યમાં શાશ્વત તત્ત્વ સમાયેલું જ રહે છે અને દુર્લભ પોતાની વાણી દ્વારા અસ્તિત્વનાં બે મૂળભૂત તત્ત્વ સત્‌ અને ચિત્‌ને ત્રીજા તત્ત્વ આનંદ તરફ ખેંચી જાય છે

## દુર્લભની પ્રકૃતિ

સાહિત્ય સૃજન પ્રકૃતિની સુરમ્યતા માગી લે છે. રસ અને પ્રકૃતિ જુદાં નથી થઈ શકતાં. હસતાની સાથે પ્રકૃતિ હસે ને રડતાં સાથે રડે. કલાપીએ કેવું વર્ણવ્યું છે કે

> નદી જો રોશે તો રુદન કરશે પહાડ પથરા
> અને ઝીણું ઝીણું રુદન કરશે પક્ષી સઘળાં

એ જ પ્રમાણે કાંતની કામિનીના કરુણ રુદન સાથે પણ પ્રકૃતિ કેવી રડે છે?

> વ્યોમથી જળની ધારા જોરમાં પડતી હતી
> ઢળી પલંગને પાયે સુંદરી રડતી હતી.

આવું સજીવ પ્રકૃતિ વર્ણન કાવ્યમાં ચૈતન્ય ભરે છે, અને માનવ અને પ્રકૃતિની એકરૂપતાને નિખારે છે. દુર્લભનું પ્રકૃતિ વર્ણન પણ એવું જ સજીવ સુંદર અને સુરમ્ય છે. આનંદ ઉભરાવતી રસની ધારા તો પ્રકૃતિમાંથી જ વહે. દુર્લભ આનંદ તત્ત્વનો આરાધક આનંદમયી પ્રકૃતિને કેમ ભૂલે? એની પ્રકૃતિમાં તો કુસુમોની સૌરભ અને અલિ કેલિનો ગુંજારવ હોય. રાસની મહાનિશાના ઈંદુની વરસતી ચાંદની વહાલાનાં ચરણોને ચૂમે અને ચકોર—ચકોરીની વ્યાકુળતા વધારે છે.

> જાણે અવલેપું કુમકુમ અંગે
> ઉડુ ઉદિત થયો એ હવે રંગે

નવનીત નિશાનો એ ઈંદુ
અતિપ્રેમ સુધા તણો સિંધુ
સ્થિર થઈને હરિને અવલોકે
અતિપ્રેમ પુરા અંતર લોકે

"નવનીત નિશા" રાત્રિનું કેટલું સુંદર વર્ણન! નવનીતની ધવલતા, સ્નિગ્ધતા, શીતલતા અને માધુર્ય એ બધા ગુણોથી ભરપુર 'ચાંદરણી રાત'ની વરસતી ચાંદની અને મહેકતાં ફૂલો, વનવૈભવનું વૈવિધ્યપૂર્ણ વૈભવ અને તેવી રંગસ્થલીનું મોહક વાતાવરણ.

ફૂલ્યાં કમળ કુમોદની વિણ પાણી
ઉડુ તરૂણી તણી એ ગતિ જાણી
ચંબેલી વેલી મલ્લિકા
આદિ વિકસી સર્વ લતા
ગુલાબ વસંતિ અતિ ફૂલી
શેવંત્રી સુગંધે બહુમૂલી
એ લવંગ પ્રવાલ લતા લહેકે
અતિ સુગંધ સંમોહ કેસર મહેકે
વળી બકુલ ચંપકી ને કરણી
ફૂલી કેતકી કેસર વરણી
શીત પત્ર માલતિ ને કનલી
અન્ય ગુલ્મ તરુ રહ્યાં નીત લલી
× × ×
અલિ કુલ વ્યાકુળ કોકિલ કીર
સુણી સ્તંભિત થયું યમુનાનું નીર
મોહ્યાં હંસ ચકોર મયૂર એહ
ચંચલ સ્થિર, સ્થિર ચંચળ દેહ

જ્યાં પ્રભુની રાસલીલા માટે રંગભૂમિ બની હોય ત્યાં યમુનાનાં નીર પણ સ્તંભિત થઇ જાય. આનંદની અનુભૂતિ ચંચળને સ્થિર અને સ્થિરને ચંચળ બનાવી દે. ભ્રમર વ્યાકુળ, કોકિલા ને

કીર પણ વ્યાકુળ હંસ, ચકોર અને મયૂર પણ જ્યાં મોહે ત્યાં વ્રેહ વ્યથા પીડિત ગોપીની સ્થિતિ કેવી હશે ? ચંદ્રિકા અને પુષ્પરાજી-ને હિલોળવા જ્યારે રાસની મધુર વાદ્યધ્વનિ, સંગીત અને નૃત્યનો રણકાર જ્યારે વાતાવરણમાં ગુંજે, પછી શું કરવું ?

કમલ નલિની અન્ય કુસુમ એ
અખંડ ઉડુ ઉદિત ત્યહાં
વાદ્ય વાદિત નાદ નૃત્ય
ગીત ઘોષ અખિલ જ્યહાં

× × ×

મુકુટ મણીમય લોમ અખંડિત
વેલી લતા ગુલ્મદ્રુમ મંડિત
કમલ કુમોદની વિકસી અસંખ્ય
અન્ય કુસુમ તણી નહીં સંખ્યા
ઉડુ અખંડ ઉદિત મોહિયે
કુમ કુમ અવલેપ્યો સોહિયે
વાદન ઘોષ અખંડ પ્રમાણો
નૃત્ય નાદ અખંડિત જાણો

× × ×

અખંડ કુસુદ મોહ અનલ ન આવે
અખંડ સુગંધ સંમોહન લાવે

મનમોહક વ્રજભૂમિ, અખંડ ચંદ્રમા, કુસુમ સુવાસ, શીતળ કદંબની છાંહ (છાયા), જમુનાનાં શીતળ નીર અને શ્યામનું શીતળ દર્શન

શીતળ છાંહ કદંબની
શીતળ જમુનાનાં નીર
શીતળ દર્શન શ્યામનું
શીતળ કુંજ કુટીર
કુસુમ હાર શણગારતાં
કુસુમમય પૂરિત કુંજ

સુંદર સુભગ સોહામણું
અલિ કુલ કોકિલ કુંજ

પ્રકૃતિ તો વિવિધ રંગો પૂરે. આજ પૂર્ણિમાની રઢિયાળી રાત તો કાલે કાળાં વાદળાં ને વરસાદ

શ્યામ ઘટા ઘન કેરી રે
ઘેરી દિશા ઘનઘોર
ગડડડડડ કરે કાટકા
ચપલ દામિની જોર

મેઘની ગડગડાહટ અને વિદ્યુતના ચમકારા. શ્યામ ઘટાએ ઘેરાયેલી દિશાઓ અને મુસળધાર વર્ષા

જમુના આવી પૂરે રે
પરજન્ય મૂશળધાર
નીર ન માયે નાળમાં રે
મઘવો ન માને કાર

જમુનામાં પૂર આવ્યાં. નદીમાં નીર માતાં નથી તો પછી જોડાયેલાં હૃદયોમાં પણ પ્રેમવારિનાં પૂર કેમ ન આવે ? પ્રેમને પરસ્પર હૃદયોનાં મિલનને જોઇએ નિર્જન નવકુસુમિત વન, ધવલ ચાંદની કે અષાઢની પ્રથમ રજનીની મેઘવર્ષા. તે મળતાં જ પ્રેમ ઝુમી ઉઠે છે.

લતા લુંબિ ચુંબે દ્રુમશું
પરસ્પર મય થઇ ભજે
કરે કુતુહલ ઋતુક્રીડા
નિમિષ દ્રુમ ને નવ તજે

પ્રિયથી પ્રિય એક ક્ષણ માટે પણ ન વિછુડે. લતા જ્યારે વૃક્ષને ન છોડી શકે તો તન્મય ભામા શ્યામને શી રીતે તજે ! વન કુસુમિત વૃંદાવનની રજમાં જ એ તો લીલા કરે.

નીલી ભોમ ઋતુ નીલ રે
નીલી લતા દ્રુમ નીલ
નીલ મણી મય શોભા રે
સમરથ કરતાં નીલ

વૃંદાવનની એ ભૂમિ નિર્મલ, જમુનાનાં જળ પણ નિર્મળ અને પક્ષીનો કલરવ પણ નિર્મલ

નિર્મલ દ્દગ દ્દગ ગોચર રે
નિર્મલ સુર સરી નીર
નિર્મલ શબ્દ સોહામણા રે
બોલે કોકિલ કીર
નિર્મલ તનમન વશ થયાં રે
નિર્મલ કુસુમ અનંત
નિર્મલ કમલ કુમોદની
નિર્મલ સર્વદા સંત

યમુનાના નિર્મળ નીરને કાંઠડે ગણ્યાં ગણાય નહી એટલાં પુષ્પો માતરિશ્વાને ઝૂલે ઝૂલતાં મનની આંખો સામે આવી જાય ત્યારે "નિર્મલ કુસુમ અનંત" એ પંક્તિ આપણને કવિ વર્ડ્વર્થની ડૅફોડિલ્સની પંક્તિઓની યાદ આપે.

"Ten thousand saw I at glance"

અને

They dance before my inward eye.

પ્રેમનાં પૂર સાથે સરિતાનાં નીર પણ વધે. નવનીત જેવી સ્નિગ્ધ, ધવલ, મધુર નિશા અને ટીકીટીકી લગાવી શ્યામને નિહાળતો ઇન્દુ, વ્યાકુળ આલ કુળ, કોકિલ કીર, વસ્તુતઃ એવા સૌંદર્યમય સુરમ્ય વાતાવરણ ઝકોરા ખાતો પવન આપણા મનમસ્તિષ્કના થાકને ઉતારે છે.

## દુર્લભનો શ્યામ

શ્યામ શ્યામના જેવો જ. તેને કોની સાથે સરખાવીયે ? તેના વર્ણન માટે શબ્દો મળે ? શ્યામનું સૌંદર્ય કેટલું એ તો તમે અનુભવીને જ જુઓ કે પછી જે અનુભવે છે તેને જુઓ. શ્યામની સુંદરતા એટલી કે ગોપીઓ તેમાં લીન થઇ એ તો થઇ પરંતુ

આ મોહત થઇ વનની હરણી
વર વરવા ઇચ્છે ચાંદરણી
હરિ દેવ પત્ની દેખી ને ગળી
થઇ ચપલ મન આસનથી ચળી.

જેને જોઇને દેવપત્ની ગળીને આસનથી ચલિત થઈ જાય, વનની હરણી મોહિત થાય અને ચાંદરણી જેને વરવા ઇચ્છે છે એ સૌંદર્ય કેવું હશે ?

અવિલોકી મદનનું મન ગળે
સ્ત્રી નહીં જે દીઠે નવ ચળે
મદનાદિ સર્વ મોહ્યું હરિ
તો કવણ અમો વન વન સંચરી

જ્યાં મદનનો મદ ગળી જાય ત્યાં સ્ત્રીનું શું ગજું ? અરે વહાલાને દેખીને ન ચળે તો એ સ્ત્રી ન હોય. દુનિયામાં એવી સ્ત્રી નથી જન્મી કે જે શ્યામને જોઈ મોહિત ન થાય. બસ એ તો એનું મુખ જોયાં કરે.

અલકાવૃત મુખ જોવા સરખું
લખી કુંડળની શોભા હરખું

એને જોયાં જ કરો અને આનંદ અનુભવ્યાં કરો. આટલું બધું વર્ણન કર્યા પછી પણ ભક્ત કૃષ્ણના અંગ શણગારનું વર્ણન કરવાનો લોભ નથી છોડી શકયો. અન્ય ભક્તોની જેમ વિધિગત શણગાર વર્ણન આરંભ કરી દે છે.

તન ભૂષણ નાના ભાત્યનાં
માંહી પુષ્પ નાના વિધ ભાતનાં

પગનૂપુર ઘુઘરીનો ઘમકો
માંહે પેંજણીનો તીમર ઠમકો
જો કટિયે સોહાવી કાછની
રંગ નાના વિધ બહુ તાછની
ક્ષુદ્ર ઘંટિકા તે ઉપર સોહે
પલવટ તણી શોભા જોહે

સૌંદર્ય તો આંખમાં દેખાય. આંખની વિશાળતા ને ભ્રુકુટીની વક્રતા મુખની શોભા વધારે છે. એટલે જ ગોપીની નજર તેની આંખ ઉપર પડે છે.

એની આંખ અરૂણુ અતિ અટપટી
વક્ર ગતિ ભ્રમળી ભ્રુકુટી
માંય રેખા તિલક મૃગ મદની ધરી
ફરતી કોર તે કેસરની કરી
મસ્તક ઉપર મુકુટ મોરનો
એ વેશ વનિતા ચિત ચોરનો

અરૂણુ અટપટી આંખ, વક્ર ભ્રુ મળી ભ્રુકુટી ભાલે મૃગમદની તિલક રેખા અને એને ફરતી કેસર કોર. વનિતાનો ચિતચોર તો એવો જ હોય ને. દુર્લભ કૃષ્ણના સ્વરૂપનું વર્ણન કરતાં થાકતો નથી.

વરૂણુ મુકુટ મકરાકૃત કુંડળ
મૃગ મદ રેખા ભાલ
વક્ર ભ્રુકુટી દેખી સુંદર
નેણુ વિશાલ રસાલ
કુસુમ સમોહ ધરી વનમાલા
મોતી, મુંજ પ્રવાલ
કેયુર કંકણુ મનરંજન
મુરલી અધર રસાલ
કટી પ્રીત કાછની નૂપુર
નિરખીને નેણુ નિહાલ

દુર્લભનું વર્ણન આપણને પરંપરાને અનુસરતું લાગે પરંતુ કૃષ્ણનું સ્વરૂપ સદા માટે એક સરખું જ વર્ણવાય છે. પીતપીતાંબર, મોરમુકુટ અને બંસી એ તો કૃષ્ણના કોઇ પણ સ્વરૂપ વર્ણનમાં આવે જ છતાં એ દુર્લભની વર્ણન બિંબ તાદૃશ્ય ઊભાં કરવાની શક્તિ એવી છે કે આપણને તે બાંધી રાખે.

મોર મુકુટ મનોહર ધાર્યો
તરૂણી તનનો તાપ નિવાર્યો
શ્યામ કેશ અતિ કુટિલ કપોલે
જાણે એંઠી અલિકુલ પંક્તિ બોલે
મૃગમદ તિલક એ રેખ વિશાલી
ભ્રુકુટી ઉભય વક્ર વનમાળી
કુંડળ ઝગમગ ઝગમગ ઝળકે
એહી ગત માલતિ સરવર ઢળકે
નાકે નિરખવું નકનું મોતી
શોભે અતિ અરૂણ અધર પર જ્યોતિ
બેઉ કર મુરલી અધર પર ધરી
કે ઉર કંકણ છબ મનોહરી
આંગળિયે વેઢ ચળકે દશ ન્યારી
મુખના મચકા ઉપર વારી
કટી તટી પ્રીત કાછની ઢળકે
જાણે વિદ્યુત ઘનમાં ચમકે
ક્ષુદ્ર ઘંટિકા ઘોષ વિમલ અતિ ભારી
કિંકણી જુગલ ચરણ બાલહારી

દુર્લભના આવા પરંપરાગત વર્ણનમાં પણ શબ્દોનું વ્યંજનાત્મક નિરૂપણ તેનું પોતાનું જ છે. કપોલે કુટિલ કેશ, મકરાકૃત કુંડલ, પીત પિતાંબર, અધર પર મુરલી આપણે જેમ જોયું તેમ કૃષ્ણનું શાશ્વત સ્વરૂપ છે.

## દુર્લભની નારી

આપણને કદાચ એમ લાગે કે બાર વરસની ઉંમરે ઘર છોડી ગયેલો કુંવારો બાળબ્રહ્મચારી દુર્લભ નારીનું નમણું વર્ણન ન કરી શકે. પણ એવું નથી. દુર્લભ નારી સૌંદર્ય આલેખતું મનમોહક બિંબ આપણી સામે રજૂ કરે છે.

ચુંબક બિંબ અરૂણુ મધુર દશન તેવાં રે
સુભગ રૂપ રંગ કળી અનાર જેવાં રે
ઝળકે દશન રેખ જુવતી હસતાં રે
ચળક મળક મુખ માનુનીનાં લસતાં રે
નિર્મળ નાસિકાએ વેરીનું મોતી રે
વિમળ જાણીએ દીપની જ્યોતિ રે

કાલીદાસે ઈન્દુમતિના સૌંદર્ય વર્ણનમાં દીપશિખા ઉપમાનો ઉપયોગ કર્યો છે

દીપ શિખેવ રાત્રૌ

તુલસી પણ સીતા સૌંદર્યનું વર્ણન કરે છે ત્યારે એવી જ ઉપમા આપે છે

સુંદરતા કહું સુંદર કરઇ
છવિ ગૃહ દીપ શિખા આનુ જરઇ

દુર્લભ પણ એ જ ઉપમાને અપનાવે છે જ્યારે એ કહે છે "વિમલ જાણીએ દીપની જ્યોતિ રે" દુર્લભની નારી "દીપ જ્યોતિ" છે. નારીનાં અનાર કળી જેવાં અરૂણુ મધુર દશન ગ્રુવતિના હસતાં મુખડામાંથી ઝાંખે, એનું મુખડું ચળકે ને મલકે, અને એ સૌભાગ્ય વતીના ભાલે ચાંદલો પણ ચમકે

ભ્રંવર બે વચ્ચે ચાંદલાની જ્યોતિ રે
ઘુમર લેતાં લોલ મલકંતાં મોતી રે

દાડમ બીજ દશન, અરૂણુ અટપટી આંખ, કીર ચંચુ નાસિકા, વક્ર બે ભ્રુકુટી વચ્ચે ચાંદલો અને

કરણે કરણ ફૂલ ઝરમરિયાં ઝલકે રે
ધરણ લોલ એ કપોલે ભલકે રે
બીડી દામણી કપોલે વિલસી રે
મણી મોતીડાંની ઝાંચે ત્યાં લસી રે
વેણ ઓળી કપોળે લટકે રે
એણે લોભે મદન મન ટળકે રે
જોઈ માનિની એ માંગ સંવારી રે
મોહી અનંગ ગયો અહીં હારી રે
લખી પ્રાણનાથ સાથે મન મોહ્યું રે
સખી શીશફૂલ માંગમધ્યે સોહ્યું રે
નેણે કાજળસાર સલૂણાં રે
વેણ સેણ વાણ સલુણાં રે

કાજળયુક્ત નયન, સલોણાં વેણ, કપોલ ઉપર લટકતી લટ, એવી માનિનીને જોઇને અનંગ પણ હારી ગયો અને નારી સૌંદર્યના વર્ણનની મસ્તીમાં દુર્લભે જ ઢાળની હિન્દીમાં જ નારી વર્ણન શરૂ કર્યું

ચાકી ખોર બનાઇ નીકી
આભૂષણ અંગ ધારે
ચરણાં ચોળી સારી સોહત
ભાંત ભાંત કે ભારી
શીશ ફૂલ માંગ મુક્તાફ્લ દમકનિ અંગ લગાઈ
હીર જડાવ ચમકે શેલુ પર કહા છબી બરનું નારી
કરન ફૂલ સુમુખી લડલાગત
દામિની ચમકે કપોલે
ભાલ બીચ મૃગ મદ કી બિંદી
તિલય કી રેખ અમૂલે
નકવેસર રેખ છીજ હુ કિ
એન ચુંબક કો સાજો

ખંજન પર અંજન શુભ દીનો
નિરખી બદન છલિ લાજે

દુલહરી ચંપકલી હંસરી
એકાવર કુચ હી પ્રમાણ

નવસર હાર ફૂલિત અતિ ઉપર
નાભી હૃદ બિચ સ્થાન

કે ઉર દોઉ ભુજા પર લટકત
ચૂડ જડાવ કી બાંહે

હસ્ત ફૂલ છબ છલા અંગૂઠી
પહોંચી કંકણ માંહે

ચારૂ હી હંસ જડાવ કી ચોકી
દેહ સ્કંધ ફૂબી તાહિ

તા પર અલક ઢલક માનક કી
નાગની નાચત ગાહી

પાઉં પાત નૂપુર કી ઝમરી
મહાવર દીનો એહી

રસિક ગોલ બિંદુ કે તોડન
તિહું સંગ મમ છબ દેહી

દુર્લભનું નાયિકા વર્ણન આપણને થોડું લાંબું લાગે છે પણ લલિત પદાવલી અને શબ્દ ચમત્કાર એ લંબાઈનો ભાર નથી લાગવા દેતાં. દુર્લભ નખશિખ વર્ણન કરવું ચાહે છે પરંતુ રસ ભંગ થતો નથી કેમકે તેની પંક્તિઓમાં કંઈ નવીનતા હોય જ છે એટલે દુર્લભની હંસ ગામિની નારી તન મનના તાપને બુઝાવે છે.

ઇહી મરાલગવની તન તાપ શમની
નિજ ભવનો ભય ના કલ્પે

કંચન વરણી ચતુરા ચરની
સુખ કરની સુખ સુખ તલ્પે

કુરંગ નયની રસ સુખ ભરની
ગંડ છબીલી લટ ઝૂલે
શીશ પન્નગ ફણી શીશ હુલંગ મણી
અજ હુ વહ રમણી હુલે
ઝલમલ આકર ભાલ સુધાકર
લક્ષ કુસુમાકર મદ ભૂલે
ભવ જાલનકી છબિ બાલન કી
ફબ ગાલન કી ગુલ ફૂલે
નક નક ફૂલી છબ બહુ મૂલી
સમતૂલી સબ હુ ન ઐસી
સુસના આષાઢી અંગી ઉઘાડી
પીત ઉદ્દિત વિદ્દિતા જૈસી
કુચ પર માલં કુસુમ વિશાલં
મુક્ત પ્રવાલં શ્રીચુ તૈસી
કે ઉર બાંહે પરમ સુભાચે
કંકણુ જાચે કર જૈસી
હથ ફૂલ ચમકે દામિની દમકે
દશ વેઢ ઝુમક ન્યારી ન્યારી
ચરણા નાલી તટી ક્ષુદ્ર ઘંટાલી
શોભત શુભ દિન છબ ભારી.

કંચનવરણી, મરાલગવની અને કુરંગનયણીનાં બાણુ તો કુસુમાકરને પણ વાગે. આવું સુંદર નારી સૌંદર્ય નિરૂપણ દુર્લભની સંવેદનશીલ અને ઊંડી સૌંદર્ય અનુભૂતિ અને સૌંદર્ય દૃષ્ટિનું દ્યોતક છે. તે બતાવે છે કે દુર્લભમાં કવિપ્રતિભાની ઝલક સાથે તેની ઊંચી, ઊંડી સંવેદનશીલતા અને આકર્ષક બિંબ રેખાનો ઉભાર કરવાની સહજ શક્તિ ઝલકાય છે. જ્યાં ભક્ત સહજ વધૂ ભાવથી જ કૃષ્ણુ રૂપી કાંતને ભજે ત્યાં નારીરૂપનું વર્ણન કરવામાં એને થોડી મુશ્કેલી

આવે. નારી ભાવ નર સૌંદર્યનું વર્ણન વધારે સારૂં કરી શકે. પરંતુ દુર્લભ વધૂ ભાવે ભજતો હોવા છતાં નારીની સુંદરતાને પણ સાદૃશ્ય સ્વરૂપ આપે છે. તેનું નારી નિરૂપણ આ કારણે આકર્ષક બન્યું છે. શ્રૃંગાર રસના વિશદ આલેખનમાં દુર્લભ પાર ઉતરે છે. તેનું ભાવપોષણ ગજબનું છે. દુર્લભ રસને સુકાવા દેતો જ નથી.

## દુર્લભનું વાત્સલ્ય

વાત્સલ્યની ઝલક માત્ર દુર્લભની 'અનુભવ ગીતા'માં જ મળે છે. બાળગીતમાં ગોપીઓ બાળલીલાનો અભિનય કરવા પ્રયત્ન કરે છે પરંતુ તેમાં વાત્સલ્યનો ઉભરો નથી. દુર્લભ વધૂ ભાવમાં એટલો બધો ડૂબેલો રહે છે કે વાત્સલ્ય નિરૂપણ ઉપર તેનું ધ્યાન ઓછું જાય છે. એ છતાંય જ્યારે એ માતા જશોદાની સ્થિતિ અને ભાવોને અભિવ્યક્ત કરે છે ત્યારે તેની અભિવ્યક્તિ એટલી જ સશક્ત બની રહે છે જેટલી શ્રૃંગાર નિરૂપણમાં. તે વર્ણન તેની વાત્સલ્ય ઉર્મિની સહજતા, વિશદતા અને મમત્વનું દ્યોતક છે. માતા જશોદાના ઉદ્ગાર હૃદયને વીંધે છે. ઉદ્ધવને જોતાં જ માનું હૃદય ઉભરાય છે અને માતાનું ઉર ઉભરાઇ આવે છે.

ઉદ્ધવ એક દિવસની વાતડી રે
કહેતાં ઉર ઉભરાય
રડી પડચાં જશોદા માવડી રે
નયણે નીર ન માય.

હૃદય વાત્સલ્યથી ઉભરાય ત્યારે માતાને બાળપણાની પહેલાંની એક એક વાત યાદ આવી જાય અને તે મીઠી સ્મૃતિઓ તેનાં હૃદયને વીંધી નાખે છે. બાળકના વિયોગોમાં ઝુરી ઝુરીને પોતાની કઠોરતા માટે પસ્તાવો કરે છે.

ઉદ્ધવ તે દિવસ મને સાંભરે રે
તાણીને બાંધ્યા હાથ
નહીં કરૂં નહીં કરૂં મુખથી કહે રે
ચૌદ લોકનો નાથ

ઉદ્ધવ આંખમાં હું ડરાવતી રે
ડરતો રહેતો એ કાંઇ
લેઇ સોટી હું તાડતી રે
પડયા નહીં હાથ કપાઇ

હવે માને બાળકને મારવાનો પશ્ચાતાપ થાય છે અને સંભારી સંભારીને માનું હૈયું ફાટે છે.

હૈડાં ન ફાટે લોહે જડયાં રે
નિપટ થયાં રે નિઠોર
ઘડનારે બહુ કાઠાં ઘડયાં રે
ન ફાટે નિપટ કઠોર

માતૃત્વ ઊંચું આવે છે. હૃદય ભરાઇ આવે છે અને વાત્સલ્ય ઉભરાય છે. એમ થાય છે કે એક વાર એને જોઉં. એક વાર એ ગોકુળ આવી જાય કે પછી મને ત્યાં બોલાવી લે.

ઉદ્ધવ એટલું કહે જો કાનને રે
એક વાર ગોકુળ આવ
આછાં જીવન કોટી દાનનાં રે
માતા કહીને બોલાવ
ઉદ્ધવ વારે વારે શું કહું રે
એને મનમાંહી લહું
આવહું ન જાણ્યું ઘેરથી રે
તેડે તો મધુપુર રહું

માતૃત્વની આવી લલિત હૃદયસ્પર્શી અભિવ્યક્તિ આપણને સૂરમાં જ મળે છે. ગોપી રસમાં તરબોળ દુર્લભે વાત્સલ્ય ઉપર વધારે હાથ નથી અજમાવ્યો કેમ કે તેનો કૃષ્ણ કાંત છે, બાળકૃષ્ણ નહીં અન્યથા વાત્સલ્યપૂર્ણ સુંદર સાહિત્ય સૃજન પણ આપણને મળ્યું હોત પરંતુ દુર્લભમાં તો પ્રથમ સ્થાન શ્રૃંગાર અને દ્વિતીય સ્થાન શાંતરસનું છે. શ્રૃંગારમાં જ્યારે દુર્લભ સંવેગ અને સંવેદનશીલ બને છે, ત્યારે શાંતરસમાં એ નિર્વેદ અને સમરસ બને છે.

તેમાંથી ગાંભીર્ય અને જીવનનું ઊંડું જ્ઞાન ઉદ્‌ભવે છે. આપણે હવે તે રસને જોઈએ.

## દુર્લભ વિનય

ભક્ત અને સખા સુદામાને તેની પત્ની શાંત અને સમભાવથી સમજાવે છે.

વિશ્વ ભરણ વિશ્વને પાળે
વિણ અપરાધ કદા નહીં ટાળે
સ્વામી કોપ કૃષ્ણનો સાચો
દીન થઈ જઈ દ્વારે યાચો.

દુર્લભ રામજીનાં દર્શન કરવા આવે છે. મંદિરના દ્વારે તાળું જડ્યું છે. નાગરો મહેણાં મારે છે તો પણ દુર્લભને નથી ક્ષોભ, નથી વિષાદ કે નથી ભય. એ તો શાંત છે. નરસૈંયાની જેમ એને પણ પૂર્ણ વિશ્વાસ છે કે પ્રભુ તાળું ઉઘાડશે. એટલે જ કહે છે

હાંસી તમારી નિન્દા મારી
થાશે જગ જીવન

× × ×

લાજ ગાળતે મારી તુજને
નિર્દય નાથ ન થાઓ.
કામ પડે કાયર ક્યમ થાઓ
શિઘ્ર ધામથી ધાઓ.

દુર્લભને તાળું ઉઘાડવાની ચિંતા નથી. એને તો દર્શન કરવાં છે.

આંખલડી અણમેલી કેલી
નાથ આવ તો ન્યાળું
દયા કરી દુર્લભ ને દર્શન
દીધું તૂટ્યું તાળું

દુર્લભ જાણે છે કે આ સંસારમાંથી કંઇ પણ સાથે નહીં

આવે. ન મિલકત રહેશે કે ન જુવાની. પછી માણસ કેમ અભિમાન કરતો હશે.

ફરી આવ્યો હરિ શું કોલ
તે કેમ ભૂલો રે
અહીં પામો મિલકત મૂલ
શું જોઇ ફૂલો રે
એ સર્વ સપનાના ખેલ
નાવે સાથે રે
જેમ ઘૂમર કેરી વેલ
ગ્રહવી હાથે રે
તારાં જોબનિયાંનાં પૂર
કરે છે ભ્રમણા રે
સમજાવ્યો સમજે ભૂર
ફૂટા કરમના રે

આ પ્રમાણે શ્રૃંગાર, કરુણા, વાત્સલ્ય અને શાંત રસની ભાવભીની અભિવ્યક્તિ આપણા ચિત્તને આકર્ષે છે એણે તો પુષ્ટિભક્તિનું વરણુ કર્યું છે એટલે એ જાણે છે કે આહ્‌લાદ અને આનંદમાં ડૂબે એ જ પ્રભુને પામે. ડૂબવું એટલે પ્રબળ અનુભૂતિ અનુભવથી જ પ્રિય હૃદય સાથે તાર બંધાવ. ખાલી વિચાર કરવાથી તાર થોડો જડે ? બાહ્યભક્તિ એ તારને ન શોધી શકે કે ન બાંધી શકે. ગમે તેટલું પૂજન, વ્રત, તપ, તીર્થ, સ્નાન કે તિલક કરો તેથી વહાલો થોડો મળે છે ? જ્યાં સુધી એ ક્રિયાઓ અંતરતમની ભાવાનુભૂતિમાંથી ન ઉદ્‌ભવે ત્યાં સુધી તે જડ ક્રિયાઓ માત્ર છે. પ્રભુ પ્રેમ તો પીવો પડે ત્યારે જ આનંદાનુભૂતિ થાય.

જેમ ભોજન કેરે નામ ભૂખ નહીં ભાગે રે
તેમ નિર્ધન ઝંખે ધન ધન નહીં આવે રે
જેમ વાણી કહેતાં ત્રાસ કઈયા ન છીપે રે
તેમ સપનાનો સહવાસ કામના દીપે રે

જેમ મિસરી કહેતાં મુખ મીઠું ન થાયે રે
તેમ દુનિયા ઇચ્છે સુખ દુઃખ નવ જાયે રે

મોઢું મીઠું તો મિશ્રી ખાવાથી જ થાય. ભોજન કરો તો જ ભૂખ ભાગે. તેમ પ્રભુ સાથે તાર બાંધે તે જ હરિ રસ ચાખે. એ રસ સ્વાદનો અનુભવ અમિટ છાપ છોડી જાય અને સદાને માટે અતીત અને વ્યતીત ક્ષણોના અનુભવની સ્મૃતિ તીવ્ર અનુભૂતિને જગાડે. એ અનુભવને કહેવો ન પડે એ તો આંખમાં દેખાય.

અનુભવી દેહીનો નેહ નયણા કરે એ અનુભવ આભ્યાંતર હોય. એને વાણી વર્ણનની આવશ્યકતા ન રહે.

વાણી સંક્ષેપમાં વસ્તુ ભાળું ઘણી
અનુભવી અનુભવ એમ લહિયે

અનુભવ જેમ જેમ વધતો જાય તેમ તેમ રસ સરિતામાં પૂર આવે અને અનુભવેલી ક્ષણોની સ્મૃતિઓ સપનાના સુખનો સ્વાદ મૂકી જાય.

ઉઠવા દે નહીં સૂતો ત્યાંથી કરી
સ્વપનના સુખનો સ્વાદ હેલો

× × ×

જેમ જેમ અનુભવે તેમ રસ વરસે

તાર બંધાણો એટલે રસની તો ઝડી લાગે. વર અને વધૂ ાય અને પ્રિયાનાં હૃદય એ તારથી બંધાય. અનુભવ વિના કંઈ :તો થોડો જડવાનો છે.

અનુભવ એક વિના કે ખોળે ન જડે બારી રે. દુર્લભને માટે ભક્તના જીવનમાં અનુભવ મૂળ તત્ત્વ છે. ગોપીઓએ અનુભવ્યું, માતા જશોદાએ અનુભવ્યું અને એ અનુભવે કૃષ્ણ ગોપી એક તાર થયાં. કૃષ્ણ અને કૃષ્ણનો ભક્ત હૃદયથી એક તંતુએ બંધાય અને અભેદ સ્થિતિમાં પ્રભુ પોતાનામાં તેને સમાવી લે છે. ભક્ત અને ભગવાનની ભાવાત્મક એકતા, સુદૃઢ અનુભવથી જ થાય. એ પ્રેમાનુ-રાગની અવધિ પ્રભુ પાળે છે. ભક્તને પણ અવધ સાચવવી પડે છે.

અવધિ ભૂલે તેને વહાલો ન મળે. આ જોતાં એ વાત સ્પષ્ટ છે કે દુર્લભની ભક્તિ એ પ્રેમાંધ વધૂનો અદમ્ય શ્રૃંગાર છે. કાંતને મળવું એમાં જ એનું સૌભાગ્ય સમાયેલું છે. અબળાના હૃદયમાંથી નિર્બળતા, અસહાયતા અને લાચારીની ચીસ ઉઠે અને ક્ષણ ક્ષણ ઉમડતા ભાવોને પરિણામે સ્વેદ, કંપ, પુલક, અશ્રુ અને ગદ્દગદ્દ ગિરા એને ઉન્માદની સ્થિતિમાં મૂકે. એ પતિંવરા વધૂ ગાય, નાચે કે રસે અને વહાલાને મળવા દોડે.

## દુર્લભની કૃતિઓ

દુર્લભે થોડા સમયમાં સારું સાહિત્ય સર્જન કર્યું છે. દુર્લભની જે કૃતિઓનું સંકલન હું કરી શકયો તે ઉપર હવે આપણે થોડું વિવેચન કરી લઇએ.

### (૧) ભીલુડાનાં પદ

દુર્લભના વ્યવસ્થિત કાવ્ય જીવનનો પ્રારંભ અહીંથી જ થયો હોય એમ લાગે છે. તે માનવાનું એક કારણ છે કે દુર્લભે પોતે પોતાના હાથે કશું લખ્યું નથી. તે જ્યારે ગાતા ત્યારે આપોઆપ કવિતા બનતી જતી અને શિષ્યો તેને ઉતારી લેતા. આ કારણે આપણને ઘણી જગ્યાએ પાઠ ફેર પણ મળે છે. અહીંના વાસ પહેલાં એમણે કંઇ રચ્યું પણ હોય તો તેનો ઉલ્લેખ નથી.

ભીલુડાનાં પદોની રચના ગુરૂવાર, શ્રાવણ સુદી ૧૫, સંવત ૧૭૭૭ ને દિવસે થઇ.

પદ એકાદશ પ્રેમમય
    સુખ સમાગમ હેત
સંવત સતર સતોતરા
    શ્રાવણમાં સંકેત
દિન પૂર્ણિમા વાર ગુરૂ
    અભિજિત વિદમધ્યાહ્ન
સંત સમાગમ તે સમે
    દુર્લભ દગ મમ જાન

આ પદોના પદનુબંધમાં આપણને નરસૈંયાની છાપ મળે છે. નરસિંહ પણ નાગર અને દુર્લભ પણ નાગર. બન્ને જ્ઞાતિજનોએ જ નિંદ્યા હતા. નરસિંહને પ્રભુથી હાર માગવો પડયો અને દુર્લભને તાળું ઉઘડાવવું પડ્યું. દુર્લભ રોજ રામજીનાં દર્શન કરવા મહી કાંઠે ડુંગરપુરનાં ભીલુંડું ગામે જાય છે. નાગરોએ દુર્લભની પરીક્ષા કરવા મંદિરે તાળું માર્યું. દુર્લભે તાળું ઉઘાડવા વિનંતી કરી ત્યારે નાગરોએ મહેણું માર્યું "તમે આટલા બધા મોટા ભક્તને અમને કહો છો? કહોને તમારા વાલાને; ઘણું એ તાળું ઉઘાડશે." દુર્લભને બોલ હૃદયમાં વાગ્યો. એણે તાળ વજાડી. બાર પદોની રચના થઇ. એ પદોની ભાષામાં નરસિંહ મહેતાનો સ્પષ્ટ ધ્વનિ આપણને સંભળાય છે. ભાષા સરલ, સશક્ત, ભાવપૂર્ણ અને સચોટ છે.

દાસ તમારો દ્વારે ઊભો
વિનતિ કરે હ્યો જાણી રે
લખું લોચન, દુઃખ મોચન દરશણ
ઘો અનુકંપા આણી રે

જેમ નરસિંહ મુક્તિ નથી માગતો તેમ દુર્લભ પણ ભક્તિને જ ચાહે છે. એને મુક્તિ નથી જોઇતી.

નરસિંહ—"હરિના જનતો મુક્તિ ન માગે
માગે જનમો જનમ અવતાર રે

દુર્લભ—"ભક્તિ માગું રે મારા નાથની
નથી મુક્તિનું રે કામ
મુક્તિ સકળમાં સોહ્યલી રે
ભક્તિ દોહલી એક નામ

દુર્લભની નીચેની પંક્તિઓમાં પણ આપણને નરસિંહના ભણકારા જણાય છે.

લંપટ ને વળી લોભિયો રે
તને નાવે રે લાજ

કોણ વેળાનો કરગરૂં
દરશણને કાજ
× × ×
વિલપું વેળા કયમ રે થઈ
કયમ નાવ્યો રે નાથ
કોણ રામા રમવા મળી રે
રહ્યો બાંધી રે હાથ
× × ×
નાગરી ન્યાતમાં વાત થાશે ઘણી
નાથ મમ સ્નેહ જાઓ ન ભૂલી
દીનબંધુ દયા આણુ દુર્લભ તણી
આપ દર્શનં તને ગાઉં ફૂલી

પ્રેમાનંદના મામેરામાં ભગવાન વૈકુંઠપતિ મહેતાનું મામેરૂં પૂરવા દોડે છે તે પદ, મહેતાની હારમાળામાં પ્રભુ હાર આપે છે તે પદ અને દુર્લભનું તાળું તૂટે છે તે પદ આપણને એક સરખાં લાગે છે.

દ્વાર ઉઘડિયું તાળે જડિયું
ધસ્યો ધામથી જાણી રે
રાખી મામ નામની સહુમાં
અનુકંપા મન આણી રે

દુર્લભનાં આ પદોમાં સ્વાનુભૂતિની ભાવવ્યંજના અભિવ્યક્ત થાય છે જેમાંથી ભક્ત કવિ હૃદય તરીને બહાર આવતું હોય તેમ લાગે છે.

(૨) અનુભવ ગીતા

શ્રીમદ્ ભાગવતના "ઉદ્ધવ–ગોપી" પ્રસંગને ઘણા કવિઓએ ગાયો છે. સૂરદાસનાં પદ તેમાં શ્રેષ્ઠ છે. એક જ પંક્તિમાં સૂરની ગોપી ઉદ્ધવના જ્ઞાન ને યોગનો જવાબ આપી દે છે.

"ઊધો મન નાહીં દસ બીસ"

એ જ પ્રસંગને દુર્લભે પણ ઉપાડયો છે પરંતુ એક વાત દુર્લભે વિશેષ રૂપે ધ્યાનમાં રાખી છે. તેના કાવ્યમાં કથાનકને વધારે સ્થાન નથી અપાયું. તે જ પ્રમાણે ઉદ્ધવને પણ એણે નિમિત્ત માત્ર જ બનાવી રાખ્યો છે, દુર્લભ તો માતા જશોદા અને ગોપીઓની હૃદય-વ્યથા, વિહ્વલતા, વિકલતા, અસહાયતા, પીડા, વેદના, દર્શન સ્પૃહા, વિરહભાવોની અભિવ્યક્તિમાં રૂમાની બને છે. જેમ જેમ તે આગળ વધે છે તેમ તેમ ભાષા અંતઃસ્તલસ્પર્શી અને સશક્ત બનતી જાય છે. એની ગતિ વધે છે અને ધારા પ્રવાહ વહી રહે છે. જશોદા અને ગોપીઓની રીસ, ચીસ પડાઇ જાય તેવી અંતર્વેદના આપણી આંખોમાં પણ આંસુ વહાવે છે. દુર્લભની ભાષા સહજ સ્ફુટિત અને સંસ્કારી છે. અનુભવગીતાનું પઠન આપણને સૂરના ભ્રમર ગીતની યાદ આપી જાય છે. દુર્લભનું આ કાવ્ય કારૂણ્યપ્રધાન બની ગયું છે. ઉદ્ધવ તો માત્ર નિમિત્ત બની રહે છે અને વ્રજવનિતા આપણા ઉકળતા હૈડાની વરાળ કાઢે છે. ઉદ્ધવને અનુભવ થાય છે કે જ્ઞાનથી પ્રેમ અને સમર્પણ મોંઘું અને મોટું છે. જ્ઞાનમાં "અહમ" એકદમ ભૂલાતું નથી જ્યારે સમર્પણ ભક્તિમાં "અહમ્" કૃષ્ણમાં લય થાય છે. ગોપીઓની અંતર્દશા એ પ્રેમની અતિવ્યસન દશા છે. તેમાં દૈન્ય, લાચારી, અસહાયતા, ક્રોધ, વિહ્લતા, વિકલતા, ઉર્મિઓનો આવેગ, વ્યથા, આશા અને નિરાશા, એ બધી ભાવોર્મિઓની લહેરોની સંશ્લેષિત અભિવ્યક્તિ છે. માતાની પુત્રને જોવાની લાલસા કેટલી બલવતી હોય ?

ઉદ્ધવ માખણ માટે બહુ ખીજતો રે
કરતો આંગણે શોર
થોડામાં બહુ રીઝતો રે
હવે ક્યાં દેખું જુગલ કિશોર

પોતાના સમસ્ત અસ્તિત્વની સાર્થકતા, પોતાના સમગ્ર પ્રેમનું પ્રતિબિંબ માતા એક જ શબ્દમાં જુએ છે. માને જોઇને બાળક

દોડતું આવે અને "મા" કહીને લપટાઈ જાય.

ઉદ્ધવ એટલું કહે જો કાનને રે
એક વાર ગોકુળ આવ
આછાં જીવન કોટી દાનનાં રે
માતા કહીને બોલાવ

ઉદ્ધવ બહાર આવ્યા અને ગોપીઓ વીંટળાઈ વળી. તેમની દશા જોઈ ઉદ્ધવે ઉપદેશ આપ્યો "મને તો કૃષ્ણજીએ તમને યોગ સધાવવા મોકલ્યો છે. આસન, મુદ્રા અને મેખલાને આધારે યોગ સાધના કરો તો શ્યામ મળશે" ગોપીઓ કંઇ ઉપદેશ સાંભળવા થોડી આવી હતી? એ તો વહાલાની વાતો સાંભળવા આવી હતી. એ વાત કરવી તો આઘી ગઈ અને આ તો શિખામણ આપવા બેસી ગયો. જા રે જા, ઠગ કહીં ના.

રે ઠગ છો કઇયા દેશના રે
કે કપટી કે કૂડ
સંગત શ્યામળિયાની લેશ નહીં રે
છો કોઇ મૂરખ મૂઢ.

તમે શ્યામળિયાના મિત્ર છો એમ લાગતું નથી. અરે કાનાની સંગતમાં રહે તે આવો હોય? અમને તો લાગે છે કે તમે કોઈ ઠગ છો. તમારા મનમાં કપટ છે એમ ન હોય તો પછી તમે મૂઢ અને મૂરખ છો. અરે ઉદ્ધવ,

શૃંગી પહેરે, ઉદ્ધવ, સુરત નીરે
જોગી કહિયે તેહ
બીજાં કહેવાનાં કરત મીરે
નામે લજાવે દેહ

અમારે તમારો જોગ નથી જોઈતો. જોગનો આડંબર ભરીને અમારે અમારો દેહ નથી લજાવવો. સાચો જોગ તો સુરતની શૃંગી પહેરે. અમે તો વાટ જોઇ રહ્યાં છીએ કે ક્યારે કાનુડો આવે ને અમને બોલાવે.

કાનુડો વહાલી કહીને હસે રે
તેણે પામીયે સુખ
વણ દીઠે ગોપ કર ઘસે રે
એ ઉપન્યું મહા દુઃખ

× × ×

ઉદ્ધવ વળતાં અમે બાળિયાં રે
હૈડે ઉઠે ઝાળ
અંતર એ વિના ક્યાં ખોલિયે રે
માગ્યો ન આવે કાળ

માગ્યું મોત પણ ન આવે એ કેટલી બધી વિડંબના ? કેટલી લાચારી. અબળા એની એ નિર્બળતા અને લાચારીમાં બધું નીચું નાખી દે અને રોઈ રોઇને પોતાના રોષને બુઝવે.

ઉદ્ધવ વાંક અમારા કર્મનો રે
કોને દીજે દોષ
જોતાં ન પડે આ ધામમાં રે
રોઈ બુઝવિયે રોષ
ઉદ્ધવ અબળાનું શું જોર છે રે
રોઇને ઘસિયે હાથ
કહે જો માખણના ચોરને રે
આવું ન ઘટે નાથ.

દુર્લભનું આ અનુભવ ગીત નારી હૃદયની કોમળતા, પ્રેમળતા અને સર્વસ્વ સમર્પણની ઝલક દર્શાવે છે. દુર્લભ નારીના હૃદયને ખોલીને આપણી સામે મૂકી દે છે. મમતા અને સ્નેહની પ્રતિમા નારીને આજ સુધી કોઈ પહોંચી શક્યું નથી. સ્ત્રી કારૂણ્યની મૂર્તિ છે.

ઓ ભારત કી નારી તેરી અમર કહાની
આંચલ મેં હૈ દૂધ ઔર આંખો મેં પાની !

ભારતની માતા અને વધૂની જોડ જગતમાં આપણને ન મળે. નારી તો ભારતની જ. અનુભવ જ્ઞાનનું પ્રત્યક્ષરૂપ આપણને આ કાવ્યમાં જોવા મળે છે.

(૩) સુદામાચરિત્ર

સુદામાચરિત્ર હિન્દી–ગુજરાત સાહિત્યમાં ઘણા ભક્ત કવિઓએ લખ્યાં છે પરંતુ વધારે પડતી રચનાઓમાં કથાનક પ્રધાન રહે છે. દુર્લભનું સુદામાચરિત્ર આ દૃષ્ટિએ થોડું જુદું પડે. તેની રચનામાં બે ત્રણ વિશેષતાઓ છે. દુર્લભે કથાનક ઉપર ભાર મૂકયો જ નથી. તેને બદલે તેણે કાવ્યને એક કેંદ્રીય વિચારને ચારે કોર ગૂંથ્યું છે. સુદામો દરિદ્રતાને વર્યો છે. એ ત્રણ ત્રણ વાર શ્રીકૃષ્ણને મળવા ગયો હતો છતાંયે કૃષ્ણે તેની સહાયતા ન કરી. સુદામો જ્યારે જ્યારે પણ મળવા ગયો કે કૃષ્ણ આપવાને બદલે ઉલટી સુખડી માગે. સુદામો તેનો અર્થ કળી નથી શકયો પરંતુ તેની પત્ની કળી ગઈ. તે જાણી ગઈ કે એક કારણ તો સુદામામાં અભિમાન છે કે હું કૃષ્ણથી વરિષ્ઠ છું.

હઠ તું ન કર સાંભળ કહું સાચું
જયેષ્ઠ કનિષ્ઠ તે કયમ જઇ જાચું

અહંકાર એટલે અંતર. ભેદ ભાવે ભગવાન ન જ મળે. તેની કૃપા મેળવવી હોય તો અહંકાર છોડવો પડે. તે સિવાય પણ કોઇ કારણ હોવું જોઇએ. પ્રભુ વારે વારે સુખડી માગે છે તો જરૂર સુદામાએ કાંઈ ને કાંઈ અપરાધ અવશ્ય કર્યો છે. અપરાધ વિના ઈશ્વર દંડ આપે જ નહીં.

વિશ્વભરણ વિશ્વને પાળે
વિણ અપરાધ કદી નહીં ટાળે
કાંઈ એક સ્વામી અવિનય કીધો
મિત્રે દંડ અનૂઠો દીધો.

તો પણ સુદામો પત્નીના સંકેતમાં સમજતો નથી. અહંકારીને અપરાધની સમજણ કયાંથી પડે ?

જાણ્યામાં અપરાધ ન આવે
વળી ભામા તું શાને ભમાવે
ત્રિભિર વાર જઇ આવ્યો રામા
આજ કહું તું જ આગળ ભામા

અરે રામા ! તું મને શાને ભમાવે છે. હું તેના સાથે રહ્યો જ કેટલો છું જે અપરાધ કરું. એક વાર નહીં ત્રણ ત્રણ વાર જઈ આવ્યો છું. આ જ તારી આગળ કહું છું. હવે તું વાત કરે પણ હું તેની આગળ જાઉં શી રીતે !

જાઉં શું ભેટ સુખડી માગે
પ્રાણ તજું એવું મુજને લાગે

જ્યારે જાઉં ત્યારે કહે "લાવ સુખડી" મને તો મરવા જેવું લાગે. સુખડી હોય તો આપું ને. એમ થાય કે ધરતીમાં સમાઈ જાઉં. સુદામો તો હજી અંધકારમાં છે પણ પત્ની સમજી ગઈ. જ્યારે શ્રીકૃષ્ણ ત્રણ ત્રણ વાર સુખડી માગે તો તેમાં જરૂર કંઈ સંકેત છે. કૃષ્ણ જાણે છે કે સુદામા પાસે કંઈ નથી છતાંય માગ્યાં જ કરે છે તો તેમાં કંઇ રહસ્ય હોવું જોઇએ.

શ્રવણ સુણી સ્વામીની વાણી
રામા રહસ્ય ગઈ મન જાણી.

સર્વપ્રથમ તો એણે સુદામાને અહંકાર છોડવા વિનંતી કરી.

ભેદ અભિમાન તજી જન થાઓ
ભક્ત એક નિત્ય કૃષ્ણ ગાઓ

અને પછી જ્યાં ત્યાંથી માગીને તાંદુલ લાવી.

ભામાને ભાસી એ ભાવી
જ્યાં ત્યાં માગી તાંદુલ લાવી

થયું પણ તેવું જ. સુદામો કૃષ્ણ પાસે ગયો. પ્રભુ ભેટચા તો ખરા પણ તરત સુખડી માગી.

મારા સમ કહે મારે માટે સ્નેહી સુખડી લાવ્યો.
તું ભૂલ્યો ભાસી નવ ભૂલી,
ન રહે ભાવ છુપાવ્યો

ભાભીનો ભાવ કંઇ છુપાવ્યો છુપે ? તું ભૂલ્યો પણ ભાભી તો ન જ ભૂલે. જરૂર સુખડી આપી હશે. આમ છતાંય હજી સુદામો કંઇ સમજતો નથી. તેને સંકેત કરવા ભૂલેલી બાળપણની વાત યાદ દેવરાવે છે.

"અરે સુદામા ? તને યાદ છે ? તું, હું અને બળરામ આપણે ત્રણે જણ જંગલમાં લાકડાં લેવા ગયા હતા ? ગુરુ પત્નીએ આપણને ભૂખ લાગે તો ખાવા માટે સુખડી આપી હતી અને એ સુખડી તું એકલો ખાઈ ગયો હતો.

ભો ભૂદેવ, સુખડી મેલી તે તેં એકલાએ ખાધી
હે હે ભ્રાત ક્ષાત એમ કહીને અમે એ સુખડી માગી

અમને ભૂખ લાગી ને અમે સુખડી માગી પણ તું કયાંથી આપે ? તેં રાખી હોય તો આપે ને. જ્યારે તેં સુખડી ન આપી ત્યારે વિના વિચારે મારા મોઢામાંથી નીકળી ગયું

અચિન્ત્ય રીતે કહ્યો મેં દરિદ્રી
રીસ હૃદયમાં રાખી

ભગવાને પોતે રહસ્ય તરફ ઈશારો કર્યો તો પણ સુદામાને ધ્યાનમાં વાત ન આવી. દુર્લભે આ કાવ્યના માધ્યમથી પ્રભુ કૃપાના રહસ્ય પ્રતિ સંકેત કર્યો છે પ્રભુની કૃપા કયારે થાય ? એ માટે બે વાત થવી જોઇએ. પહેલી વાત તો એ કે અહંકારનો નાશ થાય અને ઈશ્વરની શરણાગતિ અને તેને સર્વસ્વ અર્પણની ભાવના જાગ્રત થાય. બીજી વાત એ કે આપણે તેજ વસ્તુ ગ્રહણ કરવાનો અધિકાર છે જે ઈશ્વર આપે. ઈશ્વરનું આપ્યું જ આપણે ખાઇએ. જો મનુષ્ય ઇશ્વરનો ભાગ પોતાના પેટ ભરવા માટે સ્વાર્થ-પણે ભરખી જાય, તો તે ઇશ્વરના ઘરનો અપરાધી છે. આપણા શાસ્ત્ર ઉપનિષદ પણ એ જ કહે છે.

ઈશાવાસ્ય મિદં સર્વમ્ યત્કિંચિત્ જગત્યાં જગત્
તેન ત્યકતેન ભુઞ્જીથાઃ માગૃધઃ કસ્યચિત્ ધનમ્

ગીતા પણ એ જ નિર્દેશ આપે છે.

યજ્ઞશિષ્ટાશિનો ભુઙ્ક્તવા

સુદામાએ વગર વિચાર્યે પોતાની ભૂખ ભાંગવા પ્રભુનો ભાગ સ્વાર્થપણે ખાધો. પોતાનું જ પેટ ભર્યું. બીજાનો વિચાર ન કર્યો. પછી સુદામાનો અહંકાર અને પૂર્વનો અપરાધ એને ઈશ્વર સુધી શી રીતે પહોંચવા દે! પરંતુ પ્રભુ તો દયાળુ છે. સુદામો તેનો મિત્ર. એનું દુઃખ તો દૂર કરવું જ રહ્યું એટલે પૂર્વ કરેલા અપરાધના દોષનિવારણ અર્થે તે સુખડી માગતા હતા "સુદામા! સુખડી લાવ્યો?" સંકેત હતો "સુદામા! ઇશ્વરનો ભાગ પાછો આપવા કંઈ લાવ્યો? કૃષ્ણ તો મદદ કરવા ચાહે પણ પૂર્વકર્મના પ્રાયશ્ચિત વિના સહાય શી રીતે કરે? સુદામો ઈશ ભાગ પાછો આપે અને પછી પ્રભુ કૃપાથી મળે તે ભોગવે. સુખડી માંગવાનું આટલું રહસ્ય. એટલે જ પ્રભુએ ત્રણ વાર સુખડી માંગી. સુદામો તો ન સમજ્યો પણ તેની પત્ની સમજી ગઈ અને સુખડી લેતાં જ ભગવાને કહ્યું

ઘણા દિવસની ગુહ્યહતી
તે ભય ભાભીએ ભાંગી

સુદામા, તું તો ન જ સમજ્યો. મારો ભય તો ભાભીએ ટાળ્યો. આખું કાવ્ય આ મૂળ વિચારને ચારે તરફ વિંટળાયલું છે. પ્રભુ જાણે છે કે સુદામો મિત્ર પણ છે અને દ્વિજ પણ છે એટલે એ પ્રભુને વધારે પ્રિય છે. કાવ્ય સરલ, સુંદર અને સરસ બન્યું છે. ઢાંકેલું હાસ્ય, મધુર વ્યંગ, સુદામાની અજ્ઞાનતા અને સરલતા, મનને મુસ્કરાવી જાય છે. મૂળમાં જ્ઞાન વિચાર હોવા છતાં કાવ્ય મનોરંજક બન્યું છે. દુર્લભે તેને જ્ઞાનના ભારમાં દબાવા દીધું નથી. સંવાદ સહજ અને સરલ છે. સુદામો પોતાના અહંકારના કારણે કૃષ્ણને રાંટીલો જ ગણે છે.

વાત કરે તે તે સર્વ રાંટી
હરિ ન તજે મનમાંથી આંટી

કૃષ્ણસુદામામિલનમાં કૃષ્ણ જ બોલ્યા કરે છે. સુદામો મનમાં-ને મનમાં અટવાય છે. શ્રીકૃષ્ણ આપવાની કે સુદામાની સ્થિતિની તો વાત કરે નહીં ને બ્રાહ્મણને મોટો કહે, ગુરુ મહિમા વખાણવા બેસી જાય, બાળપણની વાતો યાદ કરે ત્યારે સુદામાના મનની દશા કેવી હશે તે કલ્પના કરવી જ રહી. આ પ્રમાણે સુદામાચરિત્ર કથાનકના રૂપમાં નથી અપાયું પરંતુ ઈશ સાધનાનો માર્ગ ઈંગિત કરે છે. ઈશ્વર પ્રાપ્તિ માટે શ્રદ્ધા, વિશ્વાસ, દીનતા અને સમર્પણ ભાવના, શરણાગતિ આદિ હોવાં જોઈએ. આખું કાવ્ય ૩૭ પદોમાં રચાયું છે.

## (૪) રાસ અને ગીત

### (૧) (મોટો રાસ)

રસાનાં સમૂહો રાસઃ

જે કાવ્યમાંથી રસ ઝરે, પગથિરકે (ફરે) અને મનુષ્ય આનંદવિભોર થઈ નૃત્યગાનમાં લીન થઈ જાય તે રાસ. શ્રીકૃષ્ણના અલૌકિક રાસની રસાનુભૂતિ માટે "લીલોપયોગી" અલૌકિક દેહ પ્રાપ્ત કરવો પડે. ત્યારે જ પ્રભુ આનંદમય અંગો સાથે ક્રીડા કરે. એ દેહની પ્રાપ્તિ થતે જ ભક્ત વહાલાની સાથે રસ ભોગવવા ઇચ્છે. એના અંગ પ્રત્યંગ પ્રભુની રતિથી જ નેહ જોડી રહે. ભક્તને અંતરમાં અને બહાર પ્રેમળ જ્યોતિ પ્રગટે અને કૃષ્ણ વિના ક્ષણ ક્ષણ યુગ જેવી લાગે. એનો પ્રેમ નિરૂપાધિ પ્રેમ હોય. એને બીજું કંઇયે રૂચે નહીં. અનેક પ્રકારનો અનુભવ તેને થાય. કૃશતા, જાગરણ, રતિ, લજ્જા, ત્યાગ, આસક્તિ, મૂર્છા, ઉન્માદ આદિ ઉર્મિઓનાં ઉંચાં નીચાં મોજાં પ્રેમ સાગરમાં આવ્યાં જ કરે. દૃગભંગ સાથે મનઃ સંગ થાય. વિરહાનલ બાળે અને એ અગ્નિ જ્યારે સહન ન થાય ત્યારે ભક્ત રોઈ પડે. એજ ભક્તિનું ચિહ્ન. એને માટે તો પરમાત્મા પુરુષોત્તમ રસ રૂપ જ હોય.

રસો વૈ સઃ

એ રસ પ્રાપ્ત થતાં જ ભક્ત પરમાનંદ પામે અને ભગવાન તેની પુષ્ટિ કરે. ભગવાનનો અનુગ્રહ તે જ પુષ્ટિ.

પોષણં તદનુગ્રહઃ

ભક્ત કૃષ્ણ બ્રહ્મ સાથે વધૂ રૂપે લીલા સ્વાદ ભોગવે. આવી ભક્તિમાં શ્રીમદ્ ભાગવતનું રાસ પંચાધ્યાયી પ્રકરણ પ્રમુખ છે. એ પ્રકરણને ભક્તિનો ભંડાર કહીએ તો ચાલે. રસાનુભૂત ભક્તિની દૃષ્ટિએ, વ્રજલલના સર્વાત્મરૂપ હોવાથી તેમનો સર્વાત્મ ભાવ સ્વરૂપાનંદનું જ ફળ છે એમ કહી શકાય. તેથી જ રસરાજ કૃષ્ણ તેમને રસાત્મક અને ભાવાત્મક આનંદનું દાન કરે છે.

દુર્લભ એજ રાસપદ્ધતિનું અનુકરણ કરે છે. કૃષ્ણ પ્રેમની ગાઢ, લીન, તન્મય અવસ્થા એજ આહ્‌લાદિની ગોપીઓ છે. રસની અનુભૂતિને અધિકતમ તીવ્ર બનાવવા રાસ લીલામાં રમવાવાળા "અનેક કાન્તા" પદ્ધતિને અનુસરે છે અને પરકીયા ભાવનો સહારો પણ લે છે. અદ્વૈત સિદ્ધાન્તના આધારે એ પરકીયા ગોપીઓ પણ સ્વકીયા જ છે. કેમકે જગત, જીવ અને બ્રહ્મ એ ત્રણે કૃષ્ણ રૂપ જ છે એટલે કૃષ્ણ એ પણ કૃષ્ણ, ગોપી પણ કૃષ્ણ અને ગોપીપતિ પણ કૃષ્ણ. જ્યાં અભેદ હોય ત્યાં કોઈ "પર" હોઈ જ ન શકે. રાસ નિરૂપણમાં "ભક્તિ માર્ગીય જીવ શુદ્ધ પુષ્ટિ માર્ગીય ભક્ત થાય છે અને રસ રૂપ પરમ કમનીય પ્રભુ સ્વરૂપનું નિરંતર આસ્વાદન કરે છે."

દુર્લભે ભાગવતના શ્લોકોના આધારે રાસાનુબંધ યોજ્યો છે. એમાં શ્લોકોનો અનુવાદ નથી. શ્લોકના મુખ્ય ભાવને પકડીને દુર્લભ સ્વતંત્ર કાવ્યની રચના કરતો જાય છે. દુર્લભ પોતે લખતો નથી. એ તો ભાવાવેશમાં કાવ્ય ધારા મુખથી વહાવ્યે જાય છે ને ભક્તો તેને ઉતારી લે છે. આના કારણે રાસની પંક્તિઓમાં પાઠ ફેર છે. જુદા જુદા પુસ્તકોમાં ઉતારેલા રાસમાં મને થોડો ફેર લાગ્યો એટલે મેં તેની બે આવૃત્તિઓ ઉતારી છે. વધારે અંતર તો નથી છતાંય થોડા સમય પછી જ્યારે દુર્લભ ગાય ત્યારે પંક્તિઓ અને શબ્દોની ગોઠવણમાં ફેર પડી જ જાય.

કૃષ્ણની વાંસલડી વાગી અને ગોપીઓ વિહ્‌વલ બની. એ ગોપીઓની વ્યાકુળતા અને વિહ્‌વળતાનું હૃદયસ્પર્શી વર્ણન દુર્લભે

કર્યું છે. કૃષ્ણ ગોપી સંવાદ એટલો સહજ, સરલ અને સુંદર, મધુર અને મનોરંજક લાગે કે જેનામાં આપણને ક્યાંય બનાવટીપણું નથી દેખાતું. ગોપી કૃષ્ણ માટે કેટલી વ્યાકુળ છે ?

ગયાં અંગ અંગ અંગના ગળી
ભોજન કરતી પ્રેમા પળી

× × ×

એમ વ્યાકુળ થઈ તન તારૂણી
મહાપાન કર્યું જેમ વારૂણી

× × ×

થઈ કૃષ્ણ ધ્યાનથી ઉન્મત્તા.
સ્તુતિ કરતાં ગઈ તેની સત્તા

કદંબની છાયા, વૃંદાવન વનરાજિ, મહાનિશાની ચંદ્રિકા અને અધર મુરલીધર કૃષ્ણ. જોતાં જ ગોપી દેહ અલૌકિક લીલામયી બની જાય છે.

પામી સદ્‌ગુણ મયી દેહ
સર્વોપરી પ્રથમ થઇ એહ

ગોપીના હૃદયની પ્રેમવ્યથા અને સ્નેહવ્યથાની પીડા તેના પ્રેમને પલાળે છે અને પોષે છે. તે કૃષ્ણમાં લીન તન્મય બની જાય છે.

અંતર સ્નેહગત કો રહી રામા
તદ્‌વત તલ્લીન થઈ ભામા

× × ×

વિરહા રતિ પ્રેમ અતિ ધરતી
નિર્ગુણમય તન એ અનુસરતી

દુસ્સહ વિરહાનલ પ્રબળ અતિ
તે પ્રભવે હરિ શું થઈ એક રતિ

× × ×

તન્મય ભક્તિ ગોપી કેરી
નવ લાવજે નૃપ સંશય ફેરી

સ્નેહવ્યથાથી વ્યથિત ગોપીઓ દોડી આવે છે. કૃષ્ણ તો સ્વભાવથી જ કુટિલ એટલે ગોપીઓને દોડતી આવતી જોઇ એને કુટિલતા સૂઝે છે. "કેમ. આવ્યાં ?" એ કૃષ્ણનો કુટિલ કટાક્ષ ગોપીને અવાક્ બનાવી દે છે. ક્ષોભાતિરેકમાં ગોપીઓ જડવત્ બને છે.

અવાક્ વધૂ વચ નવ બોલે
ચિત્રગત ચિત્ત થઈ ડોલે.

ગોપીઓ પોતાને સંભાળે છે. સમર્પણ કર્યું ત્યાં ક્ષોભ કેવો ? તે નિર્ભય બને છે. અરે એ કૃષ્ણ એ તો આપણો સ્વામી, આપણો પતિ, ભર્તા, નાથ, કાંત ? એનાથી કેમ બીવું ? ગોપીઓમાંથી એક હિમ્મત કરી સીધો જવાબ આપે છે. અરે વાલા ? મૂળ છોડીને ડાળિયો ને પાનાં સીંચવાનું તું કહે છે ?

સીંચો જલ શાખા દ્રુમ બહુલ
રસ ન ચઢે સીંચ્યા વિણુ મૂલ

× × ×

તું ત્યાં વ્રજનું સુખ વ્રજ જનને
થયો તે અધિકાર વધૂ જનને

અબળા જાણી કાં બહેકાવો
સ્વધર્મ તણો ગુણી ને દાવો

અરે કાના ! સ્વધર્મનો દાવો તો જે ગુણી હોય, સત્ત્વ, રજ, તમમાં ફસાયલો હોય તે કરે. અમારે તો તું ત્યાં વ્રજ, અને વ્રજ ત્યાં સુખ. એક વાર વધૂ થયાં એટલે પરમ સુખ અને આનંદનો અધિકાર અમને મળી ગયો. અમે સ્વધર્મની વાત ક્યાં કરીએ ! અમને તો

વિરહાનલ અતિ વધૂને પીડે
તે તાપ શમે તું ઉર ભીડે

પ્રભો ! અમે તો તારા ઉર સાથે ભીડીને તાપ શમન કરવા આવ્યાં છીએ. તું સૂર્ય ને અમે રશ્મિ, તું મણિને અમે કાંતિ, તું

જલ અને અમે તરંગ, તું દેહ ને અમે તેની છાયા એ જુદાં થઈ શકે ? કૃષ્ણે એ સંકેતનો સ્વીકાર કર્યો અને ગોપીઓનો સત્કાર કર્યો

સત્કાર ત્યાં સ્રીજનનો કીધો
હોંસે કરી કામાનલ પીધો

પ્રભુએ કામાનલ પીધો અને રાસ શરૂ થયો.

કમલ નલિની અન્ય કુસુમ એ
અખંડ ઉડુ ઉદિત ત્યહાં

વાદ્ય વાદિત નાદ નૃત્ય
ગીત ઘોષ અખિલ જ્યહાં

હવે ગોપી છોડે ? "જોયું ને સખી ? આવ્યો છે રમવા સારૂં અને કહેતો તો "જાઓ પાછાં" એ જનમનો જ કુટિલ છે. આપણને ચીડવવામાં એને મઝા આવે છે

આવે સદાયે રમવા સારૂ
"જાઓ" એમ કહી હરખે વારૂ

વ્યંગ અને કટાક્ષની સાથે દુર્લભના રાસમાં પ્રકૃતિ વર્ણન પણ રાસ પોષક છે. કેટલાંક ઉદાહરણ આપણે 'દુર્લભના પ્રકૃતિ વર્ણન' અંશમાં આપ્યાં છે. રાસમાં પ્રકૃતિ વર્ણનમાં આવેલાં કોઈ કોઇ બિંબનો આશ્ચર્યજનક રીતે સુરમ્ય અને રહસ્યમય બની જાય છે. આપણે એ વાતાવરણમાં જ હોઇએ એમ લાગે. નીચેનાં બિંબ આપણે જોઇએ

(૧) મુકુટની ચંદ્રિકા રાધિકા ચરણને
ચપલ ચુંબન કરે વારે વારે

(૨) લતા લુંબિ ચુંબે દ્રુમ શું
પરસ્પર મય થઇ ભજે
કરે કુતુહલ ઋતુક્રીડા
નિમિષ દ્રુમ ને નવ તજે

(૩) કોઈ એક રહી ચરણુ પર શીશ મેલી
કોઇ એક ઉભી કરશું કર સેવી

(૪) નવનીત નિશાનો એ ઈંદુ
અતિ પ્રેમ સુધા તણો સિંધુ
સ્થિર થઇ ને હરિ ને અવિલોકે
અતિ પ્રેમ પુરા અંતર લોકે

દુર્લભના રાસમાં લાલિત્ય લસે છે, પ્રસાદ પથરાય છે ને ઉદાત્ત તત્ત્વ પ્રવેશ પામે છે. ઉત્કટ વિલાસ લીલાના વર્ણનમાં પણુ દુર્લભના શબ્દપ્રયોગ પોતાની સંસ્કારિતા નથી છોડતા. રતિક્રીડા વર્ણન પણુ મર્યાદા ઓળંગતું નથી. કોઇ પણુ સ્થાને વાસનાજન્ય અશ્લીલતાનો આભાસ પણુ નથી મળતો. જેમ જેમ કવિ વર્ણન કરતો જાય છે તેમ તેમ ભાવોનું ઊંડાણુ પણુ વધે છે. એ ભાવ–સઘનતા હૃદયને રસપાન માટે તડપાવે છે. બાહ્ય બિંબ સાથે આત્મબિંબ એક બને છે. પરિણામે લૌકિક પ્રેમને સાંસારિક ધરાતલથી ઉઠાવીને આધ્યાત્મિક અનુભૂતિ તરફ કવિ આપણુને લઇ જાય છે. સત્તામાં સત્તા સમાય છે. ગોપી અને કૃષ્ણનું નેત્ર લાવણ્ય, ગળી જતી દેહ, વિરતિમતિ, તડપન અને મહાનિશાની નવનીત ચંદ્રિકામાં લહેરાતી પુષ્પરાજી, વક્રભ્રકુટી, હૃદય વેધતાં કામબાણુ, રાસના માધુર્ય અને લાસ્યને હૃદયંગમ બનાવે છે.

## (૨) નાનો રાસ અને ગીત

નાનો રાસ સોરઠરાગમાં આપણે જે રાસનાં ગીત ગાઇએ ને ઢાળે સર્જાયેલો છે. સમસ્ત રાસપંચાધ્યાયીનો જાણે સારાંશ હોય એમ લાગે પરંતુ જ્યારે એ રાસ આપણે ગાઇએ તો સહેજ રૂપના આપણા પગ ઉઠવા માંડે એવી સંગીત લહરી અને શબ્દ લાલિત્ય તેમાં છે. પાયે ઘુઘરી ઘમઘમવા માંડે છે ઝાંઝરી, મૃદંગ, કાંશી, ચંગ અને તાળિયોના તાલ સાથે રાસનાં રંગમાં કાનાની વાંસળીના મધુર ધ્વનિ જ્યારે વાતાવરણુમાં ગુંજે પછી શું કહેવું ?

શંકર તાળી ચુકિયા ત્યાં મુનિવર ચૂકયા ધ્યાન
જમુના જળ સ્તંભિત થયું વૃંદાવન માંડયું તાન
નાગણુ લાગી નાચવા ને બ્રહ્મચિત્ર ચૂકયા ગમ
થેઈ થેઈ ત્રણુ લોકમાં રે ધન્યધન્ય ગોકુળ ગામ

વૃંદાવન લાગ્યું ડોલવા
ત્યાં પંખી ભૂલ્યા વાસ
સુરભી લાગી નાચવા
ત્યાં રજની થઈ ખટ માસ.

(૩) મોટું કીર્તન ધામનું

પોતાના દર્શનનો નીચોડ દુર્લભ આ કીર્તનમાં આપે છે. વિશ્વમાં કર્તા, ક્રિયા અને કર્મ તે એક જ. ઈશ્વર જ ભોકતા અને ઇશ્વર જ ભોગ્ય વસ્તુ એને કાળ ફૂટસ્થની જાળ પણુ નથી પહોંચી શકતી.

કાળ ફૂટસ્થની જાળ પહોંચે નહીં
એહ કર્તા એનો એહ ગ્રાહી.

એજ અવ્યક્ત બ્રહ્મ કૃષ્ણુ બ્રહ્મના સ્વરૂપે ગોવિંદ, ગોપાળ અને ગિરધર નામ ધારણુ કરી લીલા કાર્યે વ્યક્ત થાય. એ અવધિને પાળે અને સંકેતથી મુક્તિ સામીપ્યને આપે. એ સંકેતને અનુભવી જ જાણે, જેનું હેત અનન્ય હોય, સુરત સંકેતના રહસ્યને જે જાણતો હોય તેને જ પ્રભુનો પંથ મળે.

અનુભવી દેહીનો નેહ નયણાં કરે
તેહને ભુવનની વાટ ભાળું

પ્રભુના સુરત સંકેતની સૃષ્ટિ જ્યારે ઉત્પન્ન થાય અને પ્રભુ લીલા કરે ત્યારે

દેવ દાનવ ઋષિ મનુજ પંખી પશુ
ચર અચર જીવ થયા મિથુન ભોગે
સ્વર્ગની મંડમાં મુનિ જે મોટા વસે
સલિલ પર્વત થકી જળને જોગે.

ગમે તેટલું ઉગ્ર તપ આચરો, નિશ્ચળ ધ્યાન ધરો અને સ્થિર આસન કરો તોયે સદ્‌ગુરુની કૃપા વિના એ સંજ્ઞાને કોઇ ન જાણી શકે. વિરંચિ એ વાણીને અવાક્ કરે અને જીવ સુખમય આનંદમય બની જાય, સુંદર સપનું આવે તો ઉઠવાનું મન ન થાય. એવો જ અલૌકિક આનંદ એ લીલા સામીપ્યમાં કે જે,

ઉઠવા દે નહીં સૂતો ત્યાંથી કરી
સપનના સુખતણો સ્વાદ રેલો.

એ સ્વાદ એને મળે કે જે

મન ક્રમ વચનનું રચન અર્પણ કરે
નેણ ને વેણથી નેહને મોડે

એ તો ભક્તને માટે જ આવે.

તુંજ માટે કરી માનુષી દેહધરી
ઉતર્યો એટલો સ્થાનક ભેદી

ભક્ત અને ભગવાન વચ્ચે હજી ભેદ કેવો ?

હું વચ્ચે તું વચ્ચે ભેદ ભાસે નહીં
ભોળવી લોકને ભુવન જાવું
ઉભય સંકેતમાં હેત જે સંભવ્યું
આપણું આપણે સુખ ગાવું

ગીત લાંબું છતાં સુંદર છે. દુર્લભે પોતાના સંપૂર્ણ દર્શનને આ ધામના કીર્તનમાં સમાવ્યું છે.

**અરોગણાનું કીર્તન**

અરોગણાનું કીર્તન પણ એજ વધૂ ભાવને અભિવ્યક્ત કરે છે. પ્રભુ પધારે પછી શું જોઇએ ?

સુખડાં જોતાં દુઃખડાં ભાગે
અમને સુખ ઉપજાવો જી

વહાલાને એ ઠપકો આપે

ભવસાગરમાં ભમતાં રાખી
નયણે નેહ વધાર્યો જી

વધૂ વહાલાને નવરાવે, અંબર પહેરાવે, તિલક કરે, આરતી ઉતારે ને ભાતભાતનાં ભોજન કરાવે. પ્રભુ આરોગે ને બધાં હરખે. કીર્તન થોડું લાંબું છે પરંતુ નૈવેદ્ય વાનગીઓનું તેને કેટલું જ્ઞાન હતું તે પ્રગટ કરે છે. કીર્તનનો ધ્વનિ વિનયનો હોય એમ લાગે છે. ભાષા સરલ અને સર્વગમ્ય છે.

(૫) દુર્લભનાં પદ

દુર્લભે ઘણાં પદો લખ્યાં છે. તેનાં પદોને વસ્તુના આધારે છ ભાગોમાં વિભક્ત કરી શકીએ : (૧) રસ શ્રૃંગાર (૨) દાણ (૩) વિનય (૪) જ્ઞાન (૫) નામ મહિમા (૬) ગુરુ મહિમા. પદોમાં દુર્લભે ઘણા રાગોનો ઉપયોગ કર્યો છે. વધારે પડતાં પદો શ્રૃંગાર અને ભક્તિનાં છે. તે પછી જ્ઞાન પદોની સંખ્યા પણ સારી છે. આમ તો દાણનાં પદોને શ્રૃંગારમાં લઈ શકાય પરંતુ પ્રસંગ ભેદ અને શૈલી ભેદને કારણે તેને જુદા વર્ગમાં રાખવાં પડે. દુર્લભ રસપાન અને જ્ઞાનજન્ય સંતોષમાં ડૂબેલો છે. જ્યારે રસોન્માદમાં ઓટ આવે કે પછી જ્ઞાન તરફથી બીજે ધ્યાન દોરાય ત્યારે એ નામનો અને ગુરુનો મહિમા ગાવા માંડે છે. શ્રીકૃષ્ણના અનુગ્રહ માટે તેનું હૃદય તડપતું જ રહે છે. અખંડ બ્રહ્મવાદની આસ્થા તેને છોડતી નથી. એ તો સદા સાનિધ્ય ચાહે છે. તેના પદ પદમાં પ્રભુપ્રેમ અને અદ્વૈત ઝળકે છે. દુર્લભ વાણીનું આપણે શ્રવણ કરીએ ત્યારે આરતી સમય વાગતી નાની શી ઘંટડીનો મીઠો રણકાર કાનને તૃપ્ત કરી જતો હોય એમ લાગે છે. તેની મિઠાશ મન અને મસ્તિષ્કને માદક બનાવે છે. આપણી તળપદી ભાષામાં કહીએ તો દુર્લભ "ગાંડો" છે. મહર્ષિ અરવિન્દે પોતાની પત્નીને કહ્યું હતું કે જો તું મારી સાથે રહેવા માગે તો તું એટલું જાણજે હું પાગલ છું. મારામાં ત્રણ પાગલપણ છે : (૧) એક તો હું એમ માનું છું કે મારામાં જે ગુણ પ્રતિભા છે અને જ્ઞાન છે, પ્રભુએ મને જે વિદ્યા અને ધન આપ્યાં છે એમાંથી કંઈ પણ મારું નથી. એ બધું એનું જ છે

જેણે આપ્યું છે (૨) કંઇ પણ કરીને મારે પ્રભુનાં દર્શન કરવાં જ છે. (૩) જે કંઈ પદાર્થ જડ, ચેતન, વૃક્ષ, ભુખંડ, વન, નદી, બાગ, પશુપક્ષી અથવા ચર અચર જીવ છે તે બધામાં પ્રભુ છે. દુર્લભમાં પણ કંઇ એવું જ પાગલપણું હતું. તે બધામાં કૃષ્ણને જ જુએ.

શ્રૃંગાર પદ

શ્રૃંગાર પદોમા તેણે પદશૈલી સાધેલી છે. ભાવા સૌષ્ઠવ બરાબર જળવાઇ રહ્યું છે. ભાષા સરલ અને રસિક તથા રાગમયી બને છે.

અચળ સૌભાગ્ય ત્યહાં લાજ નહીં લાસખી
વિમુખ સૌભાગ્ય તે લાજ કરશે
અચળ સૌભાગ્ય વિણ વાત લૂખી વિરલ
કાંત તેને કદાપિ ન વરશે.

લુખી વાત રસિક કવિને પ્રિય કેમ લાગે ? અચળ સૌભાગ્ય તો કાંત રસમાં જ હોય. પછી ત્યાં લાજ કેવી ? જ્યાં કૃષ્ણને ભર્તા, પતિ અને કાંત માન્યો તો સમર્પણથી સૌભાગ્યને સાચું કેમ ન કરીએ

આડ ટીલી કરી બાંહ ચૂડે ભરી
અર્પણ વિણ સર્વ સૌભાગ્ય જૂઠો
નેણ શું નેહ નિજ નાથ મેલે નહીં
અર્પણ કૃપણને નાથ રૂઠો

એટલે વધૂને તો કાંતના સમર્પણ સંકેતનું રહસ્ય સમજી લેવું પડે અને તાર તારવી લેવો પડે

તારવી તાર વિચાર કર વર વિચરૂ
આવી પ્રિયે પ્રેમ મય પેખ પ્યારી
દુર્લભ કાંતનું રહસ્ય સંકેત તે
સાંભળ સર્વથા વાત મારી

અને એ ઉભરાતા ઉછળતા છલકાતા પ્રેમરસથી ભરી ભાવભીની અલસાતી બલખાતી સુંદરી પ્રભાતમાં છણકાઇને કાંતને કહે છે

વાણેલું વાયું વહાલા મારે ઘેર જાવું
આજ તો આવી વહાલા હવે નહીં આવું

અને વહાલો એને છોડતો નથી.

બાંહો કસી ન મેલે વાલો વાણેલું વાચું
કુરકુ કુકડા બોલે રે ઘોષે અંબર છાયું

અને જેમ જેમ રવિ ઉદય પામે તેમ તેમ રામાની પ્રીત પણ વધતી જ જાય છે.

ચાંદરણી હીણી રવિ તેજે રજની વીતિ
જેમ જેમ રવિ ઉદે પામે તેમ તેમ બહુ પ્રીતિ
અંબર આપ્યું હું પહેરવા રે લાગી
વાલો લપટાણો મારે કંઠે રે લાગી
અલક ઘૂંટી હું અતિ વિલસાણી અંગે
લીન થયું મન મારૂં રમતાં રંગીલા સંગે

એ પ્રેમભર્યાં હૃદયોને નવડાવવાને મેહુલો આવી પહુંચે છે. પ્રેમ હૃદયને ભીંજવે તેમ મેહુલો તનને ભીંજવે અને મેહુલાની મોટા મોટા બુંદોથી બચવા બન્ને કદમ વૃક્ષની છાયામાં દોડી જાય છે.

ભીંજે કદમકી છાંહ ઠાડે દ્વે હું
કિ તે મગ સૂઝત નાહીં

અને વાદળાં ગરજવા માંડે વીજળીનો ચમકારો બંનેને ચમકાવી જાય

દાન ગરજત અતિ ચપલ દામિની
નવ રહિયે નવ જાએ
લટપટિ લપટી ઉર સ્થલ મેરે
રહે રસ રંગ બહાએ

બાંહોમાં કસી, વર્ષામેં ભીંજી વધૂ પતિને આશરે જીવે. તે તેને અંગીકૃત કરે ત્યારે જ તે કૃતાર્થ થાય અને એનો આનંદ તેના ઉરમાં ન સમાય. એનું ધ્યાન અને એનું જ જ્ઞાન

આશ વિશ્વાસ ઉપાસ તવ આશરો
મન ધરી મય કરી સહચારી

નારી, પરી, અપછરી દેવસુર સુંદરી
પન્નગી નગિન સર્વ નાથ વારી
ધ્યાન તવ ગાન તપ પાન તવ નામનું
અચવતાં સદ્ય તવ મયી થાએ
ચતુર્દશ લોકમાં મુક્તિ ચતુસ્ર વિધિ
તાહરે રાજ નચન એ નચાવે

એ વહાલાને શોધવાને વધૂ ઘર ઘર ફરે, ઝૂરીને મરે, તેના નામનું જ રટણુ કરે પણુ બીજાને નહીં વરે. એવો અટલ પ્રેમ

પિયુ પિયુ પિયુ કરું ભુવન ભુવન ફરું
અવર વર નહીં વરૂં તારી રાણી

એ તો એક જ વર માંગે

રાત દિવસ મમ નાથ મારા હ્રદયકમલમાં રહિયે રે
એક નિમિષ જાગૃત સૂતામાં અળગાએ નવ જઇએ રે

× × ×

યાચું યાચું યાચું દરશન દીન થઇને યાચું રે
સાચું સાચું સાચું સુહ્રદય સાચ થકી છે સાચું રે

## જ્ઞાન પદ

શ્રૃંગારનાં પદોમાં જ્યારે કોઈ વખત રસ સરિતાનાં પૂર ઉમટી પડે છે અને કાંઠા છોડી દે છે, તેમ જ્ઞાન સરિતાનાં જ્ઞાન જળ શાંત, સ્થિર કલકલનાદ કરતાં વહ્યાં કરે છે. તેમાં કેટલાંક પદોમાં તો સાગરનાં ઊંડાણુ છે કે જેમાંથી જળ ખૂટતાં જ નથી.

અમારી કોઠી અખૂટ ન ખૂટે
શેઠ શું સંબંધ સુખ સ્નેહ લૂંટે....

પણુ એ અખૂટતાનાં ઊંડાણુ એમ થોડાં મપાય છે ? તેને માપવાં હોય તો મર્મને જાણવો પડે

જ્યાં સુધી સુધિ નથી આપણા ઘર તણી
ત્યાં સુધી મર્મને શું રે ગાયે.

અને જ્યારે આપણે એ ઊંડાણ માપી લઈએ પછી તો

અખિલ આત્મા અચળ
સકળ અવલોક્તાં
લોકની કલ્પના અલ્પ લાગી
નામની ધામની મુક્તિ વિરામની
કલ્પના અલ્પના સર્વ ભાગી

લોકની કલ્પના, મુક્તિની કલ્પના અને વિરામની અલ્પના જ્યારે છૂટી જાય ત્યાર પછી એક જ આકાંક્ષા રહે કે આંખ બંધ કરીને એનું મુખ જોયાં જ કરીએ

વ્રજિન ગણુ તું વિજય સુખદાતા
દરશણુની બલિહારી
અણુખોલી આંખે અવિલોકું
સુખડું મંગલકારી

અણુખોલી આંખે સુખડાનાં દર્શન કરતાં તાર બંધાય. મનનો તાર જડે

તાર જડયા વિણુ તનમાં મન કે માણુ જોરે હાં
તાર જડયા વિણુ છે રે નહીં અવતાર જો.

## વિનય પદ

વિનયનાં પદોમાં ક્યાંય ક્યાંય થોડો મીરાંનો આભાસ ઝલકી જાય ખરો. ભાષા પણુ સહજ દ્રવિત અને મધુર.

મૈં તવ ચરણુ કમલકી દાસી
જ્યું જ્યું નિરખું બદન ત્યું પ્યાસી

પ્રભુને ભજવો હોય તો મલીનતા દૂર કરવી પડે અને દૃઢતાપૂર્વક તેને ભજવો પડે

એહવચ દૃઢ કરી એક ભજીએ હરી
મલિનતા પરહરિ પ્રેમ યજીએ

એને ભજ્યો એટલે જનમ–મરણુનો ભય ગયો કેમ કે

અંગનો કરણ ભય હરણ તારણ તરણ
મરણ અવતરણ ન ચ ચરણ શરણે.

અને એ પ્રભુ જ આપણને પોતાનો દાસ જાણીને હાથ પકડી આસન ઉપર સ્થિર કરે છે.

કર પર કર ધરી અપર હેતે કરી
સ્થિત કર્યો આસને દાસી જાણી.

એ પ્રભુ દયાળુ છે દીનબંધુ અને દીનાનાથ છે. આપણે એ જ વરદાન માંગવું કે ધ્યાન તેના ચરણમાં જ રહે.

દીનબંધુ દીનાનાથ દયાલ તું
શરણ પાલણ સદા બિરદ તારૂં
આપમમ એહ વર નિત્યમમ પર નજર
પુનઃ તવ ચરણમાં ધ્યાન મારૂં

## દાણલીલા અને મહિયારીનાં પદ

પનઘટની પનિહારી કે મહી વેચવા જતી મહિયરથી કાનો દાણ માગે અને મહિયારીને પજવે. મહિયારી નંદની આણ કે કંસનો ભય દેખાડે. કાનો માને નહીં ને દાણ લીધા વિના છોડે નહીં. એ પ્રસંગનું નિરૂપણ પરંપરાને અનુસરતું હોવા છતાં શાશ્વત આનંદથી ભરેલું છે. તે વાંચીએ ત્યારે મન મલકે, આનંદની ઊર્મિ ઉભરાય. તેમાં લાલિત્ય છે મનની મસ્તી, ટીખળીનો ટંકારવ અને માધુર્યની મીઠાશ છે.

હું જળ જમુના ભરવા ગઇતી
આજ એકલડી વાટે જી
ઘેલો થયો ગિરધર શું કીજે
દોરી મેલી ઘાટે જી
જળ ભરવા નવ દે જગજીવન
કારણ કોને કહિયે જી
રાખું છાની પ્રીત પુરાણી
એ મન માની લહિયે જી

એ છાની પ્રીત બન્નેને ઘેલાં કરે. ઘેલાથી ઘેલું મળે પછી શું બાકી રહે ?

ઘેલો થયો ગિરધર હું ઘેલી
ગોઠ મળી બહુ ઘાડી જી
લટક લટક લટકારો મારે
મંદ મંદ આવે ચાલી જી

જે ઘેલો થયો તે કોઈની વાત માને ? તે તો રોકી જ લે. દાણ આપ્યા વિના ન જવા દે

કોની કાણ ન માને વાલો
થયો છે નવલો દાણી જી
સમઝાવી શીખામણ દેતું
પ્રેમે પાનમાં આણી જી

× × ×

વારી વારી હરિ વધૂ જનને
માને નહીં શું કરીયે જી
નિત્યપ્રતિ આણ દાણની અમને
એક દિન હોય તો સાહયે જી

મહિયારી ઘણી અકળાય પણ શું કરે ? તે જાણે છે કે એ તો નંદજીનો છેલો એટલે નંદને કારણે બધું સહેવું પડે.

મહિયારીનું નિત મહી લૂંટો
શું સમજો મનમાંહી જી
મનમાં મોહબત નંદ તણી
તે માનો છૂટો નાંહી જી

## નામ મહિમા

નામની મહિમા બધા ભક્તોએ ગાઈ છે. ભક્ત નરસૈયાએ પણ ગાયું છે :

"કૃષ્ણજી ના નામ વિના બીજી મિથ્યા રે વાણી"

તુલસી પ્રભુના નામને તો અંતરનો દીવો કહે છે.

રામ નામ મનિ દીપ ધરુ
દેહ જીહરી દ્વાર
તુલસી ભીતર બાહિર હુ
જો ચાહ સિ ઉજિયાર

નામ રૂપી દીવો અંતરને અજવાળે સાથે સાથે બાહ્ય જગતને પણ પ્રકાશ આપે. નામ વિના તો ચાલે જ નહીં. નામ વિના રૂપનું જ્ઞાન થઇ શકે ? તુલસી તો રૂપને નામને અધીન બતાવે છે.

દેખિએ હીં રૂપ નામ આધીના
રૂપ જ્ઞાન નહીં નામ વિહીના

ભક્ત દુર્લભ પણ નામના મહિમાને જાણે છે. નામ વિના તો અર્થ જ ન હોય

નામથી અર્થ સર્વ કામ દ્રક નામ એ
નામથી સર્વથા શ્રેય થાયે

આપણો જન્મારો ત્યારે જ સફળ થાશે કે જ્યારે આપણે પ્રભુનું નામ સ્મરણ કરીએ. જનનીની કૂખ નામ સ્મરણથી શોભે.

દેહ આ સફળ તે શ્રવણ સમરણ થકી
કંઇક જનની થઇ કંઇક થાશે
ગાન એ ધ્યાન એ પાન એના નામનું
પ્રેમપૂર્વક કરી જેહ ગાશે

જે પ્રભુ સાયુજ્યના રસ માટે આપણે તલપીએ તે રસ તો પ્રભુના નામનો જ રસ હોય

નામ રસ લોલ કલ્લોલ કલ્યાણમય
કર્મ ક્ષેમ કાર ઉચ્ચાર કીજે
નામ સર્વોપરી વરીય મોહી વરી
હેત કરી નિત્ય હરિ નામ લીજે

એ નામ સ્મરણની, નામ રસપાનની ઇચ્છા અને શક્તિ આપણને સદ્ગુરુની કૃપા હોય તો જ મળે. એ કૃપા કેવી રીતે મળે ? સદ્ગુરુ મહિમા જાણવો અને તેના કૃપા પાત્ર થવું ને પછી આપણે જેટલો નામનો વ્યાપાર હોય તે કરવો.

અમો છું વહેવારિયા કૃષ્ણજીના નામના
નામથી વહેવાર કાર નામ રૂપી કામના

× × ×

નામ વણજ કર મન વેપારી
કામ ક્રોધ લોભ સર્વ રાખ તું વારી

નરસૈંયો નામ વણજથી જ જીત્યો. એની હૂંડી સ્વીકારાણી ને વહાલે વાણિયા થઇ મામેરું પૂર્યું.

## સદ્ગુરુ મહિમા

દુર્લભને માટે સદ્ગુરુ એ જ ઇશ્વર. ગુરુ અને ભગવાનમાં ભેદ ન હોય.

સદ્ગુરુ હરિ સ્વ અંશ સાંખ્ય વેદ ગાઈ

એટલે સદ્ગુરુનું નામ સ્મરણ કર્યાં કરવું

હરિગુરુ હરિગુરુ ગુરુહરિ
રટનિશીં વાસર નામ રે
આળસ કાં આણે અજ્ઞાની, શું બેસે છે દામ રે

## હોળી અને ફગુઆનાં ગીત

દુર્લભનું રંગે રંગાયેલું હૃદય હોળી રમવામાં પણ નથી ચૂકતું. હોળી રમવામાં જે રસ, મસ્તી અને તન્મયતા હોય તે બીજે ટાણે ઓછી જ આવે. હોળીનાં પદોમાં ભાષા પાછી થિરકતી ગતી પકડે છે. રંગ શરીર ઉપર તો પડે પણ કાળજું એ રંગાઇ જાય

વદન અવલોકતાં મદન મય તોકતાં
રોકતાં હૃદય પર રંગ વરસે

સામ સામી અડી પ્રેમ ગ્રંથી પડી
ભળી ગઇ રૂપમાં મહદ હરખી
લટપટ લપટિ ઝટ ઝુમટ અતિ અટપટી
ફરી તટે લટી નિપટ નરિય સરખી
કેક હારી ખરી કેક આવે ફરી
વારિ પિચકારીનાં છરર છૂટે
તિરછી શિર તન ધીર તરૂણી સરે
નીર કણી કઠણુ કુચ કલશ ફૂટે

હોળીની ઋતુ બાવરી, રમવા તો આવ્યાં ને હવે એમ બીધે ચાલે ?

અબ કાયર ભયે ના બને
સુન વધૂ જન કે ચિત ચોરી.

હોળીનો જંગ વધતો જ જાય

ઇતિ કેસર પતંગ ઉતે હો
બઢયો હે જૂથ કો જંગ
ઇતે પિચકારી ડોલચી
ઉત ભરત હૈં અંગ ઉમંગ
તાલ મૃદંગ ઉતે બાંસુરી હો
ઇતે દુંદુભી ગોખ
ગાવત ગારી ગ્વાલની
ના કરત અનોખી નોખ

હોળી રમતાં જાય, ગોરી ગાતાં જાય અને નયનનાં બાણ મારતાં જાય

દૃગ કે બાણ ચતુરા ચિતરી
મારત હૈ કસકસકે

## મહિના

### (૧) ફાગણના

મહિના બીજા ભક્ત કવિઓએ પણ લખ્યા છે મારા જોવામાં ગણપતિના ફાગણના માહના આવ્યા છે. દુર્લભે ફાગણના અને

અષાઢના બે મહિના લખ્યા છે. દુર્લભના અને ગણપતિના ફાગણનાં મહિનાઓમાં તફાવત છે. ગણપતિના મહિનામાં પુરૂષકૃત પરિતાપ છે. એ પુરુષ વિરહ ગાન છે, જ્યારે દુર્લભના મહિનામાં વિલાસ અને ઉલ્લાસ છે, શીતળતા અને વસંતની બહાર છે. તેમાં દુર્લભની "હરી શું હાસ" કરવાની તમન્ના છે જમુનાનાં પૂર ઉભરાય છે, ગગનમાં શ્યામ ઘટાની ગડગડાહટ, નીલ લતાદ્રૂમ અને નીલી શોભા છે. મનોહર મંદ મંદ વાયરા વાય છે. ને ભાદરવાના સુરસરી નીર પાવન કરે છે. ભાષા લાલિત્ય અને લાસ્યપૂર્ણ છે. માધુર્ય માદક્તાને વધારે છે. ભાગ્ય વિશાળી ભામિનીને છાયા કરવા માટે

શીતળ છાંહ કદમ્બની
શીતળ જમુનાનાં નીર
શીતળ દરશણ શ્યામનું
શીતળ કુંજ કુટીર
કુસુમ હાર શણગારમાં
કુસુમ મદ પૂરિત કુંજ

ને કાલિદાસની "આષાઢસ્ય પ્રથમ રજની" આવે ત્યારે

શ્યામ ઘટા ઘન કેરી રે
ઘેરી દિશા ઘનઘોર
ગડડડડડ કરે કાટકા
ચપલ દામિની જોર
જમના આવી પૂરે રે
પર જન્ય મૂશળધાર
નીર ન માયે નાળમાં રે
મઘવો ન માને કાર

આ કાવ્ય ઘણું જ રસ લાલિત્યપૂર્ણ બન્યું છે.

માધુર્યની જમુના વહે છે. કુસુમ સુગંધ વાતાવરણને પ્રફુલ્લિત કરે છે. એટલો બધો આનંદ વરસે છે કે

રસ નીચે રે રેલિયો
મળિયો મેલી મામ

## અષાઢના મહિના

અષાઢમાં પ્રિયતમને મળવાની આતુરતા વધે, શ્રાવણમાં જુગલ જોડી હિંડોળે ઝૂલે, ઝરમર ઝરમર મેહુલો વરસે અને આસોમાં આંગણુ અજુઆળાં (અજવાળાં) થાય અને

ઘેરઘેર દીવા જ્યોત યામિની
ગોપી ઘૂમર ગાય રે
નંદ તણા નંદનને વરવા
ઉમંગ ઘણો મન માંહે રે

અને માઘ માસ આવે ત્યારે

મન ઉલટયું મળવા મોહન શું
લેવા સુખની ખીર રે
આવ્યું ટાણું મન લોભાણું
કયમ કરી રાખું ધીર રે

ચૈત્રમાં મળવાને મન અધીરૂં બને છે અને મહી વેચવાને બહાને સખિયો વૃંદાવન જાય. ત્યાં વૈશાખના મહિનામાં

વૈશાખે વનિતા વન ફૂલી ફૂલ અમૂલી રે
નવ કૂંપળ બલ પ્રેહ અનલથી ફૂલી ફૂલી ફૂલી રે

## કવિત અને સ્તોત્ર

કવિત બહુ થોડાં મળ્યાં છે. તેની ભાષા વ્રજ ઢાઢની હિન્દી છે, જેમાં ગુજરાતી કવિઓની હિન્દીની છાંય ખરી. ભાષામાં પ્રવાહ અને ગતિ છે પણ લાલિત્ય કે જોશ નથી. જ્ઞાન કવિતની દૃષ્ટિએ એ સારાં છે. કવિત વધારે પડતાં વીર રસ અને શૃંગાર માટે ઉપયુક્ત રહે છે પરંતુ કવિતમાં શાંતરસનું નિરૂપણ કર્યું છે.

ભાવ શ્રુતિ સ્મૃતિ પઢકે પ્રવીણ હોઉં
ભાવ હું મેં મૂઢ રુઢ સુન્ઢ લિયે ફિરેંગે
ભાવ સે જ્ઞાન પાન અચ હું અચંકુવા
ભાવ હું મેં ડૂબે વો ભાવ હુમેં તરેંગે

ભાવ હું મેં દેહ હૈ વા ભાવ હુમેં અદેહ હૈ વા
ભાવ હુ મેં અમર હૈં ઓર ભાવ હુ મેં મરેંગે
કાહે કો બિરાની ચિંતા લેત શકટ શ્વાન જૈસે
હમતો હમારે મન ભાવે સો કરેંગે

સંસ્કૃત ભાષામાં લખેલું એક સ્તોત્ર પ્રાપ્ત થયું છે. દુર્લભના સંસ્કૃત ઉપરના આધિપત્યને એ પ્રમાણિત કરે છે

સ્વામિની નયનામ્ભોજં ભાવ ભેદૈવ વેદને
સ્વામિની હૃદયાનંદં કંદલાયતદાત્મને
સંસાર રંભ વીથિષુ પરિપ્લુ તમને વુથા
પાહિમામ્ કૃપયાનાથ તદ્ વિયોગાર્તિ દુઃખિતામ્ ।

× × ×

સર્વ સાધન હીનાં મામ્ ધર્માચાત્ પરાઙ્ગ મુખામ્
પતિતાં ભવ પયોધિષુ પરિત્રાતું ત્વમર્હસિ
માયા ભ્રમણ નિજ યંત્રસ્થ મૂર્ધ્યાદ્યૌ સમવિહ્વલા
અદષ્ટ નિજ સંવેતામ્ પાહિનાથ દયાનિધે ।

## અન્ય કાવ્ય

દુર્લભની 'કૃષ્ણપ્રિયાને પ્રાર્થના' એ કાવ્ય એટલું સશક્ત નથી બન્યું. દુલર્ભ કૃષ્ણપ્રિયાને પ્રાર્થના કરે છે કે એ તેની વિનંતિ પ્રભુ સુધી પહોંચાડે. વનિતા નાથને વિનંતિ કરે છે કે "પ્રભુ! દુર્લભ પણ તમારી દાસી છે એને મંદિરમા બોલાવો. પ્રભુ એ વિનંતિનો સ્વીકાર કરે છે. આ કાવ્યમાં વિશાખા, વનમાલિની, વિચિત્રા આદિ કૃષ્ણપ્રિયાના નામોનો ઉલ્લેખ છે. રાસમાં આપણને એક પણ વનિતાનું નામ મળતું નથી. કાવ્યમાં દુર્લભનું દૈન્ય તરી આવે છે.

અદ્વૈતને અવધારતું અને ભટકવું છોડી શરણે ચિત્ત ચોંટાડવાની શિખામણ આપતું એક લાંબું કાવ્ય ગરબી ઢાળનું ઉપલબ્ધ થયું છે. કાવ્ય લાંબું હોવા છતાં કવિ પ્રતિભા ચમકી જાય છે. દુર્લભની ભાષા અખાના ચાબખાની જેમ સોળ તો નથી ઉઠાડતી પણ ઝૂડી અવશ્ય નાખે છે.

એ સર્વ સપનાના ખેલ નાવે સાથે રે
જેમ ઘુમર કેરી વેલ ગ્રહવી હાથે રે
તારો જોબનિયાંનું પૂર કરે છે ભ્રમણા રે
સમજાવ્યો સમજે ભૂર ફૂટા કરમના રે

× × ×

તેને ગણુ લાગ્યો કરમાંહે વસ્તુ ન ભાસે રે
તું તો શું કાશી ને ધાએ હરિ તુજ પાસે રે

'આપવિલાસની વિધિ,' આ એક લાંબું કાવ્ય રાગપંચમમાં લખેલું છે જે આપણા પુરાણોની સૃષ્ટિ ઉત્પત્તિની અને બ્રહ્મ અભિવ્યક્તિની શૈલીનું અનુસરણ કરે છે પ્રભુની આપવિલાસની ઇચ્છાથી સૃષ્ટિની ઉત્પત્તિનું વર્ણન આ કાવ્યમાં છે. પ્રભુલીલા માટે જ અવતાર લે છે. ગૌ, ગોપ અને ગોપી એ બધી તેની જ સત્તા છે. ધીરે ચાલતું પણ શબ્દ સામગ્જસ્યને શબ્દાનંદમાં ટકાવી રાખતું પોતાના શુદ્ધાદ્વૈત સિદ્ધાંતને પ્રતિપાદિત કરતું આ કાવ્ય છે.

## દુર્લભનાં ભાષા અને શૈલી

દુર્લભ પ્રમુખપણે ગુજરાતી ભાષાનો જ કવિ છે. બીજા ભક્ત કવિઓની જેમ તેણે પણ વ્રજ ઠાઠની હિન્દીમાં પણ પદ રચ્યાં છે પણ જે તેજ અને માધુર્ય તેનાં ગુજરાતી પદોમાં છે, તેવું હિન્દી ભાષામાં નથી આવી શક્યું. દુર્લભની ભાષા એ ગુજરાતીની ચોથી ભૂમિકા વટાવી નવું ગુજરાતીનું રૂપ લીધું હોય એમ લાગે છે. એની ભાષા પ્રસંગાનુકુળ બની રહે છે. રાસ અને પદોની ભાષામાં થોડો ફેર અવશ્ય પડે છે. રાસની ભાષા જ્યારે સંસ્કૃતની કમનીય લલિત શબ્દાવલીથી ભરેલી છે ત્યારે પદોની ભાષા સરલ જન જનની લાલિત્યભરી ભાષા બને છે. છતાંય ઘણાં પદો સંસ્કૃતના પ્રભાવથી મુક્ત નથી. દુર્લભની ભાષા ગુજરાતીના સમર્થ ભક્ત કવિઓની હરોળમાં દુર્લભને મૂકે છે. તેનાં કાવ્યોમાં ભાષાનો પ્રવાહ અને ગતિ જળવાઈ રહે છે. તેના સંસ્કૃતના જ્ઞાને ભાષાને અંત સુધી સંસ્કારી બનાવી રાખી છે. સંસ્કૃતનો પ્રભાવ હોવા છતાં ભાષા ક્લિષ્ટ બની ગઈ હોય

એમ નથી લાગતું અને તે કારણે રસ પ્રવાહમાં ક્યાંય પણ અડચણ નથી આવતી. દુર્લભની ભાષામાં પ્રસાદ ગુણ, ઓજસ અને ઉદાત્તતાને નિખારે છે. શબ્દપ્રયોગ દુર્લભના પૂરા નિયંત્રણમાં છે. ઉર્દૂ, ફારસી શબ્દો એક બે જગ્યાએ જ આવ્યા છે એટલે દુર્લભને એ પ્રભાવથી તદ્દન મુક્ત કહી શકાય. દુર્લભનાં કાવ્યોનો આધાર શ્રીમદ્ ભાગવત હોવાથી ઉર્દૂ શબ્દાવલી અભિવ્યક્તિને ન રૂચે. દુર્લભની ઘણી પંક્તિઓ મન મસ્તિષ્ક ઉપર સીધી અસર કરી જાય છે. એ અર્થપૂર્ણ, મધુર, રહસ્યપૂર્ણ અને સશક્ત બને છે.

દુર્લભની કાવ્ય કથા વસ્તુ આધારિત ન હોવા છતાં લાંબી બની જાય છે કે તે વિશ્લેષણાત્મકતા તરફ વળેલો રહે છે. ગોવર્ધનરામ ત્રિપાઠીની જેમ જ્યાં સુધી સાંગોપાંગ નખશિખ વર્ણન ન કરે ત્યાં સુધી તેને સંતોષ થતો નથી. એ પૂરૂં વર્ણન કરે છે. એક વિચાર કે ભાવને આગળ વધાર્યે જ જાય છે. એની ભાષાનું સૌષ્ઠવ એટલું સાધેલું છે કે કાવ્યની લંબાઇ આપણને કંટાળો નથી લાવતી. તેની લલિત પદાવલી આનંદ જ આપે છે. ચ, નચ, વચ, અચ એવાં 'ચ' પ્રધાન શબ્દોનો ઉપયોગ તરી આવે છે.

અન્ય ભક્ત કવિઓની જેમ શબ્દાલંકારોનો ઉપયોગ દુર્લભે પૂરો કર્યો છે. અનુપ્રાસ, ઉપમા, ઉત્પ્રેક્ષા, રૂપક અને શ્લેષ અલંકારોનો પ્રયોગ વધારે છે. દુર્લભનો અલંકાર પ્રયોગ તેની ભાષાને ચમત્કારી બનાવે છે. દુર્લભે "સાંકળી પદ્ધતિ"નો પણ ઉપયોગ કર્યો છે. તેનાં કાવ્યોમાં શબ્દાનુબંધ સાથે પદબંધ આવૃત્તિનો છૂટથી ઉપયોગ થયો છે. એક પદની અંતિમ પંક્તિને બીજા પદની પહેલી પંક્તિ બનાવે છે. આ પ્રમાણે ભાવોને પણ સંકળાયેલા રાખ્યા છે. એણે ધ્રુવપદ પ્રણાલીનાં પદો વધારે લખ્યાં છે.

## દુર્લભનું સંગીત

સંસ્કૃતનું જ્ઞાન એટલું જ જ્ઞાન દુર્લભનું સંગીતનું પણ છે. તેનું પૂરેપૂરું સાહિત્ય છંદબદ્ધ અને રાગબદ્ધ છે. રાગોનું ચયન શાસ્ત્રીય મર્યાદાને અનુસરે છે. રસાનુકુલ રાગરાગિનીનું ચયન એણે

કર્યું છે. રાગ વસંત, ટોડી, પંચમ, હિંડોલ, ધનાશ્રી, ગોડી, સોરઠ, સારંગ, કલ્યાણ, કાનરા, બિહાગ અને મારૂ એ બધા રાગો શ્રૃંગાર રસને અનુકુલ છે. પરજ, ભૈરવ, બિભાસ અને ગાંધાર શાંત રસ માટે ઉપર્યુક્ત છે. સારંગ ભક્તિ ભાવનાપૂર્ણ અભિવ્યક્તિને મધુર બનાવે છે. પંચમ અને હિંડોળ પ્રોષિતભર્તૃકાના ભાવોને હૃદયસ્પર્શી બનાવે છે. ધ્વન્યાત્મક અને વર્ણનાત્મક કાવ્યમાં કલ્યાણ રાગનો ઉપયોગ ભાવ સંપન્નતામાં અભિવૃદ્ધિ કરે છે. રાસક્રીડા, સંવાદ, સંવેગ અને આવેગ કલ્યાણ રાગના માધ્યમથી હૃદયસ્પર્શી બને છે. શઠ નાયિકાની ઉક્તિને રાગ સારંગ સશક્ત બનાવે છે. આ ઉપરથી જોતાં આપણે જોઈ શકીએ કે દુર્લભને રાગ અને તેની ઉપયુક્તતાનું કેટલું જ્ઞાન હતું. દુર્લભે ઢાળ અને ચોપાઇ ઠાઠનું પણ અનુસરણ કર્યું છે.

## દુર્લભ અને બીજા ભક્ત કવિઓ

સાધારણ દૃષ્ટિએ આપણે દુર્લભના કાવ્યોનું અધ્યયન કરીએ તો તેના ઉપર નરસિંહનો પ્રભાવ સર્વાધિક પરિલક્ષિત થાય છે પૂજ્ય કે. કા. શાસ્ત્રીએ એમના કવિચરિતમાં બતાવ્યું છે કે નરસિંહ ઉપર નથી ચૈતન્ય મહાપ્રભુની અસર કે નથી શ્રી વલ્લભાચાર્યની અસર. દુર્લભ આ વાતમાં નરસિંહથી નોખો પડે છે. દુર્લભ પૂર્ણ રીતે લાક્ષણિક પુષ્ટિમાર્ગીય સિદ્ધાંતને અનુસરે છે. પરંતુ જ્યાં સુધી મુક્તિ પ્રાપ્ત કરવાનો પ્રશ્ન છે ત્યાં બન્ને ભક્તો એક મત હોય એમ લાગે છે.

નરસિંહ—"હરિના જન તો મુક્તિ ન માગે
માગે જનમ જનમ અવતાર રે"

દુર્લભ—"ભક્તિ માગું રે મારા નાથની
નથી મુક્તિનું રે કામ"

નરસિંહ નવધા ભક્તિના પ્રકાર ભલે સ્પષ્ટ રીતે ન બતાવતો હોય પણ દુર્લભ તો વધૂ ભાવે જ ભક્તિને અનુસરે છે. એટલું ખરું કે બન્ને ભક્તો તત્ત્વજ્ઞાની તો છે જ. જુઓ.

નરસિંહ—"જ્યાં સુધી આત્મા તત્ત્વ ચિંત્યો નહીં
ત્યાં સુધી સાધના સર્વ જૂઠી
× × ×
શું થયું તપ ને તીરથ કીધા થકી
શું થયું ગંગ જળ પાન કીધે

દુર્લભ—"તું તો શું કાશી ને ધાએ
હરિ તુજ પાસે રે
× × ×
"જ્યાં સુધી સુધિ નથી આપણા ઘરતણી
ત્યાં સુધી મર્મને શું રે ગાયે

દુર્લભ શુદ્ધાદ્વૈત બ્રહ્મ સ્વરૂપનો પૂર્ણ જ્ઞાતા છે. સુરત સંગ્રામમાં નરસિંહ ચંદ્રાવલિ, લલિતા, વિશાખા આદિ લલનાઓનાં નામ કાવ્યમાં આપે છે, જ્યારે દુર્લભના આત્મ નિવેદન કાવ્યમાં જ વિશાખા અને વનમાલિની અને વિચિત્રા એ ત્રણ નામો આવ્યાં છે. નરસિંહ પણ શુદ્ધાદ્વૈતના બ્રહ્મવાદનો જ પડઘો પાડે છે જ્યારે એ કહે છે

"બ્રહ્મ લટકા કરે બ્રહ્મ પાસે"

એ જ ધ્વનિ આપણને દુર્લભની નીચેની પંક્તિઓમાં સંભળાય છે.

કાળ કૂટસ્થની જાળ પહોંચે નહીં
એહ કર્તા એનો એહ ગ્રાસી

દઢાસક્તિપૂર્વક મન અને ઇન્દ્રિયોને બહિર્મુખી ને અંતર્મુખી બનાવવાના સંબંધમાં બંને કવિઓ સમાન છે. દુર્લભ પોતાના કાવ્યને શુદ્ધાદ્વૈતનો પાયો જરૂર આપે છે, પછી તે કાવ્ય ભલે શ્રૃંગારનું હોય કે જ્ઞાનનું કે નામનું. દુર્લભ વલ્લભાચાર્યને જ અનુસરે છે ને શંકરના માયાવાદને અળગો રાખે છે. તો પણ દુર્લભ જ્ઞાની ભક્ત છે. જીવ, જગત્ અને બ્રહ્મની અનન્યતા બંને કવિઓ-ને અભિમત છે. નરસિંહ જેમ "વિઠ્ઠલ, વિઠ્ઠલ વિઠ્ઠલા" કહે છે તેમ દુર્લભને પણ કોઈ કોઇ વખત "વિઠ્ઠલ" યાદ આવી જાય છે.

ગોપાલદાસ વણિક ૧૭મી શતાબ્દીમાં શુદ્ધાદ્વૈત બ્રહ્મવાદ અને પુષ્ટિ માર્ગનો કવિ થઈ ગયો છે. તેની કવિતા પણ ઉત્તમ છે. દુર્લભના રાસમાં આવેલા પ્રકૃતિવર્ણન સાથે ગોપાલદાસનું પ્રકૃતિ વર્ણન મેળ ખાય છે.

ગોપાલદાસ—

જયહાં વૃંદાવન આદિ અંચલ
શશી શરદ રેન બડવેશ

વનદેવી પદ કુમકુમ સુખ સુખ
પરસે રજ વિશેષ

જયહાં સરિતા આમીકરમણી ગણ
ઉભયબદ્ધ સોપાન

કમલ કુસુદ નાના અલિ સુંદર
મધુર કરે ત્યાં ગાન

કનકલતા માલતિ મલ્લિકા
વિવિધ કુસુમ મકરંદ

હવે આ વર્ણન સાથે આપણે દુર્લભનું પ્રકૃતિ વર્ણન સરખાવીએ.

ફૂલ્યાં કમલ કુમોદની વિણ પાણી
ઉડુ તરૂણી તણી એ ગતિ જાણી

ચંબેલી વેલી મલ્લિકા
આદિ વિકસી સર્વલતા

× × ×

વળી બકુલ ચંપી ને કરણી
ફૂલી કેતકી કેસર વરણી

શતપત્રી માલતિ ને કનલિ
અન્ય ગુલ્મ રહ્યાં નિત લલી.

બંને પ્રકૃતિ વર્ણનોમાં દુર્લભનું પ્રકૃતિ વર્ણન આપણને વધારે અસરકારક લાગે. દુર્લભ અને ગોપાલદાસ બંનેનાં કાવ્યમાં પ્રસાદ તત્ત્વ સાપડે છે. બંને કવિઓએ પુષ્ટિ માર્ગીય ભક્તિ સ્વરૂપને નિખાર્યું છે.

દુર્લભનો મીરાં સાથે મેળ ઓછો બેસે છે. મીરાં પણ શ્રીકૃષ્ણના બ્રહ્મ સ્વરૂપને સ્વીકારે છે અને સાથે સાથે મીરાં પણ ભક્ત હૃદયનો જે "પ્રોષિત ભર્તૃકા નાયિકાનો પતિ માટે તલસાટ હોય" તે અનુભવે

છે. પરંતુ દુર્લભમાં એ તલસાટ જ્યારે રાસ રસાનુભૂતિમાં પરિણમે છે ત્યારે મીરાં જ્ઞાન તરફ વળી જાય છે. જ્ઞાન, હરિનામ અને ગુરુ મહિમાનાં પદો મીરાંનાં પણ છે. રાસવિલાસ રસ રેલાવવાની રતિમાં ડૂબેલો દુર્લભ કબીરની રહસ્યાત્મક શૈલીને નથી અનુસરતો.

વાગડ (વાંસવાડા–ડુંગરપુર) પ્રદેશનાં બે કવિ રત્નો, ભક્ત દુર્લભ અને ભક્ત ગવરીબાઇ. દુર્લભને જો આપણે વાગડનો નરસૈયો કહિયે તો ગવરીબાઈ વાગડની મીરાં કહી શકાય. દુર્લભ અને ગવરીબાઈ વચ્ચે ૬૨ વર્ષનું અંતર રહ્યું. ગવરીબાઇનો જન્મ ૧૮૧૫ માં ડુંગરપુરના વડનગરા નાગર ગૃહસ્થ કુટુંબમાં થયેલો. આ પ્રમાણે દુર્લભ અને ગવરીબાઈ, કવિ અને કવિયિત્રી, સંયોગવશ વડનગરા નાગર હતાં. દુર્લભ જ્યારે નાની વયમાં ઘર છોડી નીકળી ગયો અને કુંવારો રહ્યો ત્યારે ગવરીબાઇ પાંચ વર્ષની નાની વયમાં જ વિધવા થઇ. લગ્ન સમયે આંખ દુખવા આવી એટલે આંખે પટ્ટી બાંધી પરણ્યાં અને લગ્નને આઠમે દિવસે વિધવા થઇ ગયાં. આ રીતે વાગડનાં બંને કવિરત્નો બાળબ્રહ્મચારી રહ્યાં, નરસૈંયાને ભગવાને હાર આપ્યો, દુર્લભનું તાળું તોડ્યું અને ગવરીબાઈને શણગારનું જ્ઞાન આપ્યું.

દુર્લભ અને ગવરીબાઈને આપણે સરખાવીએ તો જે મોટો તફાવત આપણને લાગે છે તે એ કે દુર્લભ આનંદમય તત્ત્વ ઉપર વધારે ભાર મૂકે છે જેથી તેનાં કાવ્યો શ્રૃંગારપૂર્ણ બને છે જ્યારે ગવરીબાઈ વૈરાગ્ય અને આત્મજ્ઞાન તરફ વળ્યાં છે. સંગીતમાં બંનેની ગતિ પૂરી છે. દુર્લભ જેટલી તો નહીં પણ થોડી ઘણી અસર સંસ્કૃતની ગવરીબાઇ ઉપર પણ ખરી. દુર્લભ નરસિંહ અને ગોપાલદાસની વધારે નજદીક છે જ્યારે ગવરીબાઈ મીરાં અને અખાની નજદીક દેખાય છે. ગવરીબાઇની ભાષા સરલ અને સુગમ છે. દુર્લભનું કાવ્ય રાસલીલાથી સંબદ્ધ છે તો ગવરીબાઇનું કાવ્ય બાળલીલાથી. ગવરીબાઈએ શિવ સંબંધી પદો પણ લખ્યાં છે. દુર્લભનાં શિવ સંબંધી પદો જોવામાં નથી આવ્યાં. આટલો તફાવત હોવા છતાંયે ભાવ અને ભાષા, બંનેને, કોઈ કોઈ જગ્યાએ મેળ ખાઈ જાય છે. દુર્લભના મોટા રાસમાં કૃષ્ણ ગોપીઓને જે શિખામણ દે છે તેની સાથે નીચેની ગવરીબાઈની પંક્તિઓ કેટલી મેળ ખાય છે ?

ગવરીબાઈ—

"શાને રે કાજે ગોપી આવ્યાં
શું ચિતમાં રે કામ, લાજે રહિયે જી
પતિવ્રતાનો ધર્મ નહિ રે
જાઓ પોતાને ધામ, લાજે રહયે જી
ગોકુળમાં ભય શોક ભયો જે
આવ્યાં માઝમ રાત, લાજે રહિયે જી
× × ×
કોઢી જડ બહેરો બોબડો
વૃદ્ધ ન તજવો પતિ, લાજે રહિયે જી
નિર્ધન કે વ્યસની જો હોય તો
રીસ ન કરવી રતિ લાજે રહિયે જી
× × ×
ગદ્ગદ્ ગદ્ગદ્ કંઠે ભઇ ગોપિકા
નયણે નીરની ધારા, લાજે રહિયે જી.

દુર્લભ—

વનિતા ! છે કહો કુશળ વ્રજમાંહી
સહુને આનંદ મંગળ ત્યાંહી ?
કહો શા કારણુ આવી બાળા
આ વનમાંહે કરતી ચાળા
કુલસ્રીયો તણું ચિહ્ન નહીં આવું
તેને રજની પડે ઘેર જાવું
× × ×
મૂક પંગુ અંધ બંધ પતિ દેવ
એવો હોય તો યે કરવી સેવ
× × ×
શિખ સુણીને એ ગતિ થઇ બાળા
મૂકે આંસુ લોચન વિશાળા

એ જ પ્રમાણે નીચે આપેલું ગવરીબાઇનું પ્રકૃતિ વર્ણન છે તેમાં અને દુર્લભના પ્રકૃતિ વર્ણનમાં સામ્ય છે.

ગવરીબાઇ—

“ચંપા ચંબેલી મોગરા રે
કેતકી સર્વ ફૂલી
નવ નવ રંગી કુસુમી ફૂલે
મધુકર રહ્યા ઝૂલી
મોર મુગુટ મકરાકૃત કુંડલ
મુરલી અધર ધરી
પીતાંબર કટિ કાછની કાછે
શોભત શ્યામ હરિ.”

દુલભ :—

ફૂલ્યાં અવેલી જુહી મન બહેકે
ચંપા ચમેલી મરૂઓ મહેકે
× × ×
વરૂણ મુકુટ મકરાકૃત કુંડલ
મૃગ મદ રેખા ભાલ
× × ×
કેયુર કંકણ મન રંજન
મુરલી અધર રસાલ.

બન્નેના પોત પોતાના રસ્તા હતા અને બન્નેએ વાગડને સમૃદ્ધ સાહિત્ય આપ્યું છે. એકે વંશપુર (વાંસવાડા) અજવાળ્યું તો બીજાએ ડુંગરપુર.

દુર્લભ એક દૃષ્ટિએ :—

હવે દુર્લભના સંપૂર્ણ કાવ્ય સાહિત્યનું અધ્યયન કર્યા પછી આપણે એટલું અવશ્ય કહી શકીએ કે દુર્લભે કાનાને ઉરને પાલવડે બાંધ્યો છે. નાની ઉંમરમાં ઘરથી નીકળી ગયેલો “શઠ, અભણ, વિકારી અને ભાર સ્વરૂપ” છોકરો આટલો સંસ્કારી, વિદ્વાન, દાર્શનિક, ભક્ત, સંગીતજ્ઞ અને કવિ હશે તે કોણ જાણતું હતું ? શ્રૃંગારમાં જે આટલી બધી પૂર્ણતા અનુભવી શકે તે પ્રભુમય જ હોય. તેણે કાવ્ય વસ્તુને શ્રીમદ્‌ ભાગવત અને વલ્લભ સાહિત્યમાંથી જ ઉપાડયું છે. કથા વસ્તુ, વર્ણન ઉપર તેનું ધ્યાન ઓછું છે. દુર્લભની અનુભવ ગીતા કે સુદામાચરિત્ર કથાનક નથી રહ્યાં. પ્રત્યેક કાવ્ય કોઈ એક

વિચાર કે ભાવનું વિશદ પ્રતિબિંબ છે. દુર્લભે લીધેલ વસ્તુ પરમ કમનીય પરમાત્મા પ્રભુ શ્રીકૃષ્ણના રસ રૂપ સ્વરૂપનું નિરંતર આસ્વાદન કરવાનું રસ પાત્ર છે. નરસૈંયાની ભાવવિભોરતા, ગોપાલદાસની કાવ્ય મધુરતા, અખાના ચાબખાની આછી અસર, મીરાંની તાત્વિકતા, એ બધાં તત્ત્વોનો સમાવેશ અને સમન્વય દુર્લભના કાવ્યમાં છે. અદમ્ય અદ્‌ભુત શ્રૃંગાર, પ્રેમ તાત્વિકતા, આભ્યાંતર અનુભૂતિ, સ્વરૂપાનુભવ, ભાવાત્મક એકરૂપતા, એકલયતા, એકતાનતા અને એક તારબદ્ધતા તેના કાવ્યને અનોખું બનાવે છે. દુર્લભના હૃદયનાં ઊંડાણમાં અનુભવાતી અનુભૂતિની અભિવ્યક્તિ આપણા માટે આનંદમય નવી સૃષ્ટિની રચના કરે છે. સહજ કાવ્ય પ્રવાહ, લય અને ગતિ પ્રસંગને અનુસરીને ક્યારેક અતિ વેગપૂર્ણ, ઉચ્છૃંખલ બને છે ત્યારે ક્યારેક ધીમી પણ થઈ જાય છે. ત્યારે દુર્લભ અદ્વૈત વીથિયો કે ઉપદેશની અથડામણમાં રોકાય છે. વસ્તુદૃષ્ટિએ વૈવિધ્ય ઓછું છે. છતાં એની લેખિનીની શક્તિ આપણને ખેંચી જાય છે ને કાવ્યના રસપાનમાં મઝા આવે છે. ક્યાંય કંઈ અખરતું નથી. આપણે તેના કાવ્યને વર્ણનાત્મક ખંડકાવ્ય કહી શકીએ. મધુર મિલન, માદક પ્રેમાનુભૂતિ, રંગરંજિત પ્રેમક્રીડા, સજીવ પ્રકૃતિ ચિત્રણ, કોમલકાંત પદાવલી, ઉછળતું કાવ્યત્વ, અણુઅણુનું સંગીત અને ભાવભીની ભક્તિની ત્રિવેણી, નિર્ગુણમાં સહેતુક સગુણ દર્શન, એ દુર્લભના કાવ્યનાં મૂળ તત્ત્વો છે. દુર્લભ પોતાની મસ્તીમાં તલ્લીન છે. વા'લાની મુરલીની મધુરતાનાં મૂલ્ય એ જાણે છે. સૂરનો ઉદ્ધવ સંદેશવાચક છે, નંદનો ઉદ્ધવ દાર્શનિકતા જાળવે છે. જ્યારે દુર્લભનો ઉદ્ધવ નિમિત્ત માત્ર બની રહે છે. તેનો સુદામો પણ દુર્લભના ભક્તિ તત્ત્વ નિરૂપણનો નિમિત્ત બની રહે છે. ભાવ ગાંભીર્યને દુર્લભે જાળવી રાખ્યું છે. દુર્લભની પ્રેમાભિવ્યંજના અનુભવોની વ્યંજનાનું રૂપ ગ્રહણ કરે છે. દુર્લભની અંતર્મુખી પ્રતિભા મહા કાવ્ય કે કથાનકને અનુરૂપ નથી. તેણે પોતાની પ્રતિભાને ઓળખીને જ કાવ્ય સર્જન કર્યું છે અને કાવ્યનું અનુશીલન પણ કર્યું છે. "કાન્તાસકિત" ભાવ એનો પ્રમુખ ભાવ બની રહે છે. તેની સંપૂર્ણ રસક્રિયામાં આત્મારામને તેણે યાદ રાખ્યો છે અને કાવ્યને શુદ્ધ અદ્વૈતના સાંચામાં ઢાળ્યું છે. એ આધ્યાત્મિકતા તેના શ્રૃંગારને લૌકિક ધરાતલથી ઉપર ઉઠાવી આધ્યાત્મિક તલ ઉપર મૂકી દે છે. એને માટે રસ નિમજ્જનદશા હૃદયની મુક્તિ દશા છે. આ પ્રમાણે બલવતી કૃષ્ણ ચેતના તેના કાવ્યને આવરી લે છે. રાધિકાવસ્થાને પહોંચેલો દુર્લભ આપણને રસ અને જ્ઞાનનું રસાયન પીવડાવે તેમાં કંઈ નવાઈ નથી.

# દુર્લભનું કાવ્ય સાહિત્ય

## સંકલનકર્તા–ડૉ. શંકરલાલ ત્રિવેદી

ભીલૂડાનાં પદ

(દુર્લભ જૂનાગઢ છોડી મહી કાંઠે આવ્યો. ડુંગરપુર રાજ્યનું નાનું શું ગામ ભીલૂડું. રામજીનું મંદિર. દુર્લભ બપોરે બાર વાગે ત્યાં રોજ દર્શન કરે. નાગરોએ તેને પાખંડી માન્યો. પરીક્ષા લેવા મંદિરને દરવાજે તાળું જડી દીધું. દુર્લભે તાળું ઉઘાડવા વિનતિ કરી ! નાગરોએ મહેણું માર્યું અને દુર્લભે તાળ વગાડી)

૧

ચાલો સહુ ભાવે ભીલુડે જઇએ
દરશણ કરીને પાવન થઇએ...ચાલો
દુઃખ મોચન લોચન સુખકારી દરશણથી સિદ્ધ કામ
મંગળકારી મૂર્તિ મનોહર લક્ષ્મણ સીતા રામ...ચાલો
ખાંધે ધનુષ ધર્યું રઘુ વર તેં ઝળકે હાથમાં બાણ
દયાનિધિ નિજ દાસ તણા છો પ્રિયજનના નિજ પ્રાણ...ચાલો
પંચાનન ચતુરાનન મૂર્તિ બહુ મંગળકારી
મહા મનોહર વર વરમાવર શ્રી ગોવર્ધનધારી...ચાલો
દશરથ સુત દરશણ તવ કરવા આવ્યો દરશણ દીજે
દ્વારે જડિયું ઘાડું તાળું દરશણને મન છીજે...ચાલો
સંત સહાય બિરદ સચરાચર સુણો સીતાપતિ રામ
ભણે દુર્લભિયો બેઉકર જોડી દરશણ સાથે કામ...ચાલો

૨

ધન્ય ધન્ય ભીલુડું ગામ
દરશણ શ્રી ગિરધારી રામ...ધન્ય
મૂર્તિ ઉભય મનોહર ભારી
જદુપતિ રઘુપતિ મંગળકારી
દરશણ દયા કરી મમ દીજે
અંતર અપણાવી લીજે...ધન્ય
દાસ તમારો દ્વારે ઉભો વિનતિ કરે લો જાણી
લખું લોચન દુઃખમોચન દરશણ દ્યો અનુકંપા આણી...ધન્ય

ગિરિવર ધરણ ધનુષ ધારી પ્રત્યે
યાચું થઈ હું દીન
કરૂણામય સાગર મન મારૂં
ઉભય ચરણમાં લીન...ધન્ય
દેવકી સુત કૌશલ્યા સુત એ
સમજી દરશણ આપો
ભણે દુર્લભિયો ભાવ પુરસ્સર
ભવ ભય બંધન કાપો...ધન્ય

૩

ભક્તિ માગું રે મારા નાથની
નથી મુક્તિનું રે કામ
મુક્તિ સકળમાં સોહલી રે
દોહલી ભક્તિ એક નામ...ભક્તિ
ભક્તિથી વશ થયો વ્યાધને રે કાપી કર્મની જાળ
મુનિયે કપટ મનમાં ધર્યું રે મળ્યા દીન દયાળ...ભક્તિ
ભક્તિથી ગજ ગ્રાહને રે
છોડાવ્યો રે શ્યામ
રક્ષણ મૃગ કપોતનું રે
કર્યું લેતાં નામ.. ભક્તિ
મને એક તારી ભક્તિથી રે વહાલું નહીં કાંઈ
આશ આશરો તાહરો રહું (ગ્રહું) તારી રે બાંહ...ભક્તિ
ભક્ત વત્સલ વશ ભક્તિથી રે
છો ભૂતલ માંહી
શ્રવણે દુર્લભની વિનતિ રે
કયમ સાંભળો નાંહી...ભક્તિ

૪

એમ બોરાયે નહીં રે બણે
પૂરા નિભવો નેહ

ચરણુ શરણુ ચિત ચાહીને રે
મેં અરપી દેહ
છેહ દીધે કયમ છૂટશો રે માનો નિજ નાથ
પ્રેમ પ્રીત પરતીત મચી મારે તમ સાથ...એમ
લંપટ ને વળી લોભિયો રે
તને નાવે રે લાજ
કોણુ વેળાનો કર ઘસું
દરશણુને કાજ...એમ
ગજ છોડાવવા તું ગયો રે કીધી નહીં વાર
હરિ કહેતાં કરિને કર્યો ભવ ભયથી પાર...એમ
નિર્દય ન થાઓ મારા નાથજી રે
મન દયા રે આણુ
દુર્લભ દરશણુ ને રટે
પોતાનો રે જાણુ...એન

૫

વિલપું વેળા કેમ થઇ રે
કયમ નાવ્યો રે નાથ
કોણુ રામા રમવા મળી રે
રહ્યો બાંધી હાથ...વિલપુ
મામ મોટાઇ શી કરો રે માહું માનું રે કામ
આળસ મેલો અંગથી રે કહું સુંદર શ્યામ...વિલપું
ભોળો થઈ તું ભૂલમાં રે
અહીં કરવું અંગ
મેલી ન જાયે માનુની રે
મળી રમવા રંગ...વિલપું
વારે વારે હું શું કહું રે હવે સૂતો રે જાગ
ભણે રે દુર્લભિયો ભૂધરા આ તાણુ'રે ભાંગ...વિલપું

૬

કઠણુ ન થાઓ મારા નાથજી
મુજ સાથે રે કામ
કરવી ન ઘટે કેશવા મા હું મામા મામ...કઠણુ
પ્રીત પુરાણી વિસરી રે
તને નાવે રે લાજ
દરશણુ દે દામોદરા કર કરૂણા આજ...કઠણુ
નિંદ્રા ન આણીશ નેણુમાં રે તજ આળસ વીર
મારે ભરોંસો તાહરો રે તેવી હર ભીર...કઠણુ
મુજ વાણોતરની નથી રે
કાંઈ જાતી રે લાજ
દરશણુ દુર્લભ આપતાં શું બેસે છે વ્યાજ...કઠણુ

૭

અરજ સાંભળ સદા શ્રીહરિ એક તું
એક વિશ્વાસ મમ આશ તારી
અખિલ બ્રહ્માંડનો નાથ થયો ભક્તિ વશ
ગોપ્ય રહી ગોપ ઘેર ગાય ચારી...અરજ
પ્રગટ થયો પ્રેમ પ્રહલ્લાદનાં રે વચનથી
સ્થંભ માંહે આવિર્ભાવ કીધો
નખ થકી પાત વિખ્યાત હિરણ્યકશ્યપનો
તેં કર્યો દુષ્ટને દંડ દીધો...અરજ
સંતનો સહાય તું સર્વદા શ્રીહરિ
એહ આળસ નહીં અંગ તારે
માત તું તાત તું ભ્રાત તું રે મોહ રે
આવ્યો હું આશરે એક તારે...અરજ
ઉઠ આળસ તજી થાય તારી કજી
નિંદ્રા આવે હજી કેમ તુજને
કલ્પના જલ્પના તલ્પના રે હું કરું
દુર્લભ દરશણુ આપ મુજને...અરજ

૮

સ્નેહ સાચો કરો શ્રવણે વિનતિ ધરો
શ્રીહરિ, લોકને શું સતાવો
પ્રેમદાને પ્રેમ કરી હું ગયો વિસરી
.આવે મમ ઉર ભરા કયમ ન આવો...સ્નેહ
નામ વત્સપાલ ગોપાલ થયો બાલથી
દઉં હવે ગાળ ગોપાળ તુજને
શરણની શરમ તે પરમ વહેલી કઠણ
દઈશ મા દેહનો દોષ મુજને
તાહરી ગરજ તેં બાપ અહીં બે કર્યા
આપ આપણું રાખ્યું રહેશે
ભક્ત વત્સલ અચલ બિરદ તારું સદા
તું વિના કૃષ્ણજી કોણ વહેશે—સ્નેહ
વાત થોડી તને હાથ જોડી કહું
પ્રગટ થયું નામ મમ તેંજ કીધું
દુર્લભ દરશણ આવ્યો અવલોકવા
કવણ અપરાધથી દ્વાર દીધું...સ્નેહ

૯

વિનતિ શ્રવણે ધરો શિઘ્ર સેવક તણી
પ્રાણના નાથ તને પાય લાગું
વિલમ્બ ન કર હજી ને થાય તારી કજી
જજી અજી દીન થઇ એજ માગું...વિનતિ
ગાન તારું કરું ને ધ્યાન તારું ધરું
આચરું નાંહી સંસાર માયા
તુ હી ધન ધામ તવ નામ મમ કામના
તું જ પરાયણ પ્રાણ કાયા...વિનતિ
તાહરી આશ એક આશરો તાહરો
માન નિજ નાથ હું દાસ તારો



તું સમો શ્રીહરિ સ્નેહી મારે નહીં
સર્વથા વિનતિ શ્રવણે ધારો...વિનતિ
નાગરી ન્યાતમાં વાત થાશે ઘણી
નાથ મમ સ્નેહ નવ જાઓ ભૂલી
દીનબંધુ દયા આણુ દુર્લભ તણી
આપ દરશણુ તને ગાઉં ફૂલી...વિનતિ

૧૦

દરશણુ દીજે દરશણુ દીજે
એ અનુકંપા કીજે...દરશણુ
જલચર વનચર સ્વાંગ ધરીને
જનનાં દુઃખ નિવાર્યાં
ભક્તિએ વ્યક્ત થયો ભવ માંહી
કંઇક રૂપ હરિ ધાર્યાં...દરશણુ
હંસ સ્વરૂપ ધર્યું ધરણી પર
સનકાદિક ને અર્થે
બ્રહ્માનું બ્રહ્મત્વ રાખ્યું
દીધો બોધ સમર્થે...દરશણુ
જલચર રૂપ ધર્યું ધરણી પર
મચ્છ કૂર્મ વપુ કીધું
ચારે વેદ દેવ વર્ગ જનને
અભયદાન તેં દીધું...દરશણુ
વનચર રૂપ વરાહ નર હરી
ધરણી ભક્ત દુઃખ હારી
દ્વિજ કુલ રૂપ ધર્યું બલવીરને
ક્ષત્રી નિકંદન કારી...દરશણુ
ક્ષત્રી રૂપ ધર્યું ધરણી પર
સતી સંતને કારણુ
બુધ અધુના કલંકી ભવિષ્ય એ
દુર્લભ તાપ નિવારણુ...દરશણુ

૧૧

દરશણુ દ્યો યદુપતિ રઘુરાય
મહિમા અખિલ સંતશ્રુતિ ગાય...દરશણુ
તું દયાનિધિ નિજ નામ
દાતા સંત મનોરથ શ્યામ...દરશણુ
દીન દયાલ દયાનિધિ પૂરણુ
એમ અંતર નવ કીજે રે
પોતાનો જાણી મન આણી
મંગળ દરશણુ દીજે રે...દરશણુ
ભક્તિ મારી જો વિચારી
કેમ આચરશે જન રે
હાંસી તમારી નિંદા મારી
થાશે જગજીવન રે... દરશણુ
નાગરી ન્યાત નિંદાક્ષણી પૂરણુ
કુટિલ વાકય મમ કાઢે રે
પાખંડી પાખંડ કરીને
ફોગટ તાળ વજાડે રે...દરશણુ
લાજ ગાળં મારી તે તુજને
નિર્દય નાથ ન થાઓ
કામ પડે કાયર કેમ થાઓ
શિઘ્ર ધામથી ધાઓ...દરશણુ
આંખડલી અણુમેલી કેલી
નાથ આવ તો ન્યાળું રે
દયા કરી દુર્લભને દરશણુ
દીધું તૂટયું તાળું રે...દરશણુ

૧૨

દ્વાર ઉઘડિયું તાળે જડિયું
ધસ્યો ધામથી જાણી રે

રાખી મામ નામની સહુમાં
અનુકંપા મન આણી. રે...દ્વાર
એક ભરોંસો તારો જેવો
તેં હરિ તેવું કીધું રે
નાગરી ન્યાત નિપુણ વચ બોલે
હરિયે દરશણ દીધું રે...દ્વાર
સંત સહાય સકળ કરે તુજને
તેં તારૂં બિરદ રાખ્યું રે
વાંગ અગોચર વર માંહી વર
ગિરિધર દરશણ દાખ્યું રે...દ્વાર
મમ પત જાતે પત તારી ગઈ
તે જાણી તું ત્રૂઠો રે
હું સાચે તું સાચો શ્રીધર
હું જૂઠે તું જૂઠો રે...દ્વાર
તું મારે ને હું છું તારે
એ નિશ્ચય મન ધાર્યો રે
ભણે દુર્લભિયો ભવસાગરમાં
એક આશરો તારો રે...દરશણ

× × ×

પદ એકાદશ પ્રેમમય સુખ સમાગમ હેત
સંવત સત્તર સતોતરા શ્રાવણ માસ સંકેત
દિન પૂર્ણિમા વાર ગુરૂ અભિજિત વિદ મધ્યાહ્ન
સંત સમાગમ તે સમે દુર્લભ દગ મમ જાન.

## અનુભવ ગીતા

(ઉદ્ધવ વ્રજમાં આવ્યા અને માતાના ફાટતા હૈડાનો અને વ્રજ-નારની વિયોગની પીડાનો અનુભવ કર્યો)

બહુ કર જોડીને પ્રણવું રે
રાધા વલ્લભ પાય

વ્રજની લીલા વર્ણવું રે
ઉમંગ એ મન માંય
ગોકુળ ગોપી ગોવિંદનાં રે
વર્ણવું શુભ શણગાર
ગાશું તે નંદના નંદને રે
ભવ દુઃખ ભંજન હાર
તે માટે કરૂં વિનંતિ રે
કર જોડી વ્રજ રાજ
આપો મુજને અનુભવ મતિ રે
ગુણ ગાઉં મૂકી લાજ
વાણી અગોચર દાખિયે રે
દિવ્ય દૃષ્ટિ દો દાન
પ્રેમરસ પ્રીતિ શું આખિયે રે
અનુભવ એ રસપાન
સામુ જુઓને શ્રીધરા રે
વર બળ દાયક દેવ
કોટિન કોટિ નામે તર્યાં રે
કરતાં તમારી સેવ
અધમ તર્યાનું લેખું નથી રે
અધમ ઉધારણ નામ
બિરદ નિભે તો દેખું રે
તુજ વિણ સુંદર શ્યામ
જેણે જેવો મનમાં ધર્યો રે
પૂર્યા તેના કોડ
વિષય રસ ભાવે અહિર તર્યા રે
લેખાણી નહીં હોડ
વ્રજ લીલા રસ ગુણ ગાઉં છું રે
એ છે મનમાં આશ

માન માંગીને યાચું છું રે
કરો હૃદયમાં વાસ
માયા તારી તૂં નો તૂં જ છે રે
ઘટ ઘટ તારો વાસ
વર્ણવી શકયો નથી હું તને રે
તે તેમ તારો દાસ
કહેવામાં રૂપ બે પણ એક છોરે
અદસ પરસ લૌ લીન
અદ્વૈત રૂપ અલખ જો રે
દાસ આગળ છો દીન
વસ્તુ તારી કહેવી શકય નથી રે
મુખમાં રસના એક
તૂં નો તૂં ગતિ તારી લખે રે
વિઠ્ઠલ આપ વિવેક
ઈન્દ્રાદિક બ્રહ્માદિક મુનિ રે
કરે દમન દેહ જોર
રૂપ તારૂં શકે ના કળી રે
કહાવ્યો માખણ ચોર
મારી પૂરવ જનમની પ્રીતડી રે
પ્રગટ થઈ છે આજ
તેણે નેહ શું હું ભજું રે
આપો વાણી વ્રજ રાજ
ભક્ત ને કારણે કેશવા રે
ધર્યા ચોવી અવતાર
સઘળી તારી કળા છે રે
અક્ષરમાં અક્ષર ચાર
તે મોહ વળે ભિન્ન છે રે
દસ મણી અવતાર

તુજને જાણે તે ધન્ય છે રે
કહું વિવેક વિચાર
મચ્છ કચ્છ વારાહ નરસિંહ વામનારે
કીધો બલી અવટંક
પરશુરામ રામ દાશરથી રે
હળધર બુદ્ધ નિકલંક
વ્રજમાં જે લીલા કરી રે
કૃષ્ણ ન જાણ્યો ભૂપ
અદ્વૈત ભૂતલ દેહ ધરી રે
ક્ષર અક્ષરનું રૂપ
એવા દીન દયાળુ છો રે
સુણો સેવકની અર્જ
ભક્ત તણા પ્રતિપાળ છો રે
એ ગતિ વર્ણવું વ્રજ
દેહવિયોગ વ્રજ નારનો રે
વર્ણવું પ્રેમ આનંદ
નેહ નહીં એ ક્યાં રમો રે
કપટી ગોકુળ ચંદ
મહારસ અનુભવ ગીતા સુધા થકી રે
અર્થ અગોચર ગૂઢ
પ્રેમે ગાતાં ગોપી છકી રે
નાવે જો મનમાં કૂડ
ઉદ્ધવે મધુપુરમાં કરી વિનતિ રે
સુણો સેવકની અર્જ
આવું કોઈ વલ્લભ નથી રે
નિશ દિન ઝંખે વ્રજ
મારે મન આવે કલ્પના રે
ભજો શ્રી ભગવાન

વ્રજ કેરી મન તલપનાં રે
જોગેશ્વર ધરે ધ્યાન
વચન ઉદ્ધવનું સાંભળી રે
હરિને ઉપન્યું હાસ
બુદ્ધિ જોગીની હજી આટલી રે
હવે મૂકું વ્રજ વાસ
વાત તે મનમાં રાખી રહ્યાં રે
વીત્યા બહુ દિન માસ
માન દઈને બોલાવિયા રે
ઉદ્ધવ ગયા તે પાસ
તે માટે ઉદ્ધવને કહ્યું રે
જાણે ગોપી જશ
વચન જે વિરલા જન લહે રે
દુર્લભ જાણે રસ
એકાંતે તેડી કહ્યું રે
ઉદ્ધવ તમે વ્રજ જાઓ
તત્ક્ષણ ઉદ્ધવે મનમાં ધર્યું રે
નવ કહેવાણી નાઓ
વ્રજ જન મારાં વલ્લભ સદા રે
જેવા જીવન પ્રાણ
તે માટે તુજને કરું વિનતિ રે
માન વચન નિર્વાણ
વ્રજ જન ને અમો એક છું રે
નહીં અંતર લગાર
કહેવામાં ભિન્ન ભેદ છે રે
માન વચન નિરધાર
પ્રણામ કહેજો વ્રજનારને રે
વળી જશોદા માત

શી શી શિખામણ દીજે તને રે
મજ મોંઘી વાત
દુઃખ ન દેખો કોણ આંખમાં રે
તેમ તેમ રાખજો ભેળા
જેમ તેમ આણજો સાક્ષમાં રે
પાછા ફરજો વહેલા
પ્રણામ કરી ઉદ્ધવ ઉતર્યા રે
કીધી હેતે વિદાય
તાજા તુરી રથ જોતર્યા રે
હેતે દ્વાર દીધાંય
ઉદ્ધવે રથ ચલાવિયો રે
આવ્યો ગોકુળમાંય
માનુની દેખે મન આવિયો રે
કે આવ્યો જદુરાય
ઉતર્યા નંદજીને આંગણે રે
રથ એ એનો એહ
કે પાપી પેલો આવિયો રે
અક્રૂર એનો એહ
પ્રાણ તો પહેલાં લઈ ગયો રે
હવે આવ્યો શા માટે
કરમે એનો એ રહ્યો રે
ઉરવર દેખીને ફાટે
વેરી એ પેલા ભવ તણો રે
વળી સંભાર્યું વેર
ધિક્કાર છે મનમાં ઘણો રે
વેરી તે આવ્યો ઘેર
સખી એક તેમાંથી સંચરી રે
નંદ ભુવનમાં જોએ

જશોદા પ્રત્યે ગોપી ઉચરી રે
પ્રેમે પૂછે કો એ
આ રથ તો કોણ આંગણે રે
જોઉં તન નરનું રૂપ
અતિ આદર ને નેહ ઘણો રે
કોણ દેશનો ભૂપ
લીલે આંગણે આવિયો રે
કીધાં દ્વાર પવિત્ર.
કુશળ કાન કુંવરની લાવિયો રે
જીવનજીનો મિત્ર.
માનુની મધુપુરથી પધારિયો રે
ઉદ્ધવ એનું નામ
કહે છે લાલો ને હું એક છું રે
આપ્યાં આસન માન
સાંભળી વાત ગોપી ગઈ રે
એ તો અક્રૂર ન હોય
પૂછે તેને પ્રીછવી કરી રે
કીધું નંદ શું શું ય
જશોદાને ચરણે ઢળ્યો રે
ઉદ્ધવ કહેતી તેહ.
સંશય મારો જોતાં ટળ્યો રે
વાત સાંભળો નેહ
અધિક સ્નેહી એ શ્યામનો રે
અંતર એ શું નવ થાય.
ઇહાં મોકલ્યો તો છે કામનો રે
અધિકારી કહેવાય
જશોદા ઉદ્ધવ પ્રત્યે ઉચર્યાં રે
થઈ આધીન કહી વાત

કાનજી કાળો કહો શું કરે રે
પૂછે જોડી હાથ
'ઉદ્ધવ, એક દિવસની વાતડી રે
કહેતાં ઉર ઊભરાય
રડી પડયાં જશોદા માવડી રે
નયણે નીર ન માય
'ઉદ્ધવ, પુત્ર ભાવે અમે પાળિયો રે
લહ્યા નહીં પૂર્ણાનંદ
કપટી અંગથી કાળિયો રે
રમ્યો એ અમશું ફંદ
'ઉદ્ધવ, તે દિવસ મને સાંભર રે
તાણીને બાંધ્યા હાથ
નહીં કરૂં, નહીં કરૂં મુખથી કહે રે -
ચૌદલોકનો નાથ
'ઉદ્ધવ, આંખમાં હું ડરાવતી રે
ડરતો રહેતો એ કાંઈ
લઈ સોટીને હું તાડતી રે
પડયા નહીં હાથ કપાઈ
'ઉદ્ધવ, માખણ માટે ખીજતો રે
કરતો આંગણ શોર
થોડામાં બહુ રીઝતો રે
હવે કયાં દેખું જુગલકિશોર
હૈડાં ન ફાટે લોહે જડયાં રે
નિપટ થયાં રે નિઠોર
ઘડનારે બહુ કાઠાં ઘડયાં રે
ન ફાટે નિપટ કઠોર
પાપી પ્રાણ ન નિસરે રે
બેસી રહ્યો છે માંય

કાન, કાન, જશોદા કરે રે
જુંહું જીવન જાય
ઉદ્ધવ, એટલું કહેજો કાનને રે
એક વાર ગોકુળ આવ
આછાં જીવન કોટી દાનનાં રે
માતા કહીને બોલાવ
ઉદ્ધવ શેર કઢયાં દુધ લાવતાં રે
ત્યાં કોણ આપશે દોઈ
બીજું નજરે કો નથી આવતું રે
રાતમાં ઉઠતો રોઈ
ઉદ્ધવ, ધેનુ દોહવી મને વીસરી રે
દોહીને કોને પાઉં
કાનજીએ ઘેલી મુજને કરી રે
જોગધરી વન જાઉં
મન તો માધવજી સાથે ભમે રે
જાય નહીં પાપી પ્રાણ
કાન કાન જશોદા કહે રે
જૂંહું જીવન જાણ
શીખ માંગીને બેઠા થયા રે
નમ્યા જશોદાને પાય
ભલે આવ્યા ભલે આવ્યા કહ્યું રે
જશોદાએ દીધી વિદાય
ઉદ્ધવ હરિને અમારી શરમ છે રે
કહે જો વાત બે ચાર
તું પૂર્ણાનંદ પરિબ્રહ્મ છે રે
તો અમને પાર ઉતાર
ઉદ્ધવ વારે વારે શું કહું રે
એને મન માંહી લહું

આવડું ન જાણ્યું ઘેરથી રે
તેડે તો મધુપુર રહું
ઉદ્ધવ સૂની અમારી સેજડી રે
સૂનું ભુવન ને ગામ
કહેજો કલપે જશોદા માવડી રે
આવો સુંદર શ્યામ
કહેજો જનમ જનમ મને આપજે રે
સેવા તારી કરીશ
બિરદ જનનીનું ઉથાપજે રે
તેણે બ્રહ્મ મળીશ
જશોદા પ્રત્યે ઉદ્ધવ ઓચર્યા રે
તમે છો વેદ વિખ્યાત
કૃતારથ થયા આ વાતથી રે
પૂર્ણાનન્દે કહ્યાં માત
એવું કહીને રથ ચલાવિયો રે
આવ્યો ચોક મોઝાર
લજ્જા મૂકીને અવલોકિયો રે
પૂછે વળી વ્રજ નાર
કરે પ્રમાણ બહુ પ્રીત શું રે
ઉદ્ધવ દે આશીષ
જે જેમ આવે તેમ રીત શું રે
આશીષ વાર વજીશ
કુશળ પૂછે કેશવ તણી રે
મૂકી લજ્જા નાર
આકુળ વ્યાકુળ ઘણી થઈ રે
ચાલે ચોસર ધાર
ઉદ્ધવ કૃષ્ણજીએ કાંઈ કહાવિયું રે
પ્રીતે પૂછે એહ

ચાલતાં મરણ કાં ન આવીયું રે
હિંડિએ છીએ ધરી દેહ
હૈડાં ફાટે તો જાણીએ રે
પ્રીતની રીતનો નેહ
ધિક્કાર ઘણો મનમાં આણિએ રે
પ્રાણ ન તજે દેહ
ઉદ્ધવ શું કહાવ્યું છે કાળિએ રે
કહેજો અમને તેહ
પ્રાણ તો ચઢી રહ્યો તાળવે રે
જાશે નહીં લાલચ એહ
જાતાં જગજીવને કહ્યું રે
આવશું વ્રજમાંહી એકવાર
દૃઢ રાખ્યો દૃઢાવને રે
દેહ ન રાખતી નાર
ઉદ્ધવ અબળાનું મન જોઇને રે
વિસ્મય થયા મનમાં રે
ભક્તિ એથી પર કોઈ નથ રે
દીધું સહુ શું સાં રે
ઉદ્ધવ ગોપી પ્રત્યે કહે રે
કૃષ્ણે કહાવ્યું તેહ
વ્રજથી વલ્લભ મારે કોઈ નથી રે
વ્રજ જન મારી દેહ
કુશળ ક્ષેમ સહુને કહ્યો રે
કહાવ્યો છે પ્રણામ
યોગ સધાવવાને મોકલ્યો રે
તેથી મળશે શ્યામ
મેખલા શેલી ને મુદ્રા રે
મૃગ છાલા આસંન

જટા વધારીને શૃંગીધરો રે
ત્રિભુવન ચઢાવોતન
વચન ઉદ્ધવનું સાંભળી રે
ગોપી થઈ રોમાંચ
અંગો અંગથી પરજળી રે
મોકલ્યો આપી લાંચ
કે ઠગ છો કઇયા દેશના રે
કે કપટી કે ફૂડ
સંગત શ્યામળિયાની લેશ ના રે
છો કાંએ મૂરખ મૂઢ
રૂડું જાણો તો રાખના રે
એ તારા મુંહ લાજ
પ્રેમ રસ આવે તો ચાખના રે
દીસો કરમ અભાગ
કે તું આવ્યો ગ્રેહ વિદ્દારવા રે
કે વેરી છો વીર
કે તું આવ્યો નેહ વધારવા રે
કે મારવા તીર
કે તું આવ્યો મનડાં મનાવવા રે
કે વાઢવા મૂળ
કોઇક દે તો એને
કે શું મૂક્યું શૂલ
જોગ સધાવીને શું કરો રે
જોગી વ્રજ રસ ચાહે
જોગ ન શોભે જોગીધરો રે
જુઓ સોચી મન માંહે
જોગ સાધે જગજીવનના મળે રે
જોગી થઈ વન જાઓ

શ્યામ ગુણુ ટાળ્યો નહીં ટળે રે
શાને ખોટી થાઓ
જોગથી જીવન લક્ષ્ય વેગળો રે
વ્રજ જીવન અમ પાસ
આવ્યા તેણુ પંથે પળો રે
ન હવે કરતા નિરાશ
ઉદ્ધવ, વહાલે વરે સંભારીને
મોકલ્યો દેવા ડામ
ભલા રિઝવશો વ્રજનારને રે
મધુપુર જઈને શ્યામ

ઉદ્ધવ, વ્રજનાર ઉપર રીઝ થઈને
બાકી ન રાખ્યું કાંય
મોકલ્યા તો અક્કલ ગઈ રે
તમો વ્રજ લાયક નાય
ઉદ્ધવ, આશા તો અમને બહુ હતી રે
જાણુ પાળશે લાડ
હવે હૈયામાં મૂકી કરવતી રે
વહાલે વહેર્યાં હાડ
ઉદ્ધવ, કહોને કઈયા ભવતણું રે
વહાલે સંભાર્યાં વેર
લેતાં આદર દઈ ઘણું રે
મોકલ્યું કાં નહીં ઝેર
ઉદ્ધવ, જોગવિજોગથી ના સધે રે
બાહ્ય ધર્મ છે જોગ
અમો સાધુ ને જોગિયાં ના સધે રે
શો દીઠો તેમ ભોગ
ઉદ્ધવ જોગ તો અંતરમાં ભલો રે
દેખાડે શું થાય

કંથા પહેરે ગળે પ્રેમની રે
સેંથી સુરત લગાય
વનમાં બેસીને મૌન ધરો રે
દૃઢ કરો આસંન
ખાન પાન નિન્દા તજો રે
પહેલાં મારો મંન
કંથા પહેરો ગળે પ્રેમની રે
સેંથી સુરત લગાય
નહીં આશંકા મનની મહીં રે
નિશદિન અલખ જગાય
શ્રૃંગી પહેરે ઉદ્ધવ સુરતની રે
જોગી કહિયે તેહ
બીજાં કહેવા નાં કરતમી રે
નામે લજાવે દેહ
ઉદ્ધવ એ રીત સઘળી વ્રજમાં રે
અન્ય સમરથ નહીં કોય
ઉદ્ધવ લોટી પડચા વ્રજ રજમાં રે
ચોસર ધારે રોય
મને રજ મોંઘી તમારા ચરણુની રે
હું છું તમારો દાસ
શરમ નિભાવો સહુ શરણુની રે
દાસ તણો કરો દાસ
મુજ કિંકરને દયા કરો રે
કરો હૃદયમાં વાસ
બાળપણાનો નેહી છું રે
ઉદ્ધવ કહ્યો નવ જાય
દેખવામાં આ દેહ છે રે
મૃગતૃષ્ણા મનમાંય

ઉદ્ધવ, માત તાત અમો પરહર્યાં રે
મૂકી લોકની લાજ
કોઈના કહ્યાં મનમાં ન ધર્યાં રે
વિઠ્ઠલ વરને કાજ
ઉદ્ધવ, અમો જાતાં મહી વેચવા રે
લેતો દાણી થઈ દાણ
મહી ઢોળતાં સહુ દેખતાં રે
વિણ ઈ ઠાડે રહે પ્રાણ
ઉદ્ધવ, આડા ઘુંઘટ તાણતાં રે
દેતાં હસીને ગાળ
મનમાં ન ભય કોઈનો આણતાં રે
તે કયમ ભૂજે ઝાળ
ઉદ્ધવ વાગી વનમાં વાંસળી રે
ઘેલાં કીધાં ઘરમાંહે
વીંધી અંતરની પાંસળી રે
કપટે દીધાં દાહે
ઉદ્ધવ વ્રજ જન મેલતાં રે
મનમાં ન આવી મહેર
ચરણે આવ્યાં ને ઠેલતાં રે
શે ન પાયું ઝેર
ઉદ્ધવ એક હસે ને બીજી હાણ થઈ રે
હસે વ્રજનાં લોક
લોક મારે મેણાં દઈ રે
પાછી ન કીધી કોક
કાનુડો વહાલી કહીને હસે રે
તેણે પામીયે સુખ
વણદીઠે ગોપી કર ઘસે રે
એ ઉપન્યું મહા દુઃખ

ઉદ્ધવ ધર્યો ગોવર્ધન શિર ગરજથી રે
મેટયું ઇન્દ્રનું માન
કેમ ન્યારા થાઓ આ વ્રજથી રે
કાળા - કપટી કાન
ઉદ્ધવ દેખાડી કર્યાં આંધળાં રે
થયા પંજરવત દેહ
હાડ હિમાળાં બહુ ગળ્યાં રે
પ્રીતિ લક્ષણ છે એહ
ઉદ્ધવ શણગાર સર્વ વિષ થયા રે
વ્રજ ઉદાસી વેશ
વ્રજ જીવન જીવ લઈ ગયો રે
ઉદ્ધવ ઓછો લેશ
ઉદ્ધવ ભાવ જોવાને કારણે રે
પહેલું કીધું હાસ
તે ઘડી ત્રિભુવન તારણે રે
આવી રમાડયા રાસ
ઉદ્ધવ, તે વહાલો છે વ્રજ માંહી રે
નહીં ક્ષણ અળગો દૂર
હાથ આવ્યો તે વળી જાય છે રે
ભેદ ન જાણે મૂર
ઉદ્ધવ, અનુભવ રૂપ અમતણું રે
તે વૃંદાવન માંહી
મન મારીને ફરવું પડે રે
હરિ નહીં મથુરા માંહી
ઉદ્ધવ, એરે વસ્ત્રો અમે પર હર્યાં રે
નેણે તે નિન્દ્રા નાંહી
હાંરે મધુપુર જાતાં અર્પણ કર્યાં રે
જોગમાં બાકી કાંઈ

ઉદ્ધવ વ્રજ વલ્લભ કહે છે હરિ રે
તે સઘળું પાખંડ
અંતર ઘટની જાણે ખરી રે
ડામ્યા ઉપર દંડ
ઉદ્ધવ, તેને જનમ ધરીને લજ્જા નહીં રે
તે શું ન હોય પ્રીત
પ્રીતિ કીધી શું આજની રે
નહીં નિભે તે રીત
ઉદ્ધવ, લોભી ને વળી લંપટી રે
નહીં નિભે સરાસર નેહ
આધીન થાય વ્રજ આ ધરી રે
અંતે આપે છે છેહ
ઉદ્ધવ, ઠેઠ થકી ધુતારડો રે
હરિ અમો જાણ્યા નાય
રાખી કરી હૈયાનો હારડો રે
શ્યામો સર્પ થઇ ખાય
ઉદ્ધવ, તેને લજ્જા કેવી રે
એ કીધા જેણે બાપ
ઉદ્ધવ સાંભળી બોલ્યા હસી રે
એવું ન કહેશો આપ
ઉદ્ધવ, વળતાં અમે બોલિયાં રે
હૈડે ઊઠે ઝાળ
અંતર એ વિના ક્યાં બોલિયે રે
માગ્યો ન આવે કાળ
કાં દાવાનળમાં નવાડિયાં રે
પીતાં પામતાં દુઃખ
વિના અગ્નિ પર જાળિયાં રે
માર્યાં બાંધી મુખ

ઉદ્ધવ, જતન અમારાં બહુ કર્યાં રે
એ ખટકે મન માંહી
વ્યાકુળ થઇ વાંસે ફર્યાં રે
સુખદુઃખ પ્રાણુ ન જાહી
ઉદ્ધવ દુખિયાં ને દૈવ શું કરે રે
ત્યાં સુખિયાંનું કામ
દૈવ અમોથી ભાગ્યો ફરતો રે
જાય જોજન લક્ષવામ
હૈડાં ફાટે તો દાખિયે રે
હરિ શું આવ્યું હેત
મન મારીને બહુ રાખિયે રે
થાવું અધિક ફજેત
ઉદ્ધવ, વાંક અમારા કર્મનો રે
કોને દીજે દોષ
જોતાં ન પડે આ ધામમાં રે
રોઇ બુઝવિયે રોષ
ઉદ્ધવ અબળાનું શું જોર છે રે
રોઇને ઘસિયે હાથ
કહે જો માખણુંના ચોર શું રે
આવું ન ઘટે નાથ
ઉદ્ધવ, જોગ તો ઘટે જન તેહને રે
કૃષ્ણુ કથા નવ ગાય
જોગતો શોભે ન વ્રજ ખોહને રે
કરો કોઈ અમારી દાય
ઉદ્ધવ વ્રજ રજ તો અમારા ચરણુની રે
એનો મહિમા એહ
રતિ પામે વ્રજ આ ધરણુની રે
થાય કૃતારથ દેહ

ઉદ્ધવ સાંભળી ચરણે ઢળ્યા રે
જીવ્યું તમારૂં ધન્ય
અંગો અંગથી પ્રેમે ગળ્યાં રે
વિસ્મય પામ્યા મંન
કરે પ્રણામ બહુ પ્રીતથી રે
સાષ્ટાંગ પ્રણામ
મન મલાવ્યું ભલી પ્રીત શું રે
સેવક સરખું કામ
ઉદ્ધવ તમથી થાય તો ટાળજો રે
વ્રજ જન કેરો વિયોગ
ભલો મત ભૂધરને ભાળજો રે
વ્રજ વ્યાપો બ્રેહ રોગ
ઉદ્ધવ કાયર થઇ ને બોલિયા રે
લજ્જા મૂકી રોયા મામ
કોપી કલ્પ સાધો તો એ નામનાં રે
જોડો ન થાયે કામ
મોટું કારણ છે પ્રેમનું રે
અન્ય નહીં ઉપાય
નહીં વ્રત તપ નેમનું રે
વૃથા જોગ કમાય
ઉદ્ધવ રથ બેઠા રજ લઇને રે
અંગ પછાડે નાર
હરિ મળશે કહું છું બિરદ દઈને રે
કુરુક્ષેત્ર એકવાર
એવું સાંભળી અવનિ ઢળી રે
પડતાં મેલ્યાં તન
કોઇ એક ધાત્રી વાંસે પડી રે
ઉદ્ધવ કહે ધન્ય ધન્ય

ઉદ્ધવને કહે અમને લઈ પળો રે
કે મારી ને જાઓ
કે પાછા ગોકુળ વળો રે
કે સાચો શ્યામ લાઓ
ઉદ્ધવ વળી રથથી ઉતર્યા રે
માનો મારી વાત
તરલતા થાય આંસુ તણી રે
આજ્ઞા છે મુજ માત
ઉદ્ધવ કહેજો અમારા કાનને રે
પાય પડી પ્રણામ
જાણો તો છો જીવન દાનનાં રે
મિલાવો મુજને શ્યામ
પ્રણામ કરી પાછી વળી રે
ઉદ્ધવ લાગ્યા પાય
ગતિ તમારી જાય નવ કળી રે
એમ કહી થયા વિદાય
ઉદ્ધવને વળાવીને સહુ વળી રે
પામી પ્રત્યક્ષ રૂપ
આપ આપણે મંદિર વળી રે
પામી અનુભવ રૂપ
મન સા વાચા ને કર્મણા રે
અનુભવ ગીતા ગાય
મટે જીવનની ભ્રમણા રે
સહેજે અનુભવ થાય
શીખે સુણે ને સાંભળે રે
દુર્લભ ગીતા એહ
મનખા દેહથી નીસરે રે
પામી ગોપી એહ

× × ×

# સુદામાખ્યાન

(ત્રણ ત્રણ વાર સુદામો કૃષ્ણને મળવા ગયો પણ કૃષ્ણે કંઇ ન
ાપ્યું; ઉલટી સુખડી માગી. સુદામાની પત્ની એ રહસ્યને સમજી
ાઈ. સુદામે કંઈ ને કંઈ અપરાધ કર્યો છે. શરણાગત વત્સલ કૃષ્ણ
ાપરાધ વિના કોઇને વિમુખ કાઢે જ નહીં. સુદામામાં અભિમાન
ાતું "હું વરિષ્ઠ શિષ્ય, કૃષ્ણથી મોટો તેની પાસે જઈ માંગું ? અને
ોણે અપરાધ કર્યો હતો પ્રભુનો ભાગ પ્રભુને આપ્યા વિના તે
ાઇ ગયો.)

૧

રાગ ભૈરવ

સુણો સ્વામી વિનતિ એહ મારી
કર જોડી કહું દાસી તમારી

ધ્રુવ પદ

દ્વારાવતી પતિ તે તવ ભ્રાતા
ભીતિ હરણ ભવસાગર ત્રાતા
આપે અન્ન વસ્ત્ર નહીં સ્વામી
મિત્ર તમારો અંતર્યામી...સુણો
વિશ્વ ભરણ વિશ્વને પાળે
વિણ અપરાધ કદા નહિં ટાળે
કાંઈ એક સ્વામી અવિનય કીધો
મિત્રે દંડ અનૂઠો દીધો...સુણો
સ્વામી કોપ કૃષ્ણનો સાચો
દીન થઇ જઇ દ્વારે યાચો
હઠ તું ન કર સાંભળ કહું સાચું
જયેષ્ઠ કનિષ્ઠને કયમ જઇ યાચું...સુણો
સ્વામી એ ગર્વ મન કેવો
મેલી મામ ચરણે જઇ સેવો
દુર્લભ દયા નિધિ હરિ મોટો
સમ વિણ વાદ કરો કાં ખોટો...સુણો

૨

રાગ ભૈરવ

સમ વિણુ વાદ વૃથા એ સ્વામી
તમો બ્રાહ્મણુ એ અંતરયામી

ધ્રુવ પદ

શિવ સનકાદિ વિરંચી જેવા
તે યાચે સાચે કરી સેવા
યાચે લાજ વિપ્રને નાહીં
મિથ્યા ગર્વ કરો મન માહીં...સમ
કૃષ્ણુ કલ્પદ્રુમ સરખો બેલી
જઇ યાચો સ્વામી ગર્વ મેલી
સુણી સુદામો બોલ્યા વાણી
વામા વાદ કરે અણુ જાણી...સમ
ત્રિભિર વાર જઇ આવ્યો રામા
આજ કહું તુજ આગળ ભામા
વળી જઇને આપ્યા ઉપહારો
માન વચન વાદ તજી મારૂં...સમ
જાઉં શું ? ભેટ સુખડી માંગે
પ્રાણુ તજું એવું મુજને લાગે
લૂખાં લાવણુ કરે એ અલેખે
હું દુર્લભ શું કૃષ્ણુને દેખે...સમ
કાંઇ એક છે અપરાધ તમારો
કૃષ્ણુ દયાલ સદા મન ધારો
જાણ્યામાં અપરાધ ન આવે
વળી ભામા તું શાને ભમાવે...સમ
હું અબળા જનની બુધ થોડી
જાઓ સ્વામી કહું કરજોડી

કૃષ્ણ દયાલ દયા મન ધરશે
દુર્લભ સર્વ દરિદ્ર એ હરશે...સમ

૩

રાગ ગાંધાર

એ દુઃખ દરિદ્ર હરણ સ્વામી
એ દુઃખ દરશણ મંગળકરણ સ્વામી.
દ્વારાવતી પતિ અતિ સુખ દાતા
સેવો જીવન મરણ ભય ત્રાતા
ભવસાગર માંહી ભયત્રાતા
ભૂષણ ભરણ તણો એ દાતા...એ દુઃખ
જો અપરાધ હશે કંઈ સ્વામી
એ છે ક્ષમાકરણ
કરૂં પ્રણામ બહુ કરજોડી
જઈ સેવો અશરણ શરણ...એ દુઃખ.
એ કર્તા છે તૃણનો મેરૂ
મેરૂને કરે તૃણ
દુર્લભ દ્વારાવતી પતિ એવો
નામ અનામ વર્ણું...એ દુઃખ.

૪

રાગ બિભાસ

તું કહે એ અજાત અનામી
એ ત્રિભુવનપતિ અંતર્યામી
ધ્રુવ પદ
જાઉં શું ? ભેટ ઉલટી માગે
મમ દરિદ્ર એ ક્યાંથી ભાગે
વાત કરે તે, તે સર્વ રાંટી
હરિ ન તજે મનમાંથી આંટી...તું

શ્રવણુ સુણી સ્વામીની વાણી
રામા રહસ્ય ગઇ મન જાણી
સોચી જુઓ સ્વામી, મનમાંહી
જે અપરાધ કહો કયમ નાંહી...તું
દુઃખ અપરાધ વિના નવ હોએ
મનમાં પ્રકાશો જો કાંએ હોયે
પૂછે શું ! પૂરવ દત્ત એવું
જેવું લહિયે તેવું લેવું...તું
સ્વામી કૃષ્ણુ કૃપા દત્ત મોટું
કૃપા વિના પૂરવ દત્ત ખોટું
કૃષ્ણુ કૃપાથી નવનિધ થાય
કૃપા વિના સુખમાંથી રે જાય...તું
ભામા વાત કહી તેં ભારે
મન ક્રમ વચને કીધી આ રે
અન્ય વાત સાધનથી સુલભ
એહ કૃપા થાવી તે દુર્લભ...તું
ભેદ અભિમાન તજી જન થાઓ
ભક્તિ એક નિત્ય કૃષ્ણુને ગાઓ
દ્વૈત ભાવ તનમનથી જાશે
સદ્ય કૃપા દુર્લભ ત્યાં થાશે...તું

૫

રાગ બિભાસ

કૃષ્ણુ કૃપા કરશે એ સ્વામી
લહે અંતરની અંતરયામી
ધ્રુવ પદ
ભામાને ભાસી એ ભાવી
જ્યાં ત્યાં યાચી તાંદુલ લાવી

જીર્ણ વસ્ત્ર શુચિ કર્યું ધોઇ
તાંદુલ બાંધ્યા પટ કર મોઇ...કૃષ્ણ
ગ્રંથી એ ગ્રંથી ઘણી શી વાળી
આ લ્યો સ્વામી ભેટ રસાળી
કરી પ્રણીપત પાયે લાગી
જાઓ કહું એ હું નિરભાગી...કૃષ્ણ
જાવા મન ચાલે નહીં મારૂં
માનુની મન મોકલવા તારું
વાક્યવાદ કરી કાયર કીધો
મેં હુંકારો માની લીધો...કૃષ્ણ
સ્વામી સોચ ન કરવો કાં એ
કૃષ્ણ કૃપા કરી ગહશે બાંયે
એમ કહી પ્રેરી પંથે ચલાવ્યો
દુર્લભ દ્વારાવતીમાં આવ્યો...કૃષ્ણ

૬

રાગ સારંગ

આવ્યો સુદામો હરિની પોળે
દ્વારપાળ લાગ્યા ઠકઠોળે

ધ્રુવ પદ

પ્રીતે શું પાસે બોલાવ્યો
કવણનામ દ્વિજ, ક્યાંથી આવ્યો
વિપ્ર સુદામો નામ છે મારૂં
દરશણ અભિલાષા મનધારૂં...આવ્યો
શું કામ છે હરિ સાથે કહિયે
કહો તો માલુમ કરવા જઇયે
અંતરયામી વાણી વખાણે
શું મમ કામ એ મનમાં જાણે...આવ્યો

સર્વજ્ઞક શ્રીહરિ સર્વનો પ્રાણી
વિપ્રતિ વાત કહી તે શાણી
એમ અંતરમાં કીધો સુલભ
દેહધરી હરિ દરશણ દુર્લભ...આવ્યો

૭

રાગ સારંગ

હરિ સર્વજ્ઞક સમ્યક દ્વિજ જાણ્યો
સંત શાસ્ત્ર શ્રૃતિ એ વખાણ્યો
ધ્રુવ પદ
રહસ્ય વિશેષ વિબુધને ભાસે
જેમ આરાધે તેમ તેમ પાસે
પ્રેમ વિના પ્રગટ નવ થાએ
ગહન ગતિ વિરલે ઓળખાએ...હરિ
માલુમ નામ કરો જઈ મારૂં
કરૂં દરશણ તે પૂજ્ય તમારૂં
ક્ષણ વિલગો હરિ છે સુખમાંહી
વિપ્ર, સમય જાવાનો નાહીં...હરિ
દ્વારપાળ રાખ્યા કાં ચારી
હું હરિનો સાચો હિતકારી
કરનિવેદન કહી તે વાણી
દુર્લભ મિત્ર પુરાણો જાણી...હરિ

૮

રાગ સારંગ

પરસ્પર પ્રતિહાર વિચારે
વિપ્ર વચન સૌ મનમાં ધારે
ધ્રુવ પદ
કરો નિવેદન કહે તે વાણી
એ કહે વાત વિચારી શાણી

ચાલે હરિ સાનિધ્ય વિચારી
વિપ્ર વાત કહે બહુ ભારી...૫ર
મનન કરે મન વારે વારે
દ્વિજ કારજ કરવું સદ્ય મારે
છે સુખમાંહી તોયે માલુમ કરવું
પરમારથ હરિપ્રિય આચરવું...૫ર
ડચોઢીદાર દ્વાર રહી ભાખે
હે, હે દીનદયાળ, એમ આખે
કૃપાસિંધુ સંત સુખકારી
વિનતિ શ્રવણે સુણો હરિ મારી...૫ર
મમ અવિનય મન ધરવો નાંહી
કરો આજ્ઞા તો આવું માંહી
કર અર્પણ મમ સન્નિધ આવી
કૃપા કરી લીધો બોલાવી...૫ર
કરી પ્રણામ રહ્યો કર જોડી
વિશ્વ ભરણ સુણો વાત આ થોડી
દુર્લભ મિત્ર વધાઇ લાવ્યો
કહ્યા તે માલુમ કરવા આવ્યો...૫ર

૯

રાગ સોરઠ

શ્રી હરિ, વિપ્ર સુદામો આવ્યો
અનુચર અરજ કરે કર જોડી
પ્રતિહારે અટકાવ્યો

ધ્રુવ પદ

દુર્બળ દીન દર્ભનું કોપિણ
વસ્ત્ર નામ નહીં પાસે
ન ચ આહારી તપધારી સો દ્વિજ
મુનિવર સરખો ભાસે...શ્રી હરિ

પરમ સુશીલ સાધુની મુદ્રા
વાક્ય વદે દ્વિજ ભારી
હું છું મિત્ર હરિનો સાચો
હરિ મારો હિતકારી...શ્રી હરિ

દગ ગોચર જ્ઞાની સો આવે
ગર્વ વચન નવ ભાખે
નિર્મળ મન તન રજ ધન લાગી
કહો હરિને એમ ભાખે...શ્રી હરિ

સુણતામાં મન પ્રેમ પ્રબળ થયો
પદ અણવાણે પળિયા
મિત્ર પુરાણો છે અતિ દુર્લભ
હૃદય હૃદય ભીડી મળિયા...શ્રી હરિ

૧૦

રાગ સોરઠ

મળિયા મિત્ર પુરાણો જાણી
પ્રીતિ પરમ મન આણી
ધ્રુવ પદ
સ્થળ આ પુનીત કર્યું દ્વિજ વર તેં
હરિ બોલ્યા હેતે વાણી
વેદ પુરાણે દ્વિજ વૈષ્ણવની
પદ રજ શ્રેષ્ઠ વખાણી...મળિયા

અઘહરણ કરણ નિત્ય મંગળ
મનવાંછિત ફળ આપે
એ મહિમા માનું દ્વિજ વરનો
તાપ ત્રય તન નવ વ્યાપે...મળિયા
મન બહુ મોહ વિનોદ કરતાં
નિજ સ્થળ માંહી લાવ્યા

પ્રીતે શું પટ કુળના
પગમંડા પધરાવ્યા...મળિયા
વાજિંત્ર ઘોષ દુંદુભી ઘોષે
ગુણ ગાંધર્વ ગણ ગાએ
વૈષ્ણવ દ્વિજનું દરશણ દુર્લભ
હરિ હરખે મન માંહે...મળિયા

## ૧૧

### રાગ સોરઠ

હરખું દ્વિજ વર તવ મુખ નિહાળી
પ્રીત રીત તેં પાળી
ધ્રુવ પદ
હું ભૂલ્યો પણ તું નવ ભૂલ્યો
પ્રભુતા કરતાં લાજું
જ્યેષ્ઠ કનિષ્ઠ નહીં કંઈ તારે
તુંમાં ગૌરવ ઝાઝું...હરખું
વિસ્મય થઈ વનિતા વચ સુણતાં
દ્વિજ શું કરે બહુ માયા
મળતાં ગ્લાની ન આવી મનમાં
મલીન દિસંતિ કાયા...હરખું
હરિની હાંસી કરે કઈ રામા
એક એક ને ભાળી
હરિનો મિત્ર હરિ મય જો જો
કહે એ હસી દે તાળી...હરખું
રહસ્ય રામા જન મન કેરૂં
જાણી બોલ્યા વાણી
જે કરશે સેવા આ દ્વિજની
તેહ પ્રિયા છે રાણી...હરખું

ચાંપી ચરણુ રેણુ દ્વિજ વરની
હરિ હ્રદય શિર ધારે
દુર્લભ શ્રી હરિ શ્રીમુખ ભાખે
દ્વિજ રજ ભવ ભય તારે...હરખું

## ૧૨

### રાગ સોરઠ

રામા કરે સેવા વર સરખી
મનમાં હરખી હરખી

ધ્રુવ પદ

કે ચતુરાજન ચરણુ પલાંશે
કે રજ લઇ સિર ધારે
કે કરે પવન ગવન કે પૂછે
પ્રીતે વારે વારે
એમ કરે ઠિઠોળી નેણાં ઘોળી ઘોળી
થઇ ભોળી વચ આખે
હરિ શું હેત તમારે કયાંનું
ભો ભામા જન ભાખે
હરિ તોલે હરિ સરખા સાદૃશ્ય
હરિ કહે તમને ભાઇ
હરિ ના સમ, સાચું કહો અમને
તવ સંબંધ સગાઈ....રામા
સાંભળી વાત વધૂ જન કેરી
મન મા મામ છે લાધો
ઘણુંયે હું ગોધી ને લીધો
નિરર્થક ગોલા ગાધો....રામા

હરિયે રહસ્ય હૃદયમાં, જાણ્યું
શીખ વધૂને દીધી
દુર્લભ સુહૃદ સુહૃદ શું આણી
ગુહ્ય દ્વિજ વર શું કીધી....રામા

૧૩

રાગ સોરઠ

દ્વિજવર, તુમ સમ મમ પ્રિય નાહીં
મનન કરૂં મન માંહી

ધ્રુવ પદ

તુમસો મિત્ર પવિત્ર વિપ્રતન
વૈષ્ણવ અંગ અમાની
વૈષ્ણવની પદ રજનો મહિમા
ન લહે જ્ઞાની ધ્યાની....દ્વિજવર
સફળ ઘડી આ સફળ દિવસ થયો
મિત્ર તેં દરશણ દીધું
સ્નેહ ભર્યું આલિંગન દેતાં
મન તન પાવન કીધું....દ્વિજવર
આસન બેસ કરૂં હું આતિથ્ય
થયું મન ગમતું મારું
ધૂપ દીપ સમાપન હું કરૂં
લઉં ચરણોદક તારૂં....દ્વિજવર
તીરથ સર્વ સદા દ્વિજ ચરણે
જો વૈષ્ણવ દ્વિજ હોયે
જે ફળ તે ચરણોદક કેરૂં
તે તીરથ ગયે હોયે......દ્વિજવર
છે ઘર ક્ષેમ પ્રેમ વદ વાણી
બહુ દિવસે તું મળિયો
હરિ હરખ્યા હૈડામાં દુર્લભ
મિત્ર મનોરથ ફળિયો.....દ્વિજવર

૧૪

રાગ સોરઠ

કળિયો મિત્ર મનોરથ મનમાં
જણુવે નાંહીં સ્વપનમાં

ધ્રુવ પદ

તારા સમ છે સુદામા, તુજથી
મન મળવા બહુ મારૂં
પલ ઘડી પ્રહર દિવસ ગત રજની
મિત્ર તુંને ના વિસારૂં...કળિયો

સ્નેહી જનનો સમય સમાગમ
કૃપા કરી તું આવ્યો
મિત્ર તેં મામ ન રાખ્યું મનમાં
ભલો ભોજાઈ મન ભાવ્યો..કળિયો

મારા સમ, કહે મારે માટે
સ્નેહી સુખડી લાવ્યો
તું ભૂલ્યો ભાભી નવ ભૂલી
ન રહે ભાવ છુપાવ્યો...કળિયો

આ લે, સુખડી સમર્પી કરમાં
સુષ્ટિક પ્રાશન કીધી
અણિમા આદ્ય દેઈ મન માંહી
સંપત્તિ સઘળી દીધી...કળિયો

(પાઠ ફેર
તાંદુલ ગ્રંથી સમરપી હરિને
સુષ્ટિક પ્રાશન કીધી
અષ્ટ સિદ્ધિ નવ નિધિ ચહુંદિશ
મનમાં દ્વિજ ને દીધી)

અન્ન મિઠાઈ મેવાથી પર
માન, મિષ્ટતા ભારી
દુર્લભ એહ ભાવનું કારણ
ભાવતણી ગત ન્યારી...કળિયો

૧૫

રાગ સોરઠ

દ્વિજવર, જેવો ભાવ મન જેને
તેવી સિદ્ધ પામે સદ્ય તે તેને....દ્વિજ

ધ્રુવ પદ

સાચું કહું, શ્રવણ ધર, તુજને
ભાવ પુરસ્સર ભાખું
બ્રાહ્મણ, ભ્રાત, પરમ તું વૈષ્ણવ
તુંથી ભેદ ન રાખું......દ્વિજ

તત્ત્વ માંહી તત્ત્વાર્થ રહસ્ય જે
એ સર્વોપરી માનું
ગોપ્યમાં ગોપ્ય માન મન સાચું
તુંથી ન રાખું છાનું......દ્વિજ

એ મમ ઇષ્ટ વરિષ્ઠ વરિષ્ઠે
વંચક ને નવ કહેવું
સ્વપ્નમાં ભાષણ નવ કીજે
મૌન ધરીને રહેવું......દ્વિજ

ગુરૂ પ્રતાપ નિધિ સિદ્ધિ સદ્ય
હું આપું ત્યાં જાએ
સત્ય એ સત્ય વદું વચ દુર્લભ
ગુરૂ સંતોષણ થાએ......દ્વિજ

૧૬

રાગ સોરઠ

દ્વિજવર, ગુરૂ તોષણુ જો થાએ
પંચ અંગ ઇન્દ્રિય નિધિ સિધિ
સદ્ય મેલી નવ જાએ....દ્વિજવર

ધ્રુવ પદ

સ્વ સત્કર્મ તે શ્રમ તે સઘળું
દ્વિવજર મન લે જાણી
ગુરૂ આપે તે જ્ઞાન માનવું
અન્ય કુતુહલ વાણી....દ્વિજવર

ગુરૂ એક આદિ અનાદિ અખંડિત
એમ શિષ્ય મનમાં ધારે
વિજય વૈભવ ભવનો ભય નાંહી
ત્રિવિધ તાપથી તારે...દ્વિજવર

મેં આત્મા ગુરૂ ચરણે અર્પ્યો
રહસ્ય હ્રદયમા આણો
સર્વાત્મા સર્વધ્રક કહે મુજને
ગુરૂ પ્રતાપ એ જાણો...દ્વિજવર

નિષ્કર્ષ નિશ્ચયાત્મક મત એ મારો
તે તુજ આગળ ભાખ્યો
ગુરૂ અદ્વૈત દ્વૈત નહીં દુર્લભ
એમ અંતરમા રાખ્યો... દ્વિજવર

૧૭

રાગ સોરઠ

દ્વિજ, ગુરૂ એમ અંતરમાં રાખ્યો
મમ હિરદે હું ભાખ્યો...દ્વિજ

ધ્રુવ પદ

અરથ મનોરથ કામ કામના
જે જે મનમાં ધારૂં
તે તે સિદ્ધિ તણો ગુરૂ દાતા
કરે મન ગમતું મારૂં...દ્વિજ
વિશ્વ ભરણ વિશ્વેશ્વર સુજને
કહે વિશ્વનો પ્રાણી
એ સર્વ ગુરૂ કૃપાનો મહિમા
સત્ય સત્ય કહે વાણી...દ્વિજ
કુશ સ્થલી કંચન મણી મયી ભૂ
ગુરૂ કૃપાથી જાણો
સર્વથા ગુરૂ અર્પણનો મહિમા
મિત્ર હૃદયમાં આણો...દ્વિજ
ગુરૂ પત્નીએ પુત્ર યાચના કીધી
તેને તેવો દીધો
તે દિવસે ગુરૂ ચરણે દુર્લભ
આત્મા અર્પણ કીધો...દ્વિજ

(પાઠા ફેર પંક્તિઓ

દ્વિજવર, જે ગુરૂ ચરણ ઉપાસી
અણિમા અદ્ય ચતુર્વિધ મુક્ત થઇ
અચલ થઈ રહી દાસી...દ્વિજ
અરથ મનોરથ કામ કામના
જે જે મનમાં ધારે
તે તે ગુરૂ સચરાચર પૂરે
સકળ ભીતિથી તારે...દ્વિજ

× × ×

કુશસ્થલી કંચન મય ભૂમી
થઈ ગુરૂ કૃપા કટાક્ષે
સત્ય વચન સુદામા માને
ગુરૂ ગીતાની સાક્ષે...દ્વિજ)

## ૧૮

### રાગ સોરઠ

દ્વિજવર, આત્મા અર્પણ કીધો
વૈભવ ગુરૂ એ દીધો...દ્વિજ

શરણુ ચરણુ સેવા સમરણુ એ
એહ ઉપાસન ઇષ્ટ
રસના નામ રટણુ નિશી વાસર
એ મન માંહે વરિષ્ઠ...દ્વિજ

ગુરૂ પરમ પદ જે અન્ય મન ધારે
તે વૈષ્ણુવ નવ કરપણુ
અખંડાનંદ એક ગુરૂ જાણો
સર્વસ્વ કીજે અરપણુ...દ્વિજ

વેદ પુરાણુ સકળ મત મહાત્મ્ય
સાક્ષી સદા મુખ બોલે
ગુરૂ તે બ્રહ્મ કર્મનો ધ્વંસી
નહીં કોઈ ગુરૂને તોલે...દ્વિજ

ગુરૂ વંચક તે આત્માવંચક
ગુરૂ શું ન કરવી માયા
દુર્લભ દગ ગોચર ગુરૂ રમણી
શિષ્ય ન માને કાયા...દ્વિજ
(પાઠફેર શીશ નમાવે કાયા)

## ૧૯

(અથ શ્રીમદ્ ભાગવતે દશમ સ્કંધે ૮૦ અધ્યાયે શ્લોક ૩૨
પત્યે શ્રીમુખ શ્લોક)

સર્વે સત્કર્મણાં સાક્ષાત્ દ્વિજાતિરિહ સંભવઃ
આદ્યોગે યત્રાશ્રમીણાં અથાહમ્ જ્ઞાનદો ગુરુઃ ॥ ૧ ॥

નાન્યર્થે કોવિદ્ બ્રહ્મન્ વર્ણાશ્રમતામિહ
એ મયા ગુરુણાં વાચા તરેતયો ભવાર્ણવમ્ ॥ ૨ ॥
નાહમિજા પ્રજાતિભ્યાં તવ શૌચ શમેન ચ
તુષ્ટોયં સર્વભૂતાત્મા ગુરુ સુશ્રુષયા યથા ॥ ૩ ॥
અહો હે પુત્રકા યૂયમ્ અસ્મદર્થેતિ દુઃખિતા
આત્મા વૈ પ્રાણીનામ્યેષ્ટ સ્તનમનાત્મ્ય મતં પરા ॥ ૪ ॥
એતદેવ હિત શિષ્ય કર્તવ્યે નિષ્કૃતિ ગુરુ
યદ્ધ દ્વિશુદ્ધભાવેણ સર્વાત્મા અર્પણં કુરુ ॥ ૫ ॥

## ૨૦

### રાગ સોરઠ

સર્વ અર્થ ગુરૂ સેવાથી થાએ
સત્ય માન દ્વિજ રાજ

ધ્રુવ પદ

શિષ્ય આપણે બે એક ગુરુના
એક મંત્ર અધિકારી
માની મનન કરી જો મનમાં
ગુરુ સમ નહીં સુખકારી...સર્વ
મેં આત્મા અર્પ્યો સદ્ગુરુને
રિધિ સિદ્ધિ થઈ સર્વ સારે
તે સત્ય શિષ્ય સદા ગુરૂ ચરણે
જે તન મન ધન વારે...સર્વ
નિશ્પ્રપંચ પરાયણ વરતે
શિષ્ય સદા તે કહિયે
સ્વારથ મોહ કરે જે કપટે
તેને શિષ્ય ન કહિયે...સર્વ
મંત્ર મૂળ ગુરુ સુખ વાણી
પૂજા ચરણ એકતા એ

આત્મા ધ્યાન પ્રગટ લખ લોચન
મુક્ત ગુરૂ કૃપા એ...સર્વ
ગુરુ અદ્વૈત અખંડ મંડમાં
નિત્ય નિશ્ચયાત્મક જેને
સુણુ દ્વિજ વર દુર્લભ ગુરૂ ગમનું
ગુરુ લક્ષ્ય આપે તેને...સર્વ

## ૨૧

### રાગ સોરઠ

દ્વિજ વર, સમરણુ છે કે નાંહી
ભણુતા અવંતિ માંહી....દ્વિજ

ધ્રુવ પદ

શિષ્ય ત્રિભિર સાંદીપનીના આપણે
ગુહ્ય કરીયે ગુરુ ભાઈ
અન્ય સંબંધ સ્વપનની માયા
સાચી એહ સગાઈ....દ્વિજ

કરતાં કેલી કુતુહલ ક્રીડા
નાના વિધની ભારી
તે સમયે સ્મરણુ, દ્વિજ, કરતાં
ચક્ષુ ભરી આવે મારી....દ્વિજ

આજ્ઞા આપી ગુરુ પત્નીએ
સરપણુ લાવવા સારૂ
કૃપા કરીને ચરવણુ માટે
ચરપુટ બાંધ્યા ચારૂ....દ્વિજ

વનમાં ગયા ઘનઘોર થયું વન
મનને ભયાનક ભાસ્યું
કહ્યું બળદેવ પુકારી સુજને
કહેને કૌતક આ શું....દ્વિજ

ક્ષુધા વ્યથા થઇ જે વનમાં
'સાંભળે છે તે વેળા
ત્રણે ત્રણ દિશાથી દુર્લભ
થયા પ્રભાતે ભેળા. ..દ્વિજ

૨૨

રાગ સોરઠ

દ્વિજ વર, સમરણ છે તે વેળા
થયા પ્રભાતે ભેળા....દ્વિજ

ધ્રુવ પદ

જે જ્યાં તે ત્યાં રહ્યા રજની કૃશ
ભૂલ્યા વાટ ન લાધી
હો ભૂદેવ, સુખડી મેલી
તે તેં એકલાએ ખાધી....દ્વિજ

હે હે ભ્રાત ક્ષાત એમ કહીને
અમે એ સુખડી માગી
અચિન્ત્ય રીતે કહ્યો મેં દરિદ્રી
રીસ હૃદયમાં રાખી....દ્વિજ

તુંને વિસરી સઘ વાત, સુદામા,
મને વિસ્મરણ નવ થાએ
તે સંશય ભાંગ્યો તું મળતાં
સત્ય માન દ્વિજ રાયે ...દ્વિજ

ઘણા દિવસની ગુહ્ય હતી તે
ભય ભાભીએ ભાગી
દુર્લભ મિત્ર સમાગમ સુહૃદે

૨૩

રાગ કલ્યાણ

દ્વિજ વર કયમ માઠો મનમાંહી
તું સમ પ્રિય કો નાંહી....દ્વિજ
કર તું મોદ વિનોદ વિવિધ વિધ
કોણ કારણ અકળાયે
તારા સમ તું સાથે મનમાં
ભેદ ન રાખું કાંયે....દ્વિજ
જેમ બલ તેમ તું અચળ દ્વિજ રાયે
વામ દાંહે બે બાંએ
અંતર ઉદાસી દે તું મેલી
કેમ મનમાં મુરઝાએ....દ્વિજ
હે વહાલા, હે વીર, ધીર સુણ
શાને ઉદાસ થાએ
જે જે મનોરથ મનમાં દુર્લભ
તે તે પૂરણ થાએ....દ્વિજ

૨૪

રાગ કલ્યાણ

દ્વિજ વર, માન વચન મમ સાચું
સાચ વિના સર્વ કાચું...દ્વિજ
ધ્રુવ પદ
મેટ શોક અવિલોક ગુરૂ મતિ
એ તુજ પ્રત્યે યાચું
તારા સમ તું સમ કો નાંહી
તું નચવે ત્યમ નાચું....દ્વિજ
વાર વાર તારું મુખ ન્યાળી
હું હૈડામાં રાચું
એક તું મિત્ર વળી વૈષ્ણવ દ્વિજ
દરશણ દુર્લભ યાચું....દ્વિજ

૨૫

રાગ કાનડો

ગુરૂ સન્મુખ તે સુખ દ્વિજ રાયા
સકળ લોક સદ્‌ગુરુની માયા....ગુરૂ

ધ્રુવ પદ

ગુરૂ નિજ નામ રટણ નિશી વાસર
કલ્પવૃક્ષ વત ગુરૂની છાયા
શરણ ચરણ સેવન હિતકારી
સેવે તે ગુરૂમાંહી સમાયા....ગુરૂ

તન મન ધન ગુરૂ ચરણે અરપી
સંતતિ આદિ પશુ ભૃતજાયા
એ વિધ જે વરતે તે વૈષ્ણવ
સદ્ય સફલ દુર્લભ તે કાયા....ગુરૂ

૨૬

રાગ કાનડો

વૈષ્ણવ મહાવિષ્ણુ કહિયે
દરશણ કૃતારથ થઇયે....વૈષ્ણવ

ધ્રુવ પદ

પુનીત ધરા એ લોક પદ રજથી
સ્પર્શ થકી હરિમય થઈએ
સેવા સર્વ મનોરથ પૂરણ
સુખરિત વાક્ય મૂર્ધની વહિએ...વૈષ્ણવ

નિત્ય આતિથ્ય કરી તે જનનું
અશન શેષ ચરણોદક લઇયે
નિમિષ એક સંગ તજવો ન તેના
કરી અર્પણ સર્વ ચરણે રહિયે...વૈષ્ણવ

ગાન એ ધ્યાન મનન મન કરવું
એ અદ્વૈત એક એના છઇયે
દ્વિજ વર, તે વૈષ્ણવ તે દુર્લભ
દુર્લભ સુખદુઃખ દે તે સહિયે..વૈષ્ણવ

૨૭

રાગ બિહાગડો

દ્વિજ વર, ગુરુ કૃપા થઈ પૂરી
સર્વ વિધ નાંહી અધૂરી...દ્વિજ

ધ્રુવ પદ

મિત્ર વિલાપ હવો હેત સાચું
મનન કરૂં મન ભાઈ
રિધિ સિધિ નિધિ આદિ ઇન્દીરા વારૂં
એ તુચ્છ, નહીં અધિરાઈ...દ્વિજ
તુંથી પર ન દ્વિજ વર પ્રિય
સત્યે તારા સમ ખાઉં

આદ્ય કરી તે નિત્ય અરપતાં
આશંકુલ નહીં થાઉં...દ્વિજ
કૃપા સ્નેહ સદા સત્ય રાખે
તેને સુમિત્ર એ કહિયે
સંપત વિપત નેહ નવ તોડે
તે ઉત્તમ જન કહિયે...દ્વિજ

મનની વાત, મિત્ર, કહું તે માનો
આ સ્નેહ રાખ્યો તેં ઘાડો
દુર્લભ મિત્ર સમાગમ સાફલ
સફળ આજનો દાડો...દ્વિજ

૨૮

રાગ બિહાગડો

ઉઠ દ્વિજ રાય, સેજ સુખ કર રે
મુજ શું મનની વાત ઉચર રે...ઉઠ

ધ્રુવ પદ

કીધું મિત્ર મન માન્યું મારું
દિવસ ઘણે દરશણ થયું તારું
શ્રમિત થયો સર્વથા તું ભાઇ
મિત્રપણાની એ એકતાઇ...ઉઠ

શા માટે સંકોચ તું લાવે
હું છું ગુણી તું નિર્ગુણી કહાવે
દરશ પદારથ તારી માયા
નિત્ય વિલોક સફળ કર કાયા...ઉઠ

રખે જાણે કરી વાત કળાવે
આ વેળા આ ઓસર નાવે
મિત્ર માન સત્ય વાત એ મારી
પ્રિય મમ લાગે ગોઠ એક તારી...ઉઠ

દ્વિજ વર તારું દરશણ જોઇ
ચક્ષુ રહી મારી અણખોઈ
મમ શું રાખી દ્વિજ વર તેં પ્રીતિ
દુર્લભ ગુહ્ય કરતાં નિશી વીતિ...ઉઠ

૨૯

રાગ ભૈરવ

થયું પ્રભાત વાત સુણ વાણી
માગું સિખ સુણ સારંગપાણી...થયું

ધ્રુવ પદ

રહે મમ વીર આજનો હાડો
સ્નેહ સુદામા રાખ્યો ઘાડો
વારંવાર કહું એ તુજને
દે હરિ હેતપૂર્વક સિખ મુજને...થયું
તું કર જેમ તારું મન રાજી
મારે તું કહે તે સર્વ મન હાજી
રાખીશ પ્રેમ અધુના છે એવો
સુખદાતા ગુરૂ નિશદિન સેવો...થયું
તવ મન માંહી મિત્ર એમ આવે
લુખાં લાવણુ કરી કળાવે
એવું મન જાણીશમાં ભાઈ
પટલ મેટ એ અટલ સગાઈ...થયું
તુજ શું નવ અંતર મન મારે
માન કહું હું એ વારે વારે
મેં ગુહ્ય અંતરની આખી
તે દુર્લભ પરમાત્મા સાખી...થયું

## ૩૦

રાગ બિહાગડા

ક્ષણુ એક ઉભો રહેને દ્વિજવર
પુનઃ આલિંગન દેને

ધ્રુવ પદ

વારંવાર વિશેષે મુજને
મિત્ર હૃદયમાં ધરજે
ભલે આવ્યો ભાવ્યો મનમાં રે
પુનઃ પુનીત સ્થલ કરજે...ક્ષણુ
કરી પ્રણામ હરિ દ્વિજ હસિયા
એક એકનું મુખ ન્યાળી

મુખ નિશ્વાસ મસુંચી સુદામો
ચાલ્યો, જુએ નહીં વાળી ..ક્ષણુ.
મનન કરે મારગમાં જાતાં
એ પર દુઃખ નવ પ્રીછે
મણિમાણિક કંચન મય આલે
ઘણું ઘણાને ઇચ્છે...ક્ષણુ
ભલું એ થયું ભાખ્યો નહીં મુખથી
બોલી બોલ ન ખોયે
માગે માન ન રહેતું મારું
સિયાં સબળ વગોયે...ક્ષણુ
ઉલટી ભેટ સુખડી માગે
મિત્ર તણા ગુણ જોયા
એક દિવસ બાળક બે જમતાં
ગૃહના તાંદુલ ખોયા...ક્ષણુ
પરમારથ પંથને નવ પ્રીછે
હેત હોઠનું રે જોડે
હરિ લોભી દીઠા દૃગ દુર્લભ
કર મમ આગળ ઓડે...ક્ષણુ

## ૩૧

રાગ આશાગોડી

કર ઓડે કપટે બહુ જોડે
એની મન લહુણી માયા રે
લુબ્ધાં લાવણ્ કરી ફું કળાવ્યો
લજવ્યો લોકમાં કાયા રે

ધ્રુવ પદ

ચૂક્યો ભીખ ભમ્યો ભૂ ભારવા
ધ્રુવ વચ માની ધાયો રે

દ્વિજ દ્વિજવર દ્વિજ રાજ મિત્ર કહી
વચને વચને વાચ્યો રે...કર
સ્તુતિ નિંદા સમ સદા શું મને
નવરીઝે નવ ખીજે રે
એ લક્ષણ એમાં મેં દીઠું
આશ એની શી કીજે રે...કર
લખ્યું લખણ ધૂર્તમાં ધૂર્ત એ
વાચા શીતળ બોલે રે
એવો કો નજરે નવ દીઠો
એ આવે એ તોલે રે...કર
સ્વપને એ સાચું ન બોલે
સ્વયમ્‌ના સુખમાં આઘો રે
બંધ મુષ્ટિ એ બોલે બહુ મીઠો
સંશય દુર્લભ ભાગો રે...કર

## ૩૨

### રાગ ધનાશ્રી

સંશય ભાગ્યો સર્વથા મનનો
મિત્ર એ મનથી આઘો રે
ઠપ્પલ ગાળો ઢીઠ ઢીઠથી છે
છે તો એ મુજથી નાગો રે - સંશય

ધ્રુવ પદ

જિહ્‌વા લો લે કરી હું ઝુલાવ્યો
વાતો ના રસનો ઝુલો જી
વધૂની વાત શ્રવણ નવ ધરવી
હું પ્રથમ ભૂલ્યોજી ..સંશય
આ પુર અલૌકિક કોનું !
ઝગમગ જ્યોતિ પ્રકાશે જી

આંખ ફરી કે મારગ ભૂલ્યા
મુજને એવું ભાસે જી...સંશય
આ અચરજ સરખું શું ભાસે
પુરી દ્વારાવતી જેવી જી
તેની તે ન્યૂનાધિક નાંહી
સદ્રૂપ આ તે તેવી જી...સંશય
હે, હે નાથ હવે ક્યાં જાઉં
કોણ મમ મારગ ભાળે જી
મનમાં મગન મનન મન દુર્લભ
આ તે કોને આળે જી...સંશય

૩૩

આ પુર કોણે વાસ્યું નૂતન
વિસ્મય પામું જોઈ જી
ઘણું રે લેવાને લોભે મારી
મૂળ ઝૂંપડી ખોઈ જી

ધ્રુવ પદ

દરશણનું ફળ દીઠું નયણે
હું દુર્મતિ થઈ ધાયો જી
મારૂં મન જાવાનું નહોતું
સ્ત્રીએ કીધો કાયો જી...આ પુર
મિત્ર મારો જાણ્યો ને વેણ્યો
સ્ત્રી હઠ નવ મેલે જી
કાળી કદળી ફળ નવ લાગે
કાળજડી ને વેલે જી...આ પુર
ક્યાં ખોયું પુરમાં ઘર મારૂં
મિત્રે કર્યું મન ટાઢું જી
જેવો ગયો તેવો તેમ આવ્યો
શું સુહૃદ જણાવ્યું ગાઢું જી...આ પુર

ગોખે બેઠી બોલી ભામા
વાદ કરો કાં જૂઠો જી
દુર્લભ દ્વારાવતી પતિ પૂરણ
કૃપા કરીને ત્રુઠો જી...આ પુર

૩૪

રાગ સારંગ

ત્રૂઠો મિત્ર તમારો તમને
નિત્ય હું કહેતી જાઓ કે મને

ધ્રુવ પદ

કંચન ભૂમિ મણિમયી આપે
મોટા મિત્રપણું એમ પાળે
કાં ભડકો મન, ભુવન તમારું
થયું સફળ તમથી સર્વ મારૂં... ત્રૂઠો

આ હું તમારી તે નિજ રામા
હરિના સરખું રચ્યું હરિધામા
થયો સન્મુખ દ્વારાવતી વહાલો
વિભવ વિવિધ ગતિ નયણે ન્યાળો...ત્રૂઠો

હું કહેતી હરિને જઈ જાચો
એ છે શરણ નિભાવણ સાચો
તે મન થાતી બાત અલ સ્વામી
હરિ સરખો એ હરિ એક સ્વામી...ત્રૂઠો.

કૃષ્ણ કૃષ્ણ નિશી વાસર ભાખો
એ ચિંતન ચરણે નિત રાખો
દ્વારાવતી પતિ દુર્લભ મળિયો
મુષ્ટિક તાંદુલ લેતાં . ...

## ૩૫

### રાગ સારંગ

ઢળિયો મુષ્ટિક તાંદુલ લેતાં
વિલંબ ન થઇ રિધિ સિાધ દેતાં

ધ્રુવ પદ

મણિમયી ભૂમિ ઝરોખા જાળી
એ સર્વ રમણીય સ્થળ ભૂમિ વિશાળી
કોટ કાંગરે ઝગમગ હીરા
ધન તું ધન તું મારા વીરા...ઢળિયો

સાચો મિત્ર કર્યો સચરાચર
છત્રપતિ થયો દરિદ્રમાં વર
તું તમ પિતા મનોરથ દાતા
તું ગુરૂ ઈષ્ટ પિતા તું માતા...ઢળિયો

દ્વિજ વર તેં હું કર્યો દ્વિજ રાજ
તુજ વિણ કોણ નિભાવે લાજ
હું અવગુણ ભર્યો તો એ તારો
શરણ ચરણ તું નિભાવણ હારો..ઢળિયો

સ્તુતિ કરવા હું શકય નહીં તારી
તેં પત રાખી પૂરણ મારી
ગોખ તળે ગજ હૈહય શાળા
દ્વાર જૂથ બહુરંગી બાળા...ઢળિયો

દેખી વૈભવ હૈડામાં હરખું
મમ ગૃહ કીધું તારા સરખું
તું દુર્લભ જનનો સુખકારી
તું જાણે કે હરિ ગતિ મારી...ઢળિયો

૩૬

રાગ સારંગ

તું જાણે ગત તારી રે વાલા
તું ચરણ શરણ સુખકારી વાલા

ધ્રુવ પદ

મેં નિન્દા મારગમાં કીધી
થયો અપરાધ અમારો રે વાલા

માનો વિનતિ કરૂં કર જોડી
અવિનય ભર્યો તો એ તારો રે વાલા

તું સમરથ સાચો સુખદાતા
મેં મહી માનવ જાણ્યો રે વાલા

જ્યેષ્ઠ કનિષ્ઠ ને કયમ જાચું
એ મન સંશય આણ્યો રે વાલા

ગુણગ્રાહી અવગુણ મન ન આણે
વેદ વદે એમ વાણી રે વાલા

તું મારે તુલ નારી દેવા
અન્ય નહીં કહી જાણી રે વાલા

તવ કૃપા મમ પરમ થઈ
સમય સદા જે ગાએ રે વાલા

સત્ય સત્ય સત્ય સત્ય વચ ભાખું
સર્વ દરિદ્ર જાએ રે વાલા

પરમ કૃપાલ દયાલ દયાનિધિ
ન ગણો અવિનય મારો રે વાલા

તું દુર્લભ સુલભ થયો સાચો
એક આશરો તારો રે વાલા

૩૭

રાગ સોરઠ

આશરો તમારો રે મારે એક
તેં રાખી મમ ટેક

ધ્રુવ પદ

નિશી વાસર એક તુંહી તુહીં રે
તવ સમરણ તવ ધ્યાન
ગતિ મતિ મારી તું મચી રે
મારે નિત નૂતન તવ ગાન…આશરો.

માતાપિતા બંધુ ગુરુ તું
તૂંહી સહોદર શ્યામ
શરણ ચરણ હું તાહરે રે
મમ ધન તે તવ નામ…આશરો

મન કર્મ વચને વિનતી રે
તમ શું મારી એહ
પુરુષપણું મેં પરહર્યું રે
અરપી તુજને દેહ…આશરો

તું સમરથ સર્વશ્રી હરિ રે
તારી વાત વિચિત્ર
દુર્લભ ત્રિભુવનમાં મને
સત્ય સાચો કીધો મિત્ર…આશરો

× × ×

ઇતિ સુદામાચરિત્ર સમાપ્ત

# મોટો રાસ

## વેણુ ગીત

ભગવાન પિતા રાત્રિ શરદોત્ફુલ્લ મલ્લિકા ।
વિચક્ષણ્ં તુ મનશ્ચક્રે યોગમાયામુપાશ્રિત : ।૧

સખી શરદની રજની અજવાળી
લખી ચિત ચકિત થયું વનમાળી
વિવિધ વિવિધ વૃંદાવન ફૂલી રહ્યું
તેને જોઈ રમવાનું મન થયું
ફૂલ્યાં ચમેલી જુઇ મન બહેકે
ચંપા ચમેલી મરૂઓ મહેકે
જુખા માલતી વર શોભી કરણી
મહેકે કેતકી કેસર વરણી
સુષુમા સેવંત્રી ને ગુલાબ ઘણી
લતા કદમ દ્રુમ શોભા બણી
ફૂલી વસંતી ઉજ્જવલ ભારી
લતા લવંગ પ્રવાલની અતિ સારી
કમલ કુમોદિની વિકસ્યાં વિણ પાણી
તેની વર્ણવતા શી કેવાણી
ખટ રસ શોભા સઘળી વરણી
કરે પંખી કુતુહલ ધ્વનિ ઘણી
કોકિલ મોર પપૈઆ ચાતક બોલે
દાદુર હંસ અલિ ગળિયાં ડોલે
ઉંચા સ્વર ચકોર એ શુક તણા
બીજાં પંખી નાના વિધ ઘણાં
એવું અખંડ વૃંદાવન વિસ્તર્યું
ચિત ચક્રીવત રમવા કર્યું

દ્રુમ મળ્યાં રે નાના વિધ ભાતનાં
તે તો નવે નવેલી જાતનાં
પહેલી જોગમાયાને અનુસરી
પછી જગમાં વેણુ અધર ધરી
ઉડુ ઉદિત પૂરણ કળા કરી
ઉભા હેમ બાલુકામાં હરિ
પૂરણ ચંદ્ર કળાને જોઈને
વેણુ વાહીલિય મન મોહીને
સખી સુણતાં સુધ બુધ વિસરી
ભામા ભુવનથી નીસરી
કો એક ભૂલી આભૂષણ દેહનાં
એવાં ચરિત્ર નાનાવિધ નેહનાં
કો એક મંજન કરતી એમ ગઈ
ચરણા પહેર્યાં ને ચોળી ત્યાં રહી
કો એક ચાલી ગૌપદ સેલી
કો એક બાળ ધાવંતાં મેલી
કોણે અવળાં આભૂષણ ધાર્યાં
કોણે કરણ ફૂલ ચરણે સાર્યાં
કોણે વેણુ ગૂંથી સેંથી ભરી
કોણે આડ કુમકુમની કરી
કોણે નયણે કાજળ સારિયું
કોણે વિધ વિધ અંગ સઁવારીયું
કોણે નકફૂલી નાકે ધારી
કોણે અંગ ઓઢણી વિસારી
કોણે મેલ્યાં રડતાં બાળિ
કોણે કર શ્રૃંગારની થાળી
કોએક ભોજન કરતી એમ ગઈ
કોએક ગૌવાછરૂ અળગાં મેલી ગઈ

એમ વ્યાકુળ થઈ તન તારૂણી
જાણે કરૂં રે આપાન સહુ વારૂણી
તેને અંગ તણી સંજ્ઞા નાંહી
એમ મતવાળી મારગ માંહી
એમ ત્રિવિધ ત્રિવિધ ટોળે મળી
સખી સહુ વૃંદાવનમાં મળી
સુખ કળે કેલી કરતી લલી
ઉભી શોભે જેમ અનારકલી
જોયો સુંદર વર ન્યાળી ને
હસે એક એક ને ભાળી ને
પછી વૃંદાવન સુફ્લિત જોયું
તેણે તન મન મન્મથથી પ્રોયું
સહુ ઉભી શ્યામને ઘેરીને
બોલ્યા કૃષ્ણ ત્યાં કટાક્ષ કરીને
વનિતા, છે કહો કુશળ વ્રજ માંહી
સહુને આનંદ મંગળ ત્યાંહી
કહો શા કારણ આવી બાળા
આ વન માંહે કરતી ચાળા
કુલ સ્ત્રીઓ તણું ચિહ્ન નહીં આવું
તેને રજની વીતે ઘર જાવું
તમને જોતાં ફરશે તમેં નાઓ
જેમ આવી તેમ પાછી જાઓ
કુલ સ્ત્રી તણો એ ધરમ નહીં
પતિ મેલીને ન જાવું કયહીં
મૂક પંગુ અંધ બંધ પતિદેવ
એવો હોય તો એ કરવી સેવ
કુલ સ્ત્રીને જારપણું નથી સરજ્યું
તેને ઉપક્રમ સર્વ વેદે વરજ્યું

તમને વેદ લોક દેશે દોષ
તમને માતા પિતા કરશે શોચ
તમો અઘટ કીધું અહીં આવ્યાં
આ અર્ધ નિશા કોણે બોલાવ્યાં
તમો જાઓ ને ઘર સુંદરી
ભાવ જોવા એમ બોલ્યા હરિ
શિખ સુણીને એ ગતિ થઈ બાળા
મૂકે આંસુ લોચન વિશાળા
કુચ કુમકુમ આંસુથી ધોએ
કોઈ એક ઉંચા ગળે રોણાં રોયે
સોચે નયણાં મુખ નીચું ન્યાળી
ખણે ભૂ અંગો સાસું ભાળી
તન મનની લજજા પરહરી
ત્યાં બોલી સુશીલ વચ સુંદરી
અમો ભુવનમાં તમે ઘેલાં કર્યાં
શાને અમારાં મન હર્યાં
આવ્યાં સહોદર કંથ પરહરી
અમને આલિંગન ન દીજે હરિ
તન મનના તાપ નિવારિએ
આ બાંહ કંઠે પર ધારીએ
મન ક્રમ વચને તુંને વરી
તુજ આવેશે આ દેહ ધરી
વર આપ્યું આ રેણુ ગામની
તે વચને ચિત ધારે ભામિની '
હવે દોષ દેવો કોણ કારણે
અમો તન મન ધન કીધું વારણે

કુલવંતી તો તમને વરી
તે સત્ય સત વ્રત સુંદરી
તમો ગાન મધુરૂં શું કર્યું
તેણે પંખી પશુનું મન હર્યું
અમો ધર્મ સનાતન ચિત ધરી
તેવું જાણી તમને વરી
તમને જોઈ ચલિત થઈ હરણી
વર વરવા ઇચ્છે ચાંદણી
દેવપત્ની દેખી ને ગળે
એવી સ્ત્રી નહીં કો દીઠે નવ ચળે
તમને ઇચ્છે સ્વર્ગની સુંદરી
તો કવણ તપોવન વનચરી
રહી કમળા ચરણ કમળ ભજે
તે સંગ તમારો નવ તજે
અમો સત્ય પતિ તું સાચો કર્યો
તેણે પતિવ્રતાપણું નવહર્યો
એ પતિ કહો તે પતિ નાંહી
પતિ તું સત પતિ અંતર માંહી
તને જાણે તે સ્ત્રી સત્યપતિ ધારણી
તને નવ જાણે તે અવિચારિણી
અમો જારપણું નવ જાણીએ
આ સત પતિ તુંને વર વાણીએ
આ વ્રજથી આ વ્રજ ઉતરી
તુંને સતપતિ સાચો કરી
પ્રતિ ઉત્તર કરશો તેં પતિ કીધા
સર્વ સાક્ષ્યે કરી કરમાં દીધા
તેનો દોષ નહીં અમને હરિ
મન કર્મ વચને અમો નવ વરી

જેમ વાડી રક્ષણુ ને માળી
કૃષિકરણુ જેમ રાખ્યો હાળી.
જેમ હય શાળાના હે સાણી
તેને સાક્ષ્ય ભરે પૂરણુ વાણી.
કહો કોણુ પુરુષ થયો કોણુ નારી
એ ઇન્દ્રિય સુખ ગુણુવિકારી.
એ ગુણુ ને વિકારે બહેકાવ્યા
એ પુરુષ પ્રકૃતિની માયા
એવા વિષય ભાવને જાણે
તે દ્વૈત ભાવ દૂરી મન આણે.
એ ઉભયમાં સત્તા તારી
કોણુ પુરુષ કહો કોણુ નારી.
એમ મતંમતાંતર સર્વ બોલે
વિષયલુબ્ધ એ ગુણુ ડોલે
તેથી ગુણુત્રિભિર ત્રિવિધ તણા
તે વિસ્તારે વર ત્યાં ઘણા.
ગુણુ માયા તે મિથ્યા અંતે
તેને કેમ સાચું ધરિયે ચિત્તે.
જુઓ ઘૂમી વળી દૃષ્ટાંતે કરી
મિથ્યા એ ગુણુ માયા વિસ્તરી.
અમો સતપતિ એ કેમ કરીએ
સતવંતિ તો તમને વરીએ.
જ્યાં સુધી તું મનમાં નવ લેતાં
ત્યાં સુધી પતિ સાચો કરતાં.
ગુણુ માયા તે અમથી અળગી
પેલા વિકારી જનને વળગી.

અમો લોકલાજ માયા તજી
આત્મારામ જાણી તમને ભજી
અમો ઓળખીને વન આવિયાં
તે તો ભમીએ કેમ ભમાવિયાં
તમો આત્મારામ અમે જાણીએ
હવે અનુકંપા મન આણીએ
અમો વિણુ દામે દાસી થઈ
અંતર અતિ કઠણતા કયમ રહી
એમ બોલી વચન એક સુંદરી
એવું કુટિલ વચન શું કહો હરિ
એ સાંભળતાં કાળજું ફાટે
તન રહે તવ લાલચ માટે
કહો જાઓ પાછાં સહુ સુંદરી
એવું અઘટિત વચન નવ કહિયે હરિ
અમો દેહ ભાવને પરહરી
કયાં જઈએ કહો તમને વરી
અમો વન આવી અબળા રાતે
શું કરવું છે કોની વાતે
અમો નારી નથી બીવા વાળી
શું કરશે કુળની પર નારી
આ મહાવન માંહે આણી
હવે શિખ દ્યો તમે શું જાણી
એવું ડહાંપણ ઘરથી ન અનુસર્યું
શાને ગાંન કરી મન હર્યું
તમો જાઓ કહો તો એ નથી જાવું
કહેવું ન ઘટે તેથી આવું
એણી વાત તણો નાવે દાવો
સતવંતિના સતપતિ કહાવો

સતવંતિ પતિ શું નવ કોપે
તે પતિનું વચન નવ લોપે

તમો કળા અવકળા સર્વ પરહરિ
તેણે વિષમતા ન આવે હરિ

સતવંતિ વિષમતા કયમ આણે
બીજી વિચારી વાત શું જાણે

વળી બોલી અન્ય ત્રીજી બાળા
અરૂણ અતિ લોચન વિશાળા

કહેો તમે વેદ લોક દેશે દોષ
તે શું જાણે અબળાનો જોશ

કહો વેદ લોક શું જાણે
એ આયુષ અમારૂં શું ગણે

એ વેદ લોક અમને ગાશે
તેણે ગાન કરી પાવન થાશે

સત્ય સંગ વિના ક્યાં એ નાહીં
સત્ય શ્રૃતિ સ્મૃતિ એમ ગાહીં

એક બોલી નાર ચંચળ વાણી
તમો વેણુ અધર પર કેમ આણી

અમો ભુવન અમારામાં હતાં
ધ્વનિ સાંભળી ચિત્ત તુંમાં ખોતાં

હવે મેલો વાત વઢામણી
અમો વિવશ વિવશ કામણી

અમો ડગલું પાછું ન દેવાએ
તન મન ગળ્યું હરિ તુંમાંએ

એક પંચમી નાર એમ બોલી હસી
હવે અતિ કઠણતા તે કશી

તમો અવિનાશી એમ નવ ઘટે
આ સહુ અંતરમાં એમ રટે
તમો જોગેશ્વર સ્વર સ્વર સ્વામી
તે પૂરવપ્રેમે સહુ પામી
આ પ્રેમ પ્રેમદાનો જાણીએ
એ વિનતિ રુદેમાં આણીએ
એક છઠી અંગના ઉચરી
તે લોચન અતિ આંસુભરી
તે બોલી વચન અતિ પ્રેમ ભર્યાં
સુણી સહુ સહિયરનાં મન હર્યાં
રોમાંચ ભામિની ભાવ જુએ હરિ
એમ વચને વચને ગ્રાહ્ય કરી
એણે અંતર આણ્યું ધરવી જોયું
તેણે પ્રેમ કરી કલિમલ ધોયું
એક સખી સત્યમતિ આવી
તે ભ્રૂકુટી ભ્રૂ ભલી થરકાવી
એ ન ઘટે નાથ તમને કરવું
એ ક્ષોભ થકી છે ઉત્તમ મરવું
દેહ પ્રાણ તજે નહીં શું કરીએ
તને તજીને અમે ક્યાં જઈએ
ત્યાં અષ્ટમી સખી બોલી હરખી
સખી જુઓ ને નાથને સહુ નિરખી
એણે આ રૂપ ત્રિભંગી ધર્યું
આ સૌ જોતાજોતામાં કર્યું
એની રમણીયતા કો નવ જાણે
બ્રહ્માદિક ભૂલ્યા આ ટાણે
ત્યાં નવમી સખી એમ ઉચરી
સખી હમણાં હસી બોલે હરિ

એના નેણુ તણા ચાળા જોતાં
શું નિરખી રહો આંસુ લોતાં
એને હસવા કેરી ટેવ પડી
એને નથી રે કપટની ગાંસડી
એ જુએ છે સખી લાવણ્ય સહુ તણું
એને સ્રી મુખ જોવું ગમે છે ઘણું
સહુ સરખી મળી તે વાતે વળી
સખી તેવડી તેવડી તે વરી
એનો જોગ મળ્યો જોવા આવો
હવે સાંકડે હાથે સહુ નાવો
ત્યાં દશમી સખી બોલી શાણી
આણી મુરલિએ સહુ લલચાણી
તે સાંભળી સહુ વનમાં આવ્યાં
એનાં અંતરમાં સઘળાં ભાવ્યાં
તન મન પ્રાણ એણે હરી લીધું
જાણે છે દેહ પરાયણુ કીધું
મોટા તે જણાવે નહીં પહેલું
સ્રી જનનું ચિત્ત સદા ઘેલું
ડાહી કો સ્રી સરખું નાહીં
પણ સોચે નહીં અંતર માંહી
સત્પુરુષ તે સ્રી શું નવ મોહે
સજે ભૂષણુ તે ન પાની જોએ
સ્રીજનની બુદ્ધિ સદા એવી
સોચે છે અનુસરવી કેવી
ત્યાં એકાદશમી સ્રી ભાખી
સત્ય સત્ય કહ્યું બોલે સાખી
એ કાયર થયો બહુને જોઇ
હવે ઉલો અંતર તન પ્રોઈ

એણે જોયું જૂથ જુવતિ તણું
તેણે કાયરપણું લીધું ઘણું
નટ વેશ ધર્યો તેં શા માટે
રમશે અમ શું કોણ તમ સાટે.
દીન બંધુ દયા દિલ કીજીએ
સત્કાર આ જનને દીજીએ.
અમો રમવા રાસ આવ્યાં ચાહી
પૂરવ નેહ સંબંધ સગાઈ
મહારાજ મનોરથ પૂરીયે
સહુ અબળા ઉભી ઝુરીયે.
તમો પ્રાણ થકી પૂરણ વાલા
વન તેડી કયમ થાઓ વાલા.
અમો સર્વ તજી શરણે આવ્યાં
મહા ઢીઠ ધૂર્ત તાહરાં કાવ્યાં.
બોલી દ્વાદશમી સખી નિજ નેહાં
હું જાણું છું નાથ તણી એહાં
અંતર ગતની ગત એ જાણે
બહુ કાળે પામ્યો તન આણે.
આવે સઘળે રમવા સારૂ
જાઓ એમ કહી હરખે વારૂ
ભય ભુવન તજ્યાં હવે સૌ સાંસો
રખે માનુની મનમાં વિમાસો.
જો રમવાની સુરત ખરી
એની જોને કટાક્ષ છે નેહ ભરી
તન ભૂષણ નાના ભાત્યનાં
માંહી પુષ્પ નાના વિધ જાત્યનાં.
પગ નૂપુર ઘુઘરીનો ઘમકો
માંહે પેંજણીનો તીમર ઠમકો.

જો કટિ એ સોહાવી કાછની
રંગ નાના વિધ બહુ તાછની
ક્ષુદ્ર ઘંટિકા તે ઉર પર સોહે
પલવટ તણી શોભા જો હે
ગુંજ્યા મોતીની માળા ખળકે
ચારે પાસ તણી ચોળી ચળકે
નવ મણિની ઉર સ્થલ માળા
બીજાં પુષ્પ ધર્યાં અંગે બાળા
જુરવા મરૂઓ ચંપો ચમેલી
બીજી નાના વિધ તણી વેલી
શેવંત્રી ગુલાબ ને માલતી
બકુલ પુષ્પ તણી પરિમલ અતિ
કેસર સરસ ને કુમોદિની
ધરી માલ મદ તન ઉરની
બહેકે ઉર કુછ લટકે બાંહે
કુચે પહોંચી કનક કેરી ઝાંઈ
જડી આંગળી દશ હીરા વેઢ
ધરી મુરલી છિદ્ર પર અતિકૃશ
શ્રવણે કુંડળ અતિ ઝલકંતાં
જેમ મીન રવિ બિંબ ચળકતાં
ધરી વેણુ અધર પર વાર્યાં
સુઘડ વન મનમાં વર્યાં
એની આંખ અરૂણુ અટપટી
વક્ર ગતિ ભ્રૂ મળી ભ્રુકુટી
મધ્ય રેખા તિલક નગમદ ધરી
ફરતી કોર તે કેસરની કરી
મસ્તક ઉપર મુગટ મોરનો
એ વેશ વનિતા ચિત્તચોરનો

માંહી મોતી કણુ કેરી જાળી
એવે રમવા સધશો બાળી:
અણું કપટ મૌન ધર્યું વારૂ
એ આપણા સંગ રમવા સારૂ
સહુ સત્યવંતિ ને ક્રિયા કરશે
હમણા પૃથગ પૃથગ થઇ વરશે
એ પ્રથમ કરાવે છે સેવા
તે અનન્ય સુખ અદ્ભુત દેવા
એવાં નરમ વચન કહે સુંદરી
અમો લોકલાજ સહુ પરહરી
આ કામબાણુ અમને પીડે
સુખ થાયે જો નાથ રુદે ભીડે
કર અમ્બુજ કુચ પર ધારિએ
આ તનના તાપ નિવારિએ
થઇ ગ્રેહ વ્યાકુળ અલપલ ભાખે
નિર્લજ્જ થઇ લજ્જા નવ રાખે:
અતિ પ્રેમાવેશ આવ્યો જ્યારે
કુચ કુમકુમ રોળ્યાં આંસુ ધારે
ગળ્યાં અંગ તરૂણી -તન્મય થઇ
પ્રતિ ઉત્તરની સુધ નવ રહી
એવું અનન્યપણું સહુનું જાણી
હસીને બોલ્યા હરિ એ વાણી
તમો ભલે આવી ઘટતું કીધું
તમો અનન્ય ચિત્ત હું શું દીધું
તમો મોહ તણી સાંકળ કાપી
તમો મેલ્યા પતિ તે સત્ય પામી
તમો સત્ય ચિત્ત મુજને વરી
તમો લોક લાજ સર્વ પરહરી

તમે હું કારણ વનમાં આવ્યાં
તેણે અંતર અતિ મુજને ભાવ્યાં
માગો તે હું મનોરથ પૂરું
માગ્યામાં ન કરશો અધૂરું
હું સ્વતંત્ર વશ કોને ન થાઉં
વ્રજ વધૂ વેંચે તો વેંચાઉં
છું આત્મારામ તો તમ સારે
માગો, આ મુખ નહીં વારે વારે
એ સખિયો શું વિનતિ કરી
આવ્યા હેમ બાલુકામાં હરિ
જોતાં રમણ ભોમ સહુને ગમી
સહુ હરખી હરિ ચરણે નમી
વ્રેહ તન કામ વેરી કુલટા
તે બોલ બોલે છે ઉલટા
કોઇ એક રહી ચરણ પર શીશ મેલી
કોઈ એક ઉભી કર શું કર સેલી
એવું ચરિત્ર ચિહ્ન ચિત્તમાં ધર્યું
ત્યાં હરિ એ મન રમવા કર્યું
કો શું કરી કટાક્ષ કો પ્રેમતણી
કો એક સંતોષી નખ અંક આણી
કોને આલિંગન ચુંબન કર્યું
કોને કર સ્પર્શ કરી મન હર્યું
કોને કુચ મર્દન ગળે બાંહધરી
એમ માનુની કામ તૃપ્ત કરી
કોના મસ્તક ઉપર કર ધાર્યો
એમ વ્યથા વ્રેહ તન નિવાર્યો
કોને ચરણ તણે સ્પર્શ કરી
એમ કામિની વ્યથા સાગર તરી

એમ વિધ વિધ સંતોષી ગોપી
રહી સત્તા શું સત્તા રોપી
ઉડુરાજ શોભે જેમ ચાંદરણી
હરિ ઘેર્યા વધૂ નાના વરણી
એમ ઓને વિમાસણ એમ કીધું
નિજ કામ કરી મહાસુખ દીધું
તન અતિ મદ ગર્વ થયો એથી
હરિ અંતર્ધ્યાન થયા તેથી

× × ×

વેણુ ગીત સંપૂર્ણ

મોટો રાસ (ચાલુ)

જુગલ ગીત

અંતર્ધ્યાન થયા હરિ એથી
અતિ તન વ્યગ્ર વૃજ જનનાં તેથી
લીલ મણિ પર મંડલ કીધું
વર વાળીને મહાસુખ દીધું
જે વર આપ્યું તેં વશ હરિને
આ રજનીની શરત કરીને
માગો મનોરથ પૂરૂં મનનો
તાપ નિવારૂં તરૂણી તનનો
સ્ફુરિત વન કર્યું તમ માટે
જુઓ જોગમાયા રહી જડિત્ર ફાટે
આ બ્રહ્માંડ સૂક્ષ્મથી સૂક્ષ્મ
ભિન્ન રચ્યું તમ શું રમવા મમ
આ દષ્ટે કરી જુઓ વન કેવું
શા દૃષ્ટાંત અખંડિત વન જેવું

[1]સ્તબ્ધ ભોમ ગૌરવ જુથ ઝાલી
ચકિત થઈ જોતી સર્વ બાળી.
વન આ દેશ કેરી નિશાણી
લીલા વિવિધ વિવિધ સર્વ આણી.
કેરાણી જો કનકમાં વેલી
[1]સ્તબ્ધ ગૌરવની રચના સહેલી.
જડિત્ર જડાવ મણીમય ઓરી
વિવિધ મણીની કોરણ કોરી
અખંડ રાસ ઈહાં શું કીધો
વર વાળીને મહાવર દીધો.
ન્યૂન ન રાખી રમવા માંહી
પરમ સંકેત હેતથી ત્યાંહી
આલિંગન ચુંબન ભુજ ભીડે
વધૂ વર પામી વિધ વિધ ક્રીડે
આભુષણ ભૂષણ સોહાવ્યાં
જો એ ત્યમ અંતરિક્ષથી આવ્યાં.
સકળ સુગંધ કુસુમ બહુ વરસે
પ્રેમા પરમ મગન તન હરસે
પરસ પરસ હરખિત હસી બોલે
અખંડ નાથ આપણ સંગ ડોલે.
ભલે હું ભઈ ભૂતલમાં દેહી
શ્યામ પિયા ભયે પરમ સનેહી.
કિયો લલિત રાસ ભયોતાહિ પર
તબતે પુનર્ભયો તરૂણી વર
ચાહી રાસ અપર ઉન્મત્તા
તામેં નિજ હું પુરુષ કી સત્તા.
નિજ પર લીલા એક શું રાસી
તાપર હૈ પિયા પરમ વિલાસી.

---

૧ સ્તંભ (પાઠફેર)

કરત વિલાસ વિલાસિની સંગ
એ ચારૂ હી રહે સટ અંગ
શ્યામા શ્યામ લલિત રસ ગાવે
લલિતા વેશ તાહિ મેં આવે
અવધ અનુપુરવિયે એહી
અખંડ મંડ એ પરમ સનેહી
યાહિ તિહું પુર રાસ મેં આયે
ત્રિવિધ રાસ તાહિ તે કહાયે
શ્યામ આ દેહ સબહીં અરપી
દેખન આયે સત્તા સરૂપી
અખંડ રાસ કો ઘોષ હુલ્લાસા
દેખન આયે સંગ વિલાસા
ઉન્મત્તતા રહી ઉન માંહી
ભયો આવેશ વેશ કી ઝાંઇ
એહી આયે રાસ ભયો ત્યાં ફેરી
અખંડ પુરુષ એને જન ઘેરી
અંતર્ધ્યાન ભયો શો લાઇ
હીન તરૂણી કુરીત બતાઇ
વિકુલ ફિરત હૈ ત્રિયુત વ્રજ વારિ
રાસ કરત હે અવધ કી દુલારી
અવધ ભોગ દીન હી કો દીનો
તિન પર રાસ અખંડિત કીનો
યેહી લલકાર ઉઠયો બહુ ભારી
પુરુષ ભયો તન જે શ્રી દુલારી
ખબર નહીં વાહી કે તનકી
વધૂ સંગ ગળી બિન તનકી
ગુલ્મ લતા દ્રુમ વેલિ હેરે
શ્યામ શ્યામ ચકિત ભયે હેરે

× × ×

શ્રી જુગલ ગીત સમાપ્ત

## મોટો રાસ (ચાલુ)

### વ્રેહ ગીત (રાગ બિહાગ)

વિકલ થઈ હીંડે વ્રજ જોતી રે
કર અંબર લઈ આંખ લુતી રે
કો એક ધરણુ અંગ મેલે ઢળતાં રે
એને દયા નહીં મેલ્યાં ટળવળતાં રે
એણુ ઘરમાંથી ઘેલાં કીધાં રે
એણુ તેડીને તરછોડી દીધાં રે
એ તો ઘેર થકી છે ધુતારો રે
એવું જાણીયે તોયે તેનો નવ આરો રે
કો એક બાંહે સાહીને બેઠી કરે રે
કો એક આશ દઈને ઉર શું ધરે રે
કો એક કહે રે શ્યામ નિશ્ચે એ રે
કો એક કહે એ આપણું દઢ જુએ રે
કો એક કહે રે ભજોને સંસારે રે
કાંધે કામળી પણ નવ ધસાં રે
કો એક કહે રે ભજયો ઇ દોડયાં રાતે રે
એ તો જઇ શે શું એની જાતે રે
એ માટે પતિ ઘર પરહર્યાં રે
સત પતિ જાણીને એને વર્યાં રે
એણુ વાર્યાં વળગાડી મેલ્યાં રે
એણુ વલવલતાં વનમાં મેલ્યાં રે
એણુ પ્રીત કરી ને નાખી પાશ રે
અમો વિણુ દામે કીધી દાસ રે
કેમ નિર્દય કઠોર કપટી હુઓ રે
એ તો અંગ અંગથી છે જુઓ રે
એના વચને કાળજડાં કોર્યાં રે
એણુ વાંસળ ફરીએ વિણુ દોર્યાં રે

એણે શરમ શરણુની ભલી પાળી રે
એમ બોલે પરસ્પર સહુ બાળી રે
સખી એક એકની પડી કોટે રે
કો એક ચરણ રેણુ રજમાં લોટે રે
કો એક વિકલ થઈ વનમાં ડોલે રે
કો એક ઉભી તરૂવર શું બોલે રે
કો એક કહે રે તરૂવર એમ ઉચરે રે
એમ ઉત્તર પ્રતિ ઉત્તર કરે રે
કો એક કહે તુલસી કલ્યાણી રે
સાચું બોલો સંત વૃંદા રાણી રે
તું છે આત્મારામને પ્રિય ઘણી રે
આણી વાટે ગયો વધૂનો ધણી રે
તારી પત્ર મંજરી કેમ ફૂલી રે
થઈ ગલિત અંગ ડોલિયે ઝૂલી રે
આ જુઓ રે ચંપકી ચંબેલી રે
કયમ નવ કૂંપળ થઈ છે વેલી રે
તું તો રહી રે રોમાંચ અતિ તન ધારી રે
આણી વાટે ગયો સ્પર્શ તુજને કરી રે
તેણે સ્પર્શે ગાત્ર વિકળ તારૂં રે
એ ધૂર્તથી નથી કોઈ ધૂતારૂં રે
આ જો મદ થકી વિકસી રહી અંગે રે
એ તો કરના સ્પર્શના સંગે રે
આ જો વસંતિ માલતીના તોરા
એ તો સુગંધ તણા ઘોરા
એ તો અંગ અંગ અતિ વિલસી રહી
એને કર સ્પર્શ કીધો સહી
આ જો ગુલ્મલતા આવી લલી
જાણે ભુજ ભીડીને હમણાં મળી

આ જો નુત કદંબ કેરી ઝાંચે
જાણે ઉભા છત્ર કરી છાંયે
આ જો વિકલ ગુલાબ લસે કરણી
આ જો ધરી રે રોમાંચ રહી હરણી
આ જુઓ રે પંખી ઉચ્ચરતાં
જાણે ગોઠ પ્રાણપતિ શું કરતાં
તન તન્મય થઈને ફરે વનમાંહી
એને અવધિ જૂથ મળ્યું ત્યાંહી
આ સ્નેહ ગીત એણે ગાયું
તેણે પ્રેમ કરીને સર્વ વન છાયું
હવે બાલ ચરિત કરશે બાલી
' એવી ઉન્મત્ત નાર અવધ વાળી
આ ઉભય જૂથ મળીને 'રમશે
એવો પ્રેમ પ્રાણ પતિને ગમશે

---

મોટો રાસ (ચાલુ)

## બાલગીત

રાગ કાલેરો

જુવતિ જૂથ મળી સૌ પૂછે હવે હરિ કેમ રીઝે
બાળ ચરિત્ર તણી રસલીલા તે આપણુ સૌ કીજે
એક કૃષ્ણ થઇ રમવા બેઠી એક પૂતના થઇ આવી
લઇ ઉર પર સ્તન શું મુખ ભીડે પય પેયાં પધરાવી

એક પૂતના મેં મારી જો જો પરાક્રમ મારૂં
જે જે વિઘ્ન પડે વ્રજ માંહે તે તે સર્વ નિવારૂં
એક કહે હું શકટ થઈ છું બાંધો હરિની ઝોળી
એક શકટાસુર થઇને આવી એકે નાખ્યો રોળી

એક કહે મેં આ શકટાસુર માર્યો ગગન ચઢાવી
વ્રજ ઉપર આવે જો આસુર મારો વાંક કઢાવી
એક જશોદા થઇને હરિને લઇને બેઠી ખોળે
એક તરણાસુર થઇને આવી મુખથી પવન ઝકોળે

વસ્ત્ર તણું આચ્છાદન કરીને હરિ ઢાંકી દીધા
એ અવતાર ન પામ્યા ફરીને શત શત કટકા કીધા
એક જશોદા થઈને ઉભી લટકે મહી અવરોળી
એક કર સાહી અનુખળ બાંધ્યો કયમ તે કાંડી ગોળી

શાપતણું ત્યાં મોચન કીધું જમલાર્જુન કેરૂં
તેને અચળ અભય પદ દીધું વ્રજથી વિમુખ ન ફેરૂં

એક કૃષ્ણ થઈ કરે મૃદ ભક્ષણ એક જશોદા થઈ આવી
કરમાં કાળા એ ઉપલક્ષણ મુખ જોતાં બહેકાવી

એક કહે હું કૃષ્ણ થઈને ધેનુ ચારવા જાઉં
એક ઉઠે અંગતરંગ થઈને એક કહે હું હરિ થાઉં

એક ગોવાળ થઈ કહેવા લાગી આ ધેનુકાસુર આવ્યો
એક સાંભળતાં માં થઈ રાજી બબકારી બોલાવ્યો
ચરણ સાહી ચક્રીગત ફેર્યો છોડી ધરણ પછાડચો
મરતાં કૃષ્ણ કૃષ્ણ એમ રટે ભવસાગરથી કાઢયો

એક કહે હું કૃષ્ણ થઇને વાછરૂ લઇ વન જાઉં
એક કહે કો હરિને કહિને કાલિન્દી જલ પાઉં
એક કહે વૃક્ષથી વાછરડાં પડિયાં કેમ ઉઠાડું
એક કહે જો આણે ઘડિયાં હું કાલીને કાઢું

શ્યામ વસ્ત્રનો સર્પ કરીને એક લઈ ઉભી બાળી
બીશો મા મન દર્પ ધરીને આ જો નાથ્યો કાલી
એક કહે વછાસુરનો વધ આ હમણાં મેં કીધું
તે જોને નાવ્યા પર છાહ પદ સારૂપી દીધું

એક કહે હું કૃષ્ણ ખરે છું બળે બકાસુર માર્યો
જો બોલો હું ખરે હરિ છું આ અસુર મેં તાર્યો

એક કહે આ જુઓ અજાસુર માર્યો પરાક્રમ એ મારૂં
વ્રજ નિર્વિઘ્ન કરૂં સઘળી હું તરૂણી તાપ નિવારૂં
એક ચતુરા સન્મુખ થઈ આવી વત્સ હરણને માટે
રામા રમે તરંગ તન લાવી પ્રેમે શું ઉર ફાટે
એક કહે અધુના દાવાનલ મેં હેલામાં પીધો
એક કહે એવું બળ મારૂં ગૌ શિખ રક્ષણ કીધો
એક કહે કરવો લઇ કરમાં ચાલો ભોજન કીજે
ભરમા ભરમ પડયો છે ભરમાં પ્રસાદ કહો કયમ દીજે
એક કહે હસી કહે હું ને કૃષ્ણ મુનિ મૌન થઇ આવ્યા
જમના માંહે ન કરશો મજ્જન વસ્ત્ર કર લેવરાવ્યા
એક કહે મને કાં ગિરધારી આ ગોવર્ધન ધાર્યો
જે જે મુખ જપો વ્રજનારી સુરપતિ ધર્મ નિવાર્યો
એક કહે હું વસ્ત્ર હરિને કદમ ચઢું મુખ મોડી
સન્મુખ આવો ધ્યાન ધરીને મુજ સ્વામી કર જોડી
એક કહે વેણુ ગીત કરૂં સુને કદમ કહી બોલાવો
હમણાં તનના તાપ હરૂં સૌ હસતી હું પહેં આવો
એક કહે હું તે તે નટવર આવો રાસ રમાડું
લાડલી લીલા કરે અપર પર દે આલિંગન ગાઢું
શંખ ચૂડનો વેશ ધરીને એક ગોપી થઈ આવી
હે સખી હે સખી ટેર કરીને કપટે શું બોલાવી
છલ કરીને વધૂનો કર સાહ્યો હરણ રાસમાં કીધું
ધાયે કૃષ્ણ કહેતામાં દોડી મહી[1] મારીને લીધું
ભામા ભય કોનો નવ આણો નિશ્ચલ નિર્ભય ખેલે
કંઈક કૃષ્ણ થઈ કંઈક વખાણે હરિને નિમિષ ન મેલે
એક કહે આંખ વીંચામણી કેરી આવો લીલા કીજે
તમો છુપો હું લાવું ઘેરી પ્રેમ અનૂઠો પીજે
એક કહે હું જોગેશ્વરેશ્વર રે સર્વ જોગ મેં કીધો
લીલા મારી પરમ પરાત્પર મેં મારો રસ પીધો

---

૧ મણી

એક કહે કાં કરો કલ્પના લોચન આંસુ મેલો
અંતર લાગી એહ તલ્પના હું હરિ શું હસી ખેલો
જે જે ભાવ ધરો તે ભામા પૂરૂં પ્રેમ તમારો
સર્વ જૂથ મળો સૌ શ્યામા આવો શરણે મારે
હું તે કૃષ્ણ તરૂણીભૂષણ તનના તાપ નિવારૂં
આતુરને તજવું તે દૂષણ હું રમતાં નહીં હારૂં
કરો મંડળ કર જોડો જુવતિ હરિ આવે તે કીજે
તમો પ્રેમા સતિ હું જ પતિ જે રમતાં મન પસીજે
વિમસો મા બાલાકો રમતાં હું તજીને નહીં જાઉં
મન ક્રમ ધરો કહું તન માંહે રમીએ એ શો કોલ થાઉં
લાજ ગાળ એને નવ વળગી એ નિર્મોહી એવો
એની રમણી રામા અળગી તે અનુસરવો કેવો
ઘેર થકી ધૂતારો નવ જાણ્યો કહો શાને વન આવ્યાં
સંકલ્પના શાને મન આણી આપણ એનાં કહાવ્યાં
નિર્દય કઠણ કઠોર ઘણો છે એને ધ્યાને આવે
સંબંધ પૂર્વ સ્નેહ તણો છે જો અંતરમાં લાવે
એક કહે મને એવું ભાસે પ્રેમ પ્રગટ થાશે
નથી અળગો એ આપણ પાસે કેમ તજીને જાશે
એણે તજવાનું મન કીધું આપણે કેમ તજી શું
વપુ એ વધૂ અર્પણ સર્વ કીધું આવિર્ભાવ ભજી શું
અણ તેડયો આવે છે હમણાં આ અક્ષે દેખાડું
નથી અળગો એ છે આં એનો આંએ હેતુ જુએ છે ઘાડું
તરૂણી તન્મય થઇને બોલે લીન થઇને માંએ
એક તાળી મતવાળી ડોલે દુર્લભ લીલા ગાએ

---

બાળગીત સંપૂર્ણ

મોટો રાસ (ચાલુ)

## ગોપીગીત

ધર્યો આ વેશ તેં વ્રજમાં હરિ ગોપીજન વદે પ્રેમ શું કરી

જૈયે તો ત્યાં અતિ વ્રજ જન તે હસ્યાં જન્મ મરણુથી નિર્ભય કર્યાં
સેવતાં અનેક ભીતિ નહીં કશી પંચઅંગ એક હિરદે વસી
દૈન્ય વલ્લભ વાલા છો તમો તુજને એક લવ ન મેલીએ અમો
દરશણુ વિના દેહ કયમ રહે સ્રીની તલપના કાંત નવ લહે
તરૂણી તન વશ એહ આશરે અવર[1] શોધ્યા વિના થાશે ના સરે
મીન જલ તણી પ્રીત આપણી એમ પ્રાણુને વિણુ દેહ રહે પાપણી રે
અમર[2] આશે સેચ અંગ રે સુખમય શ્વાસ દે કંઠ સંગ રે
સુખ કલમ થયાં અતિ ઉદાસ રે સાધુ વધૂ કહે હવે તારી આશરે
સુહૃદ તું અતિ સુરતમાંય રે ગતિ મતિ રતિ તો શું અન્ય નાહીં રે
પ્રસીદ વ્રેહ વહાં દીનબંધુ રે કોને જઈ કહું કૃપા સિંધુ રે

અમો દાણુ વિણુ થઈ શુલ્ક દાસી રે
નાખી તે સહી હરિ પ્રેમ પાશી રે
નેહ અનુસરી વધ તું કાં કરે
દીન થઈ ખરીને દરશણુ વિણુ મરે
મારી તેં બકી વિઘ્ન સર્વ હર્યાં
વિષ જલ થકી વંચિત કર્યાં

નલ મરૂત વિદ્યોત રક્ષણુ કરી તજ મા ધૂર્ત પ્રાણુને હરી
વ્યાલ દૈત્યથી રાખ્યું વ્રજ સહુ સર્વ ભીતથી શું કહુ પ્રભુ
દયાસિંધુ તું દે આ આણુ રે કઠિન થાયે શું પીડ જાણુ રે
જઠર જશોદાને સંભવ્યો નહીં અર્ભક કહી માયે તેજ નવલ રે
અખિલ તું રાહી અંતરમાંહી નંદનો કદાપિ પુત્ર નાહી રે
ધર્મ કહી રહ્યો એ વાકય વાદ રે મુનિ એન લહ્યો એ વચ ઉપાદ રે
વિશ્વ સારથી ને ગુપ્ત પ્રગટ રે વિજોગે જીવવું એ વાત અઘટ રે
વિસ્ફુટ નવ થાયે વ્રજ ઉર રે તજે પ્રાણુ ને કાયા કઠિન પુર રે
ઉદિત થયો સત્ત્વ સત કુલે જુવતિ જન લહ્યો પ્રેમની ઓલે
ચરણુ સ્પર્શથી સંશયનો ભય નાહીં કાલક્રમથી કુંઠિત નવ થયો

---

૧ અધર (પાઠફેર)

૨ અધર, અવર, અપર

ચાર ખાણીમાં વિચિત્ર ભેદ રહ્યો વરણ વાણીમાં ભીત થઇ પચ્ચો
અમને શું કરે ચાર ખાણી શ્રવણે કોણ ધરે ચપલ વાણી
કામ કાયે પિયુ કાંત તું સદા કવણ ઉર ભીડે વેતિ ઉન્મદા
પાણી પંકજ શીશ ધાર રે અનંગ જવાલ દેહ દુઃખ નિવાર રે
પુંજ માહરા પર પુંજ મેલ રે કુંજ બાહેર હોય ખેલ રે
કર શું ગ્રહીને ઉર ભીડ રે કરૂણ વચન સરીને મેટ પીઠ રે
કયમ કરી કહે પ્રિયાના પ્રાણ રે દેહમાં દેહ અતિ કામ બાણ રે
કાયર કાયર રસ કાં થયો સંકેત માંહે નાસી કયાં ગયો
અમો તો ઘણીને તું એક રે તરૂણી આપણી શું થાયે અન્યે કરે
આતુરતા પ્રભુને અંતરમાં થઇ રીઝીયે સહુ પ્રગટથી સહી
ઘર ભય ધ્વંસ થયો અંગ માંહેથી કાંઇ એક સંશય રહ્યો આંહેથી
ઘેર વિરત કયમ કર અમો હિરદેનાં શું હિરદે દેઉં તમો
ધ્વંસ કાં કરે જોશ જાણ રે વિણમાસી મહેયે હવે મહેર આણ રે
જોશીલા અમો જોશ શું ભહે અંતરમાં તમો મિત્ર છો હરિ

નિજ જન થયા હવે નાવે મહેર રે
તલપતાં રહ્યાં તે શું છે વેર રે

ભજતાં આવને ભેદ કહ્યો હરિ રૂપ શાં બને કાં કરી કરી
તું સખા સદૈવ સાચો એહ રમણ નમત નવ ધાજો દેહ રે
હસત લસત તું મુખ દેખાડું રે કેમ ઉરનું આવી તાડું રે
પ્રાણ દેહના પાપ નવ રહ્યાં અચલ નેહે તારાં કર્યાં
આ સંકેતમાં શિઘ્ર આવરે દે તું ઘાડું શાંયે ઉર સોહાવ રે
તરણ અંકુરથી ચરણ દુખશે અમો સંગે નથી ઉર કોણ મૂકશે
પન્નગ ફણી જેવાં નરમ છે અતિ અંબુજ હવાં ન ઉપમા કશી
અરે અમો વિના કુચ કોણ રોપશે વૃથા સ્તના સ્તના એ તો કોપશે
કાયા કેમ રહે છે દીસે ખરી
ભજન નામે રહી હિયે દઢ કરી
મધુર વાકય તે તાહરાં અતિ એ શું લક્ષ રે વિંધી છે મતિ
બુદ્ધિ માનુની તુજ ને લહે ગણે પરમ એહ સર્વતન સહે

જુવતિ ઉર ધરીને જૂથે ગાયે રે તું વિના હરિક્ષણુ ન જાયે રે
એહ આસ શી દેહ હાણુ રે જુએ છે કશી સરી જાશે પ્રાણુ રે

વધારે જો કરીશ તો પડશે દેહ રે
આ વેશ તું ધરીશ તો પરમ સ્નેહ રે
મધુર અધર પાન શીઘ્ર સીંચ રે
કરતું દેહ દાન કે સુરત ખીંચ રે
સર્વ વિઘ્નથી હવે બચ્યાં ન લહે કાળ રે
અતિ પ્રેમમાં પચ્યાં કાં એની તાલ રે
કીર્તિ તાહરી થી અમૃત તું છે રે
મતિ માહરી જે કોઈ પૂછે તુચ્છ રે

કલિમલ સર્વ જાયે ત્રિવિધ તાપ રે મંગળ જય થાય ન રહે પાપ રે
અમૃત તું છે કહ્યું કવિ બ્રહ્માયે રે શેષ થયું અરચ્યું[1] દેવતાયે રે
તેણે નવ લહ્યું રમણુ તારૂં રે મોટાં મેવ ભૂ અમૃત બિચારૂં રે
નામ તમ તણું શ્રવણુ કરતાં રે સંગ એક ક્ષણુ ન દીસે તરતાં રે
નામ લોલી લોલી લળીને ગાયે રે પ્રેમ ઘોળી ઘોળી શ્રવણુ પાય રે
ઉન્મત્ત મદ આવે અંગમાંયે રે ઝુલી ઝુલી ઝુક લાયે નેણુમાંહે રે
ભૂરિદ ભાગ્યવંત તુજને ગાયે રે તવ કથામૃત પીયે ને પાયે રે
પ્રેમ હેતનું સંકેતમાંયે રે તરૂણી ના તન જાણે એહ ; રે
ક્ષેમ પ્રેમથી મંગળ સદા વિરહણી મથી અશુભ નહીં કદા
રહસ્ય જાણવું હૃદય માંહે રે ક્ષોભ નાણવું કપટ ક્યાંયે રે
કોમલ ચરણમાં તરણ ખૂંચશે ધરતા ધરણમાં કયમ તે રુચશે રે

એણે દુઃખે કરીને રતજે ગાય રે
જીવીયે મરીયે તે કહેવા માય રે
કલિ લતા અતિ આવે અંગ રે
પ્રાણુના પતિ તલપે ના સંગ રે
છલ કરી છાનું ક્યાં રહ્યા છે રે
નાવ્યો અદ્યપિ તે ક્યાં ગયો રે

---

૧ અરચ્યું

વનથી આવતો ત્યાં જોતો વેશ રે
ધ્યાન લાવતો તેને કુટિર કેશ રે
ગૌ રજે ભર્યું મુખ વિલોકતાં રે
તેથી મન હર્યું જોઉં હરખતાં રે
રીછીએ અમને આવ વીર રે
વિલસી વિનવે ન રહે ધીર રે
દિવસ ગત સમે ભુવન આવતો
વિણ દીઠે કેમ ગમે પ્રિય પ્રિયે ને ભાવતો રે
અમો એ અવલોકીએ અંતર માંય રે
આ તનમાં તોકીયે એ તું નાંય રે
અમો વિના ન રહે નિમેષ એક રે
કેમ તું પર હરે એ વિવેક રે
આ વેશ પલટયો આ વેશ ભિન્ન રે
સંશય મટયો અમો ધન્ય ધન્ય રે
કર ગ્રહણ કરીને મૂકીયે નહીં રે
આવે ઉર ભરી તે પ્રાણ કયમ રહે રે
અધીશ તું રમાડ આધીન હોયે રે
લાડલીમાં લાડ એહ માંયે નાચે રે
મંડલ મણિ જોડ જીવન ઉનમદા
નિપટ નેહમાં ત્રોડ અંગ છે સદા
અરચ્યાં છે અમો ચરણ કાંતનાં
આ વેશ છે તમો જાણો છો તેના
પ્રેમ મદ થયો પ્રિયા પ્રાણમાં
ધર્મ નવ રહ્યો સ્થિર ચરણ તરણમાં
સ્નેહે સંભવ્યો સુખ વિલાસ રે
અંગમાં ફળ્યો અતિહાસ રાસ રે
સુરત સુહૃદમાં બાંધી આશ રે
આ ચરિત્ર પ્રેમનાં તે શોક નાશ રે

અધર ચુંબતી વેણુ એહ રે
સૌ થકી અતિ તે સરસ નેહ રે
અધર મધુપાન તું એને કેમ પાએ રે
ધરે મુનિવર ધ્યાન સ્વપનમાંયે ન જાયે રે
અતિ લૂંટે છે રહસ્ય તે અમને સાલે રે
એના અટલ અચલ નેહ, ત્યાં શું ચાલે રે
અટણુ ઘણું કરીને ફરી ફરીને
થાકી સુંદરી હરિ હરિ કરીને
પુલન પેખતાં તો થા તો ભ્રમ રે
નથી નયણુ દેખતાં તે કોણુ કર્મ રે
પુલ મેલી બોલતાં જુગ જાતાં કરે
વેણુ ન બોલતાં તે વાત એક રે
અલકે મુખ છાયું દેખાડ નાથ રે
તન તો જડ થયું વિણુ પ્રેમ બાથ રે
આ ગીત સાંભળીને પંખી આવ્યાં રે
પડયાં છે ગળી તે ઉઠે નવ ઉઠાડયાં રે
આ પંખીની દયા તુંને નવ આવે રે
પર પસારી રહ્યાં તે ન હલાયે રે
હૃદય તેં હર્યું ગતિ મતિ ગઈ
આ ગાન કરૂં ને સુધ નવ રહી
ચિતવતાં થકો ચિત નવ આવે રે
વિકલ થઈ બકે હવે બકાવે રે

અચ્યુત તું બણે આવ્યાં જાણી રે ́આણે શ્રવણે સુણીયે વાણી રે
પતિ સુતા સુત શું હોડ છાંડી રે માતા પિતા કોણુ એ ભવની ભાંડી રે
ભુવન ભ્રાત એ ન હોય આપણાં રે ફરી ધરાવે દેહ અવધ તાપણાં રે
હવે હસી કરીને શું શઠ થાયે રે પ્રાણુને ડસીને અગન થાયે રે
રહસ્ય આપણું નથી તું જાણુંતો રે મોહ છે ઘણો મળીને આણુતો રે
ચાયે ધાયે રે પ્રભવે તાપ રે એમ ગાયે રે કરીયે આલાપ રે

પ્રેમ થકી ક્ષીણ ક્ષીણ થયું શરીર રે વ્રેહે તીક્ષ્ણ હારવ્યાં છે તીર રે
મરજી માનની મૂર્છાંગત ગત્ય તે જાએ યામિની ધાત્રા તું પ્રત્યે
વ્રેહ વ્યથાતુર આ વધૂને પીડ રે તું વિના ઉર કો ભીડ રે
પ્રિય સુશ્રુષા તે મૂર્ત હોયે રે એ વળી અહીં તે ગમતું નોય રે
પ્રેમ પ્રીતમાં વિષમતા કશી રે લોકરીતમાં હોય એહસી રે
શિઘ્ર થા હરિ વ્રજિન ટાળ રે વદે આ સુંદરી વચન પાળ રે
વ્રજ જનની નૌકા વિશ્વમાંય રે સ્મરણે જાયે શોક શ્રેય થાય રે
મંગળ મળી અતિ સોહાવે રે આ સમરે પતિ તું શિઘ્ર આવે રે
કૃપણ તું ન થા કૃપા આણ રે વધૂની વારે ધા દીન જાણ રે
ગૂઢ આપણ પ્રગટ થાય રે કહીયે શું ઘણું તું સહાય રે
મંડલ જોહનાં જોડી બાંહે રે પુર કો ઉપની આવી આંહે રે
અરપ્યું છે સદા અંગ ભેટ રે મગન રહી કદા વિજોગ મેટ રે
અતિ ઉછંગ લે રાય સુંદરી રે ધરણ તન ઢળે લાજ પરહરી રે
તન પ્રિયા આવેશે પ્રેમ ઉલટયો રે અંગમાં પ્રવેશ સર્વ ભય મટયો રે
વિલજ થઈ ખરીને વદે આ નાર રે પદ પંકજ હરિ કુચ કંઠ ધારે રે
ઘૂમે સુંદરી તે પ્રેમ શું ઘણી રે સખી સખી કરીને ટેરે તારૂણી રે
પ્રેમદા સમીપ પ્રગટ થાય રે મંડળ પર દીપ બાંહે સાહે રે

વિલસી રહ્યાં શરીર ક્યાં છે કૃષ્ણ રે
કાંક રહેવે ધીર કરશું સ્પર્શ રે
દેહને તજી ન જાયે પ્રાણ રે અવધ છે હજી શું થાયે શાણ રે
તન અવધ વિના અધુના નવ પડે રે
કરીયે મનન માંહે જીવ નવ જડે રે
તજીએ જેને હરિને એમ લખિયે રે
થોડી થોડી કરીને સંગ મેલિયે રે
છોડર્યાં ન છૂટીયે પ્રેમ શું કળી રે
પ્રગટ લુંટીયે લોચન શું લળી રે
હાસ રાસની અમો હારે આવળી રે
વિલાસ રાસની વિલાસણી મળી રે

ચરણ ચુંબિને કંઠે દૃઢ ધર્યું રે લલિચે લુંબિને તન વારણે કર્યું રે
કોટી જુગ સમાન નિમિષ જાયે રે અધર મધુપાનકાં નવ પાયે રે
ધાઓ પ્રાણ નાથ પ્રાણ જાએ રે કરી સકળમાં સાથ સાહે થાયે રે
સુંદર બાંહડલિ ને કંઠ ધાર રે આવી રમતું ઘડી એક દુઃખ નિવાર રે
અંતર એકતા ન એમ છૂટશે રે તારની સગાઇ કેમ ટૂટશે રે

સમસ્યા ધરે સુહૃદ નામની રે

પ્રગટ આંહી કરે વાત ધામની રે

બહુ વધૂ અમો અવધે ઉતર્યાં રે રૂડું જુઓ તમો શું કરીયે વર્યાં રે
અવધ શી કરી આવતો આંહી રે તે વાત વિસરી તે બોલ્યા શું ત્યાંહી રે
ચિત્ત ચાહના હતી તારે ઘણી રે પરસ્પર હતી તે પૂછશો ઘણી રે
ત્યાં તમો અમો એક અંગ રે આકરો ગમ્યો કોણ એઢંગ રે
વચન વિસર્યું તો વાત નવ બણી રે તે એ ચિત્ત ધર્યું તો પાળશે ઘણી રે
પ્રગટ થાઓ ને પતિ હું ધામનારે પૂરો લાવોને વચન કામના રે
અવધ બાહરી ને અમો અનંત રે તરૂણી હરી ન ધરિયે ચિત્ત રે
હે હે કંથ હે સમર્યા કરી રે ન્યાળ પંથ તે હૃદય ત્યાં ધરી રે
કરો આ વેશ વધૂને પાસ રે દીધું વચન ત્યારે પૂરો તે આશ રે
અંતર લે ઘણી મિત્રતા હરી રે એકતંત્ર તું ઘણી તરૂણીતા હરી રે

અટલ અંતર માંહે પ્રેમ પેખિએ રે

અતિશય સુખ થાયે આ આંખે દેખિએ રે

અખંડ મંડમાં તો હું પશુમાં વરે

અમને તેડ ત્યાં કે તું અહાં આવ રે

કલ્પિ યે તાહ રે વિજોગ ઘણું રે

અલ્પિ એ અણુ તલ્પિ એ ઘણું રે

તરૂણી ધામથી તારે ઉતરી રે તારા કામથી તેજ શું તરી રે
કર સંભાળ ક્ષણ કાલ જાયે રે ક્ષણક્ષણમાં ક્ષીણ દેહ થાયે રે
દહન તન કરે કામ એહ રે ચિત્ત તું નવ ધરે ચતુરિ નેહ રે
ગોપી ગીતથી તીવ્ર થઇ રતિ રે પૂર્ણ પ્રીતથી પ્રગટ થયો પતિ રે

લોગ્ય ભાવના ભામિની તણી રે

અચલ ચાવના પૂરીએધણી રે

પ્રેમે પ્રગટયા તરૂણીમાંય રે આ સંશય મટયા સાહી બાંય રે
અમને વિલાસનીનું પૂર આશ રે
નિજ નિવાસનું પરમ રાસ રે
તું વિલાસણીનું અંગ રે પ્રાણ રાશીનું સુખ તે સંગ રે

× ×

ગોપી ગીત સમાપ્ત

મોટો રાસ (ચાલુ)

રાસનો છંદ

વધૂ વદન અવિલોકતાં તન કુલિલતા સઘળી ગઇ
જાણે પ્રાણ અધુના આવ્યો તન મન સાથે બેઠી સહુ થઇ
ઉતારી અંબર અંગનાં આસન રચ્યું શુભ મહાસતિ
કરે ચરિત્ર પર સંગનાં સનમાની પધરાવ્યો પતિ
કોઇક ચુંબે ચરણ પંકજ કઇક કુચ ઉપર ધરે
કઈક દષ્ટ શું દષ્ટ બાંધી ચરિત્ર એ ચપલા કરે
કઇક ભ્રુકુટી વક્ર કરીને અધર દંશે શું ડસે
કઇક ઉભી ક્રોધ કરીને કઇક છિજ કટિ કર ઘસે
કઇક સુખ પરદે એ પટકુળ કઈક બાહ કંઠે ધરે
કઇક નયણે પુલ ન મેલે કઇક આંસુડે ભરે
કઈક અંગ રોમાંચ કરીને કઇક દાસી કે હસે
કઇક મલપળ ભજ્યા ઠોરે કઇક ઉભી કર ગ્રસે
કરણ રંધ્રે કઇક સૌનાં વચન મધુરાં સાંભળી
કો ચક્તિ થઈ ચિત્ર ગતિ કો વિચિત્ર થઇને મળી
ચરિત્ર જોયું ચતુરાતણું આસનથી ઉઠયા હસ્યા
મન મનાવ્યું પ્રિયાતણું પ્રેમાને પૂરણ મન વસ્યા
એક તંત્ર થઇ સૌ અંતરમાંહી મિત્રતા અનન્યં કરી
એક હરિ વહાલા ગોપિકા ગયા હેમ બાલુકામાં હરિ
સરસ સર્વ સુગંધ લીધે મંદ વાયુ વીંઝતા
એક ભ્રમર શોભે કુંજ કીધે કુંજ તરૂ વેલી લતા

ઉદિત તેજ અખંડ ઉડુ ત્યાં બિંબ છાયા નવ કહીં
મોતીને તેજ અખંડ લીલા રાસની શોભા અહીં
નટવેશ કીધો નાર જોતાં રાસની શોભા બણી
પાલટયા તનપ્રેમ પોતાં પુનિત થઇ પ્રેમદા ઘણી
નખ શિખ રૂપ નિહારતાં ઉલ્લાસ મનમાં થયો ઘણો
એક એક ને ભાળતાં હસી રૂપ જોગેશ્વર તણો
રમઝોળ નૂપુરી ઘુઘરી કટિ કાછની શોભે ઘણી
પરવટિ ક્ષુદ્ર ઘટિકા તે વાજે રણઝણ રણઝણી
વેજંતિ વનમાલ મુક્તા ત્રિભિર ઉર પર લવકતિ
નિરખે નયણુ વિશાલ બાલા જડિત્ર ચોકી ચળકતી
નવમણી માળ અતિ બણી ફરતી તે કંઠે આવલી
પ્રભુની ઘણી શોભા બની તે જોવા લાગી બાવલી
વેલ લટકે કે ઉર બાંધે અરૂણુ અધર વેણુધરી
નકવેલ નેણુ વિશાળ ભ્રકુટી ખોર કેસરની કરી
મૃગમદ રેખા મધ્યબિંદી શ્રવણે કુંડળ લટકતાં
પ્રતિબિંબ ગંડસ્થલ બની મુખ દશન શોભે મલકતાં
કુટિલ કેશ કપોલ મંડિત મુકુટ શોભા મન વસી
આ વેશ નટવર વપુ ધર્યો એક ચંદ્રિકા પ્રતિ એક શશી
ત્રિવિધ રાસ વિલાસ ન્યારો જેમ અનુભવ તેમ ઘણો
અપર હાસ્ય વિલાસનીનું વર્ણવીએ વ્રજ વધૂતણો
અપર અદ્ભુત અવધ્ય મંડલ અખંડ લીલા અનુસરી
ત્રિવિધ વિવિધ એ જૂથ જુવતિ એકએકથી પર કરી
હેલાં માંહે એક વેલાં એક છંદ ત્રિઉ ઉતરે
જુજુઆં નાંહી, નાંહી ભેળાં ત્રિવિધ તાતા થેઈ કરે
સુરત નાથ શું સુરત બાંધી રૂપણી નયણે હરે

× × ×

રાસનો છંદ સમાપ્ત

(મોટો રાસ ચાલુ)

રાસ

રાગ કાનડો

ગરવી થઈ કીધો હરિ અંતર રચ્યો રસ રાસ વિલાસ નિરંતર...ગરવી

અંતરધ્યાન વાકય થયું એથી અડશું વ્રજ વધૂને એથી
જેમ અવધિ વધૂ તે વિધ કીધી વાકય વાદે વધૂ ઓળખી
લીધી...ગરવી

વિશ્વાસ જાએ વિધિ અણજાણી વસ્તુ અગોચર વિદિત વખાણી
વાકયવાદ વધૂજનને કરાવી તે તે મંડળ માંહે ઠરાવી

મુકુટ મણીમય ભોમ અખંડિત વેલી લતા ગુલ્મ દ્રુમ મંડિત
કમલ કુમોદની વિકસી અસંખ્યા અન્ય કુસુમ તણી નહીં સંખ્યા

ઉડુ અખંડ ઉદિત મોહિયે કુમ કુમ અવલેપ્યો સોહિયે
વાદન ઘોષ અખંડ પ્રમાણો નૃત્ય નાદ અખંડિત જાણો...ગરવી

અખંડ કુસુદ મોદ અનલ ન આવે
અખંડ સુગંધ સંમોહન લાવે
એ અવિલોકી રમવા મન કીધું
અવધ વધૂજનને સુખ દીધું

વસ્ત્રહરણ કરીને વર દીધો સકળ મનોરથ સફળ કીધો
અહ્યાં કુસુદ તમ અખંડ મંડલ અચ્યુત અદ્‌ભુત અખંડિત એ સ્થલ

દ્રુમાવલિ ગુલ્મ લતા કલાસ્પદિ
પદ્માવલિ સિતિ કર પ્રસન્ના
ચરાચર સર્વમખંડ મંડલિ
લીલા વિલાસે વહિતા નિજાંગના

ચંદ્રોહ ખંડ પૃથ્વી પ્રખંડ વારાંગનિ સર્વાણિ તથા વિધાનં
સંગીત નૃત્ય વિષુ વિલાસ ગીતં યદિ વિલાસી પ્રતિ સદ્યં વિલાસ
સ્વકીયં મંડલં દૃષ્ટ્વા શુભ લક્ષણ સંયુતં
આવિર્ભાવ સમાચુક્તો મંડલે મંડલાધિપ

એ વધૂજન શું રાસ એમ કીધો વર વાળીને અભય વર દીધો
ન્યૂન ન રહ્યું વધૂને રમતાં કેલી કલા કુતૂહલ રમતાં
વધૂ અધુના વિધવિધ રસ ક્રીડે
ચુંબિત આલિંગન ઉર ભીડે
અધુના નાથ અવધ તેં પાળી
વદન વિલોકી વિકલ ગત બાળી
આભૂષણુ ભૂષણુ સોહાવ્યાં અદૃશ્ય અંતરિક્ષથી પહેરાવ્યાં
પ્રેમાપ્રેમ મગન થઈ નિરખે અવલોકી તોકી મન હરખે
મનક્રમ વચન પરાયણુ બોલે વધૂ લલિત ત્રિભંગી સંગ ડોલે
ભલે ભામિની ભૂતલ દેહધારી અવસર આપ્યો જુગલ બિહારી
સર્વ અંગનાં અંતર અવલોકી ત્રિવિધત્રિવિધ વિધ વધૂ વચ તોકી
જેમ સમઝી તેમ તેમ સમઝાવી ગર્વિત થઈ મનમાંહી ભમાવી
ત્યાં તેવો જ્યાં જેવું લાવણ્ય એને આવડે સઘળી આવણુ
ત્યાં તેવે રૂપે થઈ રમિયો સર્વ અંગના શું સ્નેહી નમિયો
રાસ અખંડ મંડથી ન્યારો ત્રિવિધ વધૂથી ભિન્ન વિચારો
અખંડ વધૂ અખંડ વર પામી એવું તંત્ર અંતરમાં સ્વામી
ઉઠી તંતૂકાર રાસમાં ત્યાંહે આવ્યો અખંડ પુરુષ વ્રજ માંહે
શ્યામ પુરુષ અનુભવ ઘર આવ્યો સર્વ ભામિની સંગે લાવ્યો
લલિત થયો અવધ ઘર વાસી તારૂણી તારતણી ગતિ ભાસી
નિજ પુરુષ અખંડમાં ખેલે લાલી શ્યામ મંડળ રસ રેલે
વિલાસી રાસ રસિકની માંહે સત્ય માત્ર એ આવ્યો આંહે
વિલરચો વિલાસનીને સંગે લીધે લક્ષ્ય વિલક્ષ્ય લક્ષ્યને કીધે
પંચ રાસ એ અપર અભંગા
ખંડ ત્રિભિર સોહી ભૂમી ભંગા
એક એકની સત્તા એક માંહે
જેમ દેહની દર્પણુ છાંહે
આવિર્ભાવ તારો ત્યમ થાશે
રમણુ વિલાસ વિલાસમાં થાશે

વ્રજપતિ અનુભવ ઘર વાસી
ત્રિભિર રાસ એ ભોમના રાસી
અખંડ શ્યામ લલિત નિજ એ
આત્માબિંબ જેમ આરત માંહે
એમ સત્તા સત્તામાં સમાણી
લલિત રાસમાં વિલાસણી આણી
એહ વિધિ કો વિરલા કળશે
જે જેમાં તે તેમાં ભમશે
તે તેને તે અંગે સોહાવે
તે વિરતિ મતિ ગતિ તલપાવે
અંતર્ધ્યાન થયો એમ જાણી
જેને અનુભવી અનુભવ વાણી
પ્રેમ પ્રીત વિરાત્ય ન ભાસે
નિકટ નહીં નહીં દૂર ન પાસે

સાખી

અનુ અવધ્ય રહી વ્રજ હુ મેં વે વ્રજ હું મેં અખંડ
શ્યામ અનુ આદિ લલિત નિજ હું અખંડ મંડ
લીલા શ્યામ ઘર હું રમ લલિત હું રાસ વિલાસ
પ્રથગ પ્રથગ ગુપત પ્રગટ એક તંત્ર યહ રાસ
અધર વેણુ વ્રજ પુરુષે ધારી સુણી વ્યાકુળ થઈ વ્રજનારી
પુરા પૂરવ પતિ તે જાણી તેની અવધ સુણી તે જાણી

વાચપેચ અનુપુરસે કીધું
ત્રિવિધ વધૂ જનનું મન લીધું
સુણી સર્વ એક એકની વાણી
તે તે જૂથ થઈ ઘર જાણી
અનુ એ અનુભવ વધૂનો વિચારી
તે ત્યમ કામ વ્યથાથી તારી

અવધ અખંડ તણી છાયા લાવ્યો
અખંડ પુરુષ નિશ્ચે ત્યાં આવ્યો
અખંડ તણી સત્તા જ્યાં વરતી
વ્યામોહન વધૂજનને કરતી
એમ એક એકમાં સત્તા આવી
મંડળ મણી વિલાસણી કહાવી
જેમ જેમ અનુભવે તેમ તેમ વરસે
દુર્લભ મંડલ પ્રત્યક્ષ દરસે
સદ્ગુરૂ સત્ય કટાક્ષે સુલભ
દેહધરી ને એ રસ દુર્લભ
આપણે પ્રિયની પ્રિયા કહાવી
વધૂજનને વાત વિચારી આવી
અંતરધ્યાન આપણે સહુ થઇએ
શિઘ્ર વિલંબન સંજ્ઞા કહિએ
એક સમસ્યા અનેકે જાણી
અનુભવી અવધિ તે કહે વાણી
તેહ સમસ્યા અવલોકી જહાં તન
પ્રેમ પ્રીત ત્યાંહાં ઘણું ધન
તેહ તણો તાંતો બંધાણો
રખે અવતાર વિકાર કો જાણો
દુર્લભ દેહ ત્યાંહાંની લહિયે
ગતિ મતિ રતિ પતિ દુર્લભ કહિયે

× × ×

મોટો રાસ સંપૂર્ણ

# રાસ પંચાધ્યાયી

(મોટા રાસનું બૃહદ્ સ્વરૂપ, શ્રીમદ્ ભાગવતના દશમસ્કંધના આધારે પાંચ અધ્યાયનું નિરૂપણ દુર્લભે કર્યું છે. પંચાધ્યાયી મૂળ ભાવ પ્રદર્શિત કરતા શ્લોકોના આધારે રચાયલી છે. કેટલીક પંક્તિ-

ઓનું મોટા રાસમાંથી પુનરાવર્તન થયું છે પણ શબ્દક્રમમાં ફેર છે.)

ભગવાન પિતા રાત્રિ શરદોત્ફુલ્લ મલ્લિકા ।
વિક્ષરં તુ મનશ્ચક્રે યોગમાયા સુપાસિતઃ ॥
ભગવાન પિતા રાત્રિજ્ઞેયં ઉદ્યોત મલ્લિકેયં
ઈક્ષિત રમવાનું મન કરતાં
ચક્રીવત ચિત ચંચલ ધરતાં
જોગમાયા ત્યાં આસીત કીધી
કરી આહ્વાહન સંગે લીધી

બ્રહ્માદિક જપથી શું રુઢ કંદર્પ દર્પે થયો મન મૂઢ
મંડળ મંડન શ્રીપતિ ગોપી કૃત કામ વિજય રમણી ઓપી
રમે આત્મારામ રમણ એવો મનમથને મથન કરે તેવો
સ્વતંત્ર પરતંત્ર હવો એહ અન્યથા કુતુહલ તે વરી દેહ
શૃંગાર કથા વિખ્યાત કરી જે વર વધૂને દીધો હરિ
આર્તા અબળા વ્રજ સીધી વરા મનવાંછિત ફળમયીએ ધરા
મમ આજ્ઞા એહ શિઘ્ર જાઓ આ વાક્ય વિલાસ તમે નાઓ
એ વર દીધો પુરાહરિ જોગમાયા તે અર્થે અનુસરી
કહું તે માયા કહેશો કોઇ જેને જોગપુરુષ વશ થયો જોઈ
ઈ જોગ નિંદ્રા એ સૂતો જ્યારે નાના વિધ સૃષ્ટિ થઈ ત્યારે

યોગ નિદ્રામ્ યદા વિષ્ણુર્જગદે ક્ષર્ણવી કૃતે
આસ્તીર્ય શેષમભજત્ કલ્પાન્તે ભગવાન પ્રભુઃ

આકર્ષી માયા તેં આણી તેથી રમણી હરિ નવ જાણી
તે માયા આચ્છાદન કરી વધૂજન વિતરિત તે વિસ્તરી
તે ઉર્ધ્વ વત વનમાં રાખી
તે વાત સ્મૃતિ શાસ્ત્ર મુખે ભાખી
તે કુમ કુમ દિશ પ્રત પ્રત ધરી
સર્વ જન જન અક્ષે સંચરી

તેણે આ બ્રહ્માંડ રચ્યું રમવા ત્રયતાપ તરૂણી તન શમવા
ત્રય આવરણ ત્રિવિધ ત્રિવિધ મંડ રચ્યું વીશ કોશનું એ ખંડ

તેમાં ત્રય આવરણુ જુજવાં તે પૃથક પૃથક લવલીન હવાં
પ્રદિષ્ટ થયાં તે ઉડુરાજે રચી રમણુ એ લોપી નહીં લાજે

તતઃ ઉડુરાજ કકુલૈઃ કરૈર્મુખં
પ્રિયા વિલપનં અરુણેન શત મેં ।
રાચ રસાણિનામ્ ઉદગ્રાચ્છુચોહરાં
પ્રિય પ્રિયાયા ઈવ વિધે દર્શનમ્ ॥

ઉડુરાજે દિશા સહુ અજવાળી તેણે ત્રિવિધ ત્રિવિધ ભૂમિ ભાળી
કરે કિરણુ શું ક્રીડા વિનોદે હરિજન હરિ મળવાને મોહે
સખી શરદની રજની અજવાળી લખિ ચિત્રચકિત થયું વનમાળી
વિવિધ વિવિધ વૃંદાવન ફૂલી રહ્યું તેને જોઈ રમવાનું મન થયું
અનુરક્તા શકતરકંત અતિ ગત એ કાળે મળે સતિ ને પતિ
જાણે કુમકુમ અવલેપ્યું અંગે ઉડુ ઉદિત થયો એ હવે રંગે
નવનીત નિશાનો એ ઈંદુ અતિ પ્રેમ સુધાહ તણો સિંધુ
સ્થિર થઈને હરિને અવલોકે અતિ પ્રેમ પુરા અંતર લોકે
ત્રણુ આવરણુ લીન છબ ભોમ બણી જેમ વહાલું હેમ નેનીલમણી
એ ત્રિભિર રમણુ ભૂમી મંડ વન સુકુત મણી ઉડુ અખંડ
એ દગ ગોચર વન થયું જ્યારે રમવા મન ચંચલ થયું ત્યારે
એ વન દગગોચર કરતાં હવાં વેલિ દ્રુમાદ્ય દઈ અથવા

દષ્ટ્વા કુમોદં તમ ખંડ મંડલં
રમાનનાલં નવ કુંકુમારુણું ।
વનં ચતત્ કોમલ ગોભિરંતં
જગૌ કલં વામ દશા મનોહરં ॥

દષ્ટ્વા કુમોદિની અખંડ તરૂ ગુલ્મ લતા વેલિ મંડ
વન ફૂલ્યું વિવિધ વિવિધ શોભા જેને જોતાં મન પામે લોભા
ફૂલ્યાં કુમુદ કુમોદિની વિણુપાણી ઉડુ તરૂણી તણી ગતિ એ જાણી
ચંબેલી વેલી મલ્લિકા આદિ વિકસી સર્વલતા
ગુલાબ વસંતિ અતિ ફૂલી શેવંત્રી સુગંધે બહુ મૂલી
એ લવંગ પ્રવાલ લતા લહેકે અતિ સુગંધ સમોહ કેસર મહેકે

વળી બકુલ ચંપકી ને કરણી ફૂલી કેતકી કેસર વરણી
શતપત્રિ માલતી ને કનલી અન્ય ગુલ્મ તરૂ રહ્યાં નીતલલી
એ આદ્ય હઇને બહુ કુસુમ અચલ અખંડ વિકસ્યું ભોમ
એવું વન અખંડ જોયું હરિ પુરા અવધ અધર વેણુ ધરી
કોકિલ મોર પપૈઆ ચાતક બોલે દાદુર હંસ અલિ ગલિઆં ડોલે
ઊંચા સ્વર ચકોર એ શુક તણા બીજાં પંખી નાનાવિધ ઘણાં
એવું અખંડ વૃંદાવન વિસ્તર્યું ચિત ચક્રીવત રમવા કર્યું
એવું વન અખંડ જોયું હરિ પુરા અવધ અધર વેણુ ધરી
અલિકુળ વ્યાકુળ કોકિલકીર સુણી સ્તંભિત થયું યમુનાનું નીર
મોહ્યાં હંસ ચકોર મયુર એહ ચંપકરિથર રિથર ચંચલ દેહ
કરે પંખી કુતુહલ ઋતુ તણી ખટરસ શોભા અદ્ભુત બણી
ચરાચર સર્વ મોહિત થયું સર્વજનનું મન હરી લીધું
તરૂણી ઉર પ્રેમ અતિફૂલી સર્વ ભેદ અભેદ પણે ભૂલી
અબળા આકર્ષી આ રીતે મન હરી લીધું હરિને ગીતે

નિષમ્ય ગીતં તદનંગ વર્ધનં
વ્રજસ્ત્રિયઃ કૃષ્ણ ગૃહીત માનસા ।
આજગ્મુરન્યોન્ય મલક્ષિતો ભાગ
સંચંત્ર કાંતો જવ લોલ કુંડલા ।।

એ નિશમ ગીત હરિએ ગાયું મનોભવ ઉદ્ભવ મન ધાયું
આકર્ષ્યું મન મોરલીમાં રે અનુભવ સ્મરણ વપુ થયું ત્યારે
અન્યોઅન્ય પ્રેમ પ્રિયે જાણે એ અવાદ્ય વચન અંતર આણે
અવધિ જનને અવધિ મન જાણી એ અનેક એક તત્ર આણી
પહેલી જોગમાયા અનુસરી પછી જગમાં વેણુ અધર ધરી
ઉડુ ઉદિત પૂરણ કળા કરી ઊભા હેમ બાલુકામાં હરિ
પૂરણ ચંદ્ર કળાને જોઈને વેણુ વાહી લિધાં મન મોહિને
સખી સુણતાં સુધબુધ વિસરી ભામા ભુવન ભુવનથી નીસરી
સખી સુણતાં અતિ વ્યાકુળ થઈ તનમનની સુધ જો નવ રહી
શું સ્નેહી શ્યામે કૃપા સર્વકળી સુણી અંગ અંગથી ગઈ એ ગળી

સખી કામધામ તજ્યાં ચમકી શું સ્નેહી અહીં આવ્યો દમકી
ચિત્રગત થઈ ચિતમાં ચપળા ગઈ નેક વધૂ વન એક કળા
અતિ ચંચળ થઈ સતપતિ જાણી તતક્ષણ ગઈ વન મન બંધાણી
જવ લોલે કુંડળ અતિ મલકે જેમ મીન રવિ કિરણે ચમકે
સ્નેહી તન સુધબુધ નવ રહી ત્રેહ તપ્ત કામે વ્યાકુળ થઈ
અતિ -અંગ વિશે થયો ફૂલી સતિ વિલજ થઈ ગઈ સુધ ભૂલી

દુહન્ત્યપિ યયુ કાશ્ચિદોહં
હિત્વા સમુત્સુકાં પયોધિ
શ્રી સંયાવ મનુદ્ધારયાં પરાયયુ

કો દોહતિ ગૌને તજી ફળી આત્મારામ આરામે ભજી
ચિતની એ વૃત્તિ પ્રિયે ત્યાં પ્રોઈ તતક્ષણ ત્રિગુણ ત્રયથી ધોઈ
પ્રિયા પ્રેમ શિઘ્ર સિદ્ધિ પામી હરિ ઓળખિયો અંતરયામી
કોણે પય મેલ્યાં કઢતાં બાળી કોને કર શ્રૃંગાર તણી થાળી
કોઈ આભૂષણ અંગે ભૂલી પ્રિય પ્રેમાવેશ થયો ફૂલી
અતિ ચરિત્ર ચપળ કરતી અબળા એ પ્રેમપ્રવાહ તણી કળા
કો ગઈ માનુની મંજન કરતી ચરણો ચોળી વિષમ ધરતી
કો બાળક પેયંતાં મેલી હરિ પરમ પુરાહ તણો એલી
કોને અવળાં આભૂષણ અંગે મન હર્યું ચાલી હરિને સંગે
ઉન્મત્ત થઈ મન નવ રહે વાર્યાં કોણે કર્ણ ફૂલ કર પર ધાર્યાં
કોણે વેણ ગૂંથી સેંથી ભરી કોણે આડ કુમકુમની કરી
કોણે માંગ ભરી ઉલટી ભામા ચિત્ત ચિત્ર ગતિ થઈ સૌ શ્યામા
કોણે એક આંખે અંજન કીધું એમ વિહ્વલ થઈ મન હરી લીધું
નકફૂલી કોણે કર્ણે પહેરી ત્રેહ વાસ કર શિએો ત્યમ ઘેરી
ગયાં અંગ અંગ અંગનાં ગળી ભોજન કરતી પ્રેમા પળી
એ ચરિત્ર ચતુરાનાં અવળાં તે પ્રેમ થકી શોભ્યાં સવળાં
આભૂષણ દૂષણ દે તેવાં નૃપ પ્રેમ તણાં લક્ષણ એવાં
એમ વ્યાકુળ થઈ તન તારૂણી મહાપાન કર્યું એમ વારૂણી
મન મત વાળી બાળી ડોલે અબળા જન મુખ અલપલ બોલે

મળી વિવિધ વિવિધ પ્રકારની વિલાસ અખંડ એ તારની
વધૂ ત્રિવિધ ત્રિવિધ જૂથે મળી શોભે પંક્તિ દીપે અનાર કળી
હેતે હરિ જોયા અવલોકી સત સૂરત અંતરમાં તોકી
પછી વૃંદાવન વધૂજન નિરખું મનોરથ અર્થે મન હરખ્યું

અંતર્ગ્રહ ગતા કાશ્ચિત્
ગોપાલ બંધ વિનિર્ગમા
કૃષ્ણ તદ્ ભાવના યુક્તા
દધ્યુન્મિલિત લોચના

અંતર ગ્રેહ ગત કો રહી રામા તદ્ગત તલ્લીન થઈ ભામા
દધ્યું ઉન્મિલિત લોચન કરતી અતિ ધૈર્ય ધ્યાન હરિનું ધરતી
પામી સતગુણ મયી દેહ સર્વોપરી પ્રથમ થઈ તેહ
થઈ કૃષ્ણ ધ્યાનથી ઉન્મત્તા સ્તુતિ કરતાં ગઈ તેની સત્તા
ત્વમ્ પરમાત્મા અંતર્યામી તું સુરત નાથ સાચો સ્વામી
તવ નામે બંધન ક્ષીણ થાએ તું ભક્ત ભજે કેમ બંધાએ
હરિ, બંધ વિમોક્ષણ તવ નામ કહે સંત સમીપ સદા શ્યામ
એહ વાકય પુરા જન વાણી કરે અંગી કૃત અંગના જાણી
એ સ્તુતિ કરવામાં સંગ ગઈ તે ગુણ બંધન તન મોક્ષ થઈ
પુરા દેહ પામી તે પ્રેમા નૃપ, એ હરિ ભક્તિ તણી સીમા
જો ભક્તિ રહસ્યનો રસ જાણી નૃપ રખે મનમાં સંશય આણી
આશંકા એહ કરૂં તુજને તું જ્ઞાનાભાવ કરીશ મુજને
એવાં વચન ઉપેક્ષિત નવ કહીએ નૃપ હરિ અન્યથા કર્તું નવ લહિએ
નૃપ હરિ સમરથ શકય સર્વ કરવા આવે સર્વ વધૂજન ઉદ્ધરવા
આ વેશ થયો વધૂને અર્થે નર દેહ ધરી એ સામર્થે
હરિ વધૂ અવધિ એ પૂરવ લહિયે નૃપ જાર બુધે ત્યાં કેમ કહિયે
નવ કર્મ પાશ બંધન જનને ગુણ લોગ એ ભુક્ત ગુણી જનને
વિરહા રતિ પ્રેમ અતિ ધરતી નિર્ગુણા મય તન એ અનુસરતી
સત્તામય દેહ સકળ શ્યામા એકાત્મ ભાવ રમે એ ભામા

તમેવ પરમાત્માનં જારબુધ્યાપિ સંગતા ।
જહુ ર્ગુણમયં દેહં સદ્ય ક્ષીણ બંધના ॥

નૃપ, પરસ્પર વદે એમ બાળી હસે એક પરમ વિધ તે તાળી
અમંગળ મંગળ ગત થયાં ઉભય શુભ અશુભ એઉ ભેગાં થયાં
એ ધ્યાન સંગે એમ ઈ કીધાં એણે અપનાવી સંગે લીધાં
એણે ત્રિવિધ તાપ તનથી ટાળ્યો મહા ભક્તિ રહસ્ય રસ એ ભાળ્યો
અમંગળ મંગળ ક્ષીણ એ પ્રેમે મહા નિશીર્ણ[1] ભક્ત થઇ એહ નીમે
અચ્યુત પ્રાપ્તિ થઈ ગ્રેહ ધ્યાને એહ ધર્મ સુધિ જન બુધ માને
ગ્રેહ પુરા મન છે શ્રેષ્ઠ એ રહસ્ય ન જાણે કેમ નેષ્ટ
દુઃસહ વિરહાનલ પ્રબળ અતિ તે પ્રભવે હરિ શું થઈ એક રતિ
ગતિ મતિ પતિ આ એક વિધિ કરી અંગીકૃત આધી લીધી
એ વધૂજન સહુ લાવણ્ય જાણી પરીક્ષિત શું બોલ્યા વાણી

કૃષ્ણં વિદુઃ પરમ કાન્તં ન તુ બ્રહ્મ તયા મુને
ગુણ પ્રવાહો પરમ તાસાં ગુણ ધિયાં કથમ્ ॥

ન ચ કૃષ્ણ વિદુ માને કાન્ત ન તુ બ્રહ્મ હોય મુનિ શાંત
પરમ ગુણ આશ્રિત કામ મતં નિર્ગુણ ગતિ ધેય પ્રાપ્તિ કથં
ગુણ ધેય અતિ નાવેધ્યાને હરિ કાંત કરી કામિની માને
ગુણ વિષય ભજે શ્યામા સુખ જાર બુધે સેવે રામા
ગુણમયી વધૂ કહો નિર્ગુણથા નવ જ્ઞાન દિપે ગતિ અન્યથા
પતિ પુત્રાદિક પરમ મોક્ષ બ્રહ્મત્ત્વ વિના નહીં મોક્ષ
ત્યાંહાં બુદ્ધિ અભાવન ચાહગતિ નચ કૃષ્ણ એ બલ વિદ્રુપ ગતિ
કેમ મોક્ષ કથંભવ મમ શંકયા મમ મહાસંશય મુનિ મેટતયા
શ્રી શુકોવાચ

નૃણા નિઃશ્રેય સાર્થાય વ્યક્તિ ર્ભગવતો નૃપ
અવ્યય સ્વાપ્રમેયસ્ય નિર્ગુણસ્ય ગુણાત્મન

નર દેહ ધરી ભૂતલ બ્રહ્મ નવ બાધકતા પામે કર્મે
નૃપ વય વપુ વરણે નાવે અવ્યક્ત એ અપ્રમેય હરિ કહાવે
છે નિગુણ ગુણી ને ગુણ ભાસે સચ્ચ સિદ્ધ જે જેમ ઉપાસે
ઋષિકેશ પ્રિયા પ્રેમે વરી શુકીત ગત એ સંશય કરી

---

૧ નિગીર્ણ

નૃપ નિસ્વારથ સત ભાખું બ્રહ્મ તાત જ વાકય પુરા દાખું
આરદ્ધ પ્રતિપ્લું બિંબાકાર જેમ જે વિધ અવલોકે દરશે તેમ
એ દ્દષ્ટાંતે જો મન આણી સંશય ધરજે એવું જાણી
સંશયથી જો નૃપ નર્ક ગતિ સંશયથી વિહીન તે માનું અતિ
જે વિધે હરિ ને જેમ ભજે તે હવે રૂપે ત્યાં તંમય જે
જન જે જે વિધ જેમ ઉપાસે નૃપ તેહ વિધે હરિ તે પાસે
નવ, નૃપ, મનમાં સંશય આણે સહુ વિધ ભક્ત કરી નવ જાણે
નિષ્કર્ષ નિસ્વારથ કહું તેહ વિદ્વાન ને નહીં વિસ્મય તેહ
એ પ્રેમ પુરા ભક્તિ કાહયે અનુભવ કહે શાસ્ત્રે લહિયે
એ રહસ્ય અનુભવી જન જાણે સમજ્યા વિણ સંશય કાં આણે
ભક્તિ ગોપીની પરમ કથા વિતરિક્ત એહથી જાણ વૃથા
તન્મય ભક્તિ ગોપી કેરી નવ લાવજે સંશય નૃપ હેરી
એ સંશયે મહાપાતક આવે ગોપી નિર્ગુણ નવ ગુણ દાવે
એ રહસ્ય ન જાણે શ્રુતિ વકતા કહી પ્રેમ ભક્તિની પૃથકતા
નૃપકાં વિસ્મય મનમાં પામે મહા અધમ તરે હરિને નામે
કામી ક્રોધી કુકર્મ કરા હરિને નામે થયા પુનિત પુરા

કામં ક્રોધં ભયં સ્નેહં ઐક્યં સૌહૃદ મેવ ચ
નિત્યં હરૌ વિદધતો યાંતિ તન્મયતાં હિતે ॥

નૃપ, કામ, ક્રોધ ભય સ્નેહ કરી સુહૃદ ભાવે ભજે જે હરિ
પૃથગતા તેહની કહું તુજને સંશય તજ જે પૂછે મુજને
નૃપ, વિપ્ર અજામેલ સરખોકામી જો તેહ તર્યો સુતને નામે
શિશુપાલાદિ જો ક્રોધ કરી તે પુનઃ અવતાર ન પામ્યા ફરી
કંસાદિક ભય ભાવે તાર્યા તે જન્મ કર્મથી નિવાર્યા
નૃપ ગવિય ગોપ ગતિ થઈ નેહે તે લીન હરિ મહીં તે દેહે
પાર્થાદિ સુહૃદપણે તાર્યા તે સકળ ભીતિથી નિવાર્યા
તન્મય ભક્તિ ગોપી કેરી શું પૂછે નૃપ, ફેરી ફેરી
ગોપીની ભક્તિ નિષ્કર્મ નૃપશાને ધરે સંશય ભર્મ

[1]નિશ્ચયાત્મક જો ગોપી જનનું કલિમલ ગતથાએ સુણે મનનું
સર્વથા નૃપ વિસ્મય તજમનનો વિલોક ભાવતૂં ગોપીજનનો
સંકલ્પ વિકલ્પ જોને મેલી ભગવાન ભક્તજનનો બેલી

ન ચૈવ વિસ્મયઃ કાર્યો
ભગવતા ભગવત્યજે
યોગેશ્વરે શ્વરે કૃષ્ણે
યત એતદ્ વિમુચ્યતે

નૃપ જોગેશ્વર કૃષ્ણ હરિ ગોપી ને મન અનુકંપા કરી
તલ્લીન અતિ લાવણ્ય દેખી કરી પ્રેમ કટાક્ષે અબળાપેખી
જુથ ત્રિવિધ ત્રિવિધ ત્રાસંપ્લુત નિષ્કર્શ રહસ્ય વંદુ શ્રુત
હસિ વાચપેચ હરિ કરશે હરિ પ્રત્યે ગોપી ઉચરશે
તે સાંભળ દૃઢ આસન દઇને અણબોલ્યો એક નિશ્ચળ રહીને
તન મન અડિગ પ્રાણ મને અરપી શ્રુણ ગોપ્ય કથા સર્વસમર્પી
સુની, મમ મનની ગઈ એ વ્યથા કરો હરિ વધૂજનની મૈય કથા
નૃપ, વધૂ જન શું બોલ્યા હરિ વિસ્મિત સુણતાં થઈ સુંદરી
ગોપીના મનનું દૃઢ જોવા વદે કુટિલ વાકય કલિમલ ધોવા
વચ અવચ[2] હરિ વદતા હવા લજ્જિત થઈ સુણતાં ક્ષોભ થવા
કરી વાચપેચ વધૂ ગર્વ હર્યો તે શોકે હરખનો ધ્વંસ કર્યો
સત્કાર કર્યો ક્ષોભિત જાણી હરિને વચને વધૂ બંધાણી
વધૂ ત્રિવિધ પ્લુત કરવા ન્યારી કહ્યું વાચપેચ એ વિચારી
વ્રહી વરવાળી મચી જેહ સુણી પૃથકપૃથક થઈ વધૂ તેહ
હરિ વૃંદ વધૂનાં અવલોકી ગોપીનું ગૌરવ મન તોકી

સ્વાગતં હો મહાભાગાઃ પ્રિયં કિં કરવાણિ વઃ ।
વ્રજસ્યાનામયં કચ્ચિત્ બ્રુતામ્ આગમન કારણં ॥

સ્વાગત મહાભાગા, કિં કારણ મહા મધુર વચને દીધી ધારણ
અતિ તીવ્ર વેગ શ્વાસે ભરી આવેશ એ વડો શું સુંદરી
આવેશ મુદ્રા સૌ કિમ્ અર્થે એવું પૂછયું હરિ સામર્થ્યે

---

૧. નિશ્ચયાત્મક ૨. અવદ

ભયભીત ચકિત ભસો ભામા વ્રજમાં છે ક્ષેમ કહો શ્યામા
કેમ વિકળ થઈ વનમાં ડોલો તજી ચપલપણું ચતુરાબોલો
અતિ ચંચળ ચપળ કરો ચાળા કેમ વ્રજમાં વિઘન થયું બાળ–ગૌપ્યોવાચ
તમો સર્વજ્ઞ શું પૂછો અમને સર્વ લોક તણીકલના તમને
તું આત્મારામ અંતર્યામી વ્રજ ક્ષેમ સદૈવ વિજય સ્વામી
વ્રજ મંગળ વ્રજનો તું ધર્તા બ્રહ્માંડ અનંતનો તું કર્તા
એ વાક્ય વધૂનાં ચિત આણી હરિ બોલ્યા મધુર વચન વાણી
ન ચ ભીતિ વધૂ મનમાં લાવી આ મહાનિશાએ કેમ આવી
સમ્યગ્ સત અર્થ કરો સજની કેમ અંગીકૃત કીધી રજની

શ્રી કૃષ્ણ ઉવાચ

(સર્વ નિસેવિતા)

રજન્યેષા ઘોર રૂપા ઘોર સત્ત્વ નિવેષિતા ।
પ્રતિયાત વ્રજં નેહ સ્થેયં સ્ત્રીભિઃ સુમધ્યા ॥

મહા ઘોર નિશા રામાભીત વ્રજ શિઘ્ર જાઓ મમ બ્રૂવીત
સ્થેયં ત્રિભિઃ મધ્યમાચરણું હશે અપવાદ સકલ વરણું
એ લક્ષણ મધ્યમ સ્ત્રી જનનું તિમિર સ્ત્રી મેટ કરો મનનું
કુલ સ્ત્રીનો એ નવ ધર્મ તે કેમ આચરે દોષિત કર્મ
ઉપક્રમ એ સ્ત્રી જનને વરજ્યું પતિથી પર પદ અન્ય નવ સર્જ્યું
એજ માત માત સુત પતિ ભાત સુધર્મ સ્ત્રી જનનો વીક્ષાત
કુલ સ્ત્રી કુલ ધર્મ પૂરા પાળે કરે ભર્તૃ શું સુખ નિજ આલે
અન્ય ઉપક્રમ આચરવું નાંહી વિલોકી જુઓ અંતર માંહી
દષ્ટવા વન કુસુમિત રાકેશ મનરંજિત ગ્રહો મમ ઉપદેશ
યમુના નીલ લીલે લખ ગંતુ મમવાક્ય સુખકરા મંતુ
અથવા મલ્લિ પ્રિયસ્નેહકરા કુલ સ્ત્રીને પતિથી ન ચયપરા
પ્રિયપતિય સુશ્રુષા મમતુષ્ટ પ્રિયપતિ રૂષ્ટે અસ્મિન રૂષ્ટ

ભર્તુઃ સુશ્રુષણાં સ્ત્રીણાં પરોધર્મો હ્યમાયયા
તદ્બધૂનાં ચ કલ્યાણં પ્રજાનામ્ ચાનુ પોષણમ્

ભર્તૃ સુશ્રુષા એ સ્ત્રીનો ધર્મ તેને તેથી અન્ય અધમ કર્મ
કરે એકાંગી પશુ માયા પતિ સેવા સતિ પુનીત કાયા
પતિ અન્ય ધર્મ સતીને નાંહે એ વિલોકી જુઓ અંતર માંહે
સનાતન ધર્મએ નવ તજવો પતિ ઇશ્વર એક કરી ભજવો
કલ્યાણકુશળ પથ તેહ પતિ સતમાની વરતે તેહ સતી
શ્રેયમારગ પતિથી નચ સ્ત્રીએ પતિ સેવે તે સ્ત્રી મમ પ્રિયે
કુલ સ્ત્રીઓ પ્રજા પોષણ કરે નવ અન્ય ધર્મ તે અનુસરે
કુરૂપ કુબુદ્ધિ પતિ દેવ તજવો નવ સ્ત્રીને સદ્યમેવ

દુઃશીલો દુર્ભગો વૃદ્ધો જડો રોગ ધનોડ પિવા ।
પતિઃ સ્ત્રીભિર્ન હાતવ્યો લોકેપુ ભિર પાતકી ॥

દુઃશીલ દુર્ભગ વૃદ્ધ જડ રોગી સ્ત્રી માને મન પરમ ભોગી
લંપટ લોભી નિર્ધન હોય સ્ત્રીને પતિ તે તજવો નોય
અતિ ભય પામે સ્ત્રી પતિ જતાં ઉપહાસ થાય ઉપને ભજતાં
અસ્વર્ગ ગતિ ફલ તુચ્છ થાયે અપકીર્તિ અધમ જન મુખ ગાયે
તમો શિઘ્ર જાઓ સુંદરી એ કઠણ વચન બોલ્યા હરિ
સુણી ગદ્ ગદ્ કંઠ થઈ બાળા આંસુ ભરે લોચન વિશાળા
તેથી ઉરૂ કુચ કુમકુમ ધોએ મહા ઉછંગલ રૂદને રોચે
અતિ અધર શું શુક રોમાંચ ધરે મુખ કમલ શ્વાસ નિશ્વાસ ભરે
અવાક વધુ મુખ નવ બોલે ચિત્રગત ચિત્ત થઈ ડોલે
અતિ ક્ષોભિત થઈ ગત થયો મોહ[1] હરિ પરમ ઉપદેશ કર્યો બોધ

શ્રવણાદ્દર્શનાદ્ ધ્યાનાત્ મયિ ભાવોનુ કીર્તનાત્
ન તથા સન્નિકર્ષેણ પ્રતિયાત તતો ગૃહાત્

શ્રવણાદિ દર્શન ધ્યાન દઈ કીર્તિભાવે કરતાં મમ મયિ
મમ અનુકંપા મમ મય થાશે મમ આશા ઈ મુજને ગાશે
મમ રૂપ લખ્યું લોચન એહ એ નિશદિન ધ્યાન જપો તેહ
તમો સર્વથા વધુ ભુવન જાઓ મમ આવિર્ભાવ રમા ગાઓ
એ સત્ય વચન માનો હે સતિ ઉત્કૃષ્ટ સર્વોપરિ તેહ પતિ

---

૧. મોધ, ક્ષોભ.

એ નિસ્વારથ અર્થ સત જાણો ભાવારથ ભામા મન આણો
સહુ શિઘ્ર જાઓ એહ અર્થ કળી સુણી વિસ્મય થઈ ગયાં ગાત્ર ગળી

શ્રી શુકોવાચ

ઈતિ વિપ્રિયમાકર્ણ્ય ગોપ્યો ગોવિંદ ભાષિતં
વિષણ્ણા ભગ્ન સંકલ્પા શ્ચિંતામાપુર્દુરત્યયામ્ ॥

નૃપ એ અભિપ્રાય સુણો રામા મન સંકલ્પ ભંગ થઈ શ્યામા
રહી મુખ નેત્ર એ નિમ્ન કરી લિખિત્વાં ભૂ ગુષ્ઠય સંદરી
મન માંહી મનન ઊભી કરે નેત્રે જળ ગિરિ ઝરણાં ઝરે
પ્રતિભાસ રમા જો નૃપ કરશે સહુ પ્રથગ પ્રથગ વચ ઉચરશે
ગોપી પુનિતા પ્રભુ હરિમયી સુનિ ઘોર નિશા તે કયમ એ કહી
તે સમ્યગ્ અર્થ કરો સ્વામી વરણિ ઉદ્યોત અંતરયામી

શ્રી શુકોવાચ

નૃપત્રય આવરણ પુરા જાણો સર્વજ્ઞેય તું સંશય કયમ આણો
તે વિસ્મરણ વાત હવિ સ્વામી કહો પૃથગ પ્રકાર અંતરયામી
જે સ્થળ ઉભા હરિ વધૂ આવી ત્યાંહાં ઘોર નિશા કહી મેધાવી
વિદ સર્વથા એ સ્થળનો મહિમા ભાવાર્થ અર્થ ઇતિ સીમા
નૃપ ઘોર નિશા પ્રથમ આવરણે જ્યાંહાં જોગયુક્ત માયા ભરણે
જે ઉર્ધ્વવત થઈ છે માયા કહી ઘોર નિશા તેની છાયા
સંશય એહ ભાગો સદ્ય હરિ ગોપીજન વચશું ઉચરી
તે વાચા સુનિ સુખથી કહિયે શરણાગત મમ સંશય હરિયે

મૈવં વિભો ऽર્હતિ ભવાન્ ગદિતું નૃશંસઃ
સન્ત્યજ્ય સર્વ વિષયાં સ્તવ પાદમૂલં
ભક્ત્યા ભજસ્વ દુઃખ ગ્રહ માત્યજાસ્માં
દેવો યથાદિ પુરુષો ભજતે મુમુક્ષુન

નૃપ ગોપીની ગૌરવ વાણી એ પ્રેમ પ્લુત ભક્તિ જાણી
“મૈવં એ વિલોકિહિ” એ ઉચરી ભજતાં ને કેમ તજશો હરિ
તવ ચરણ શરણ વિષય અમને તજો, જન કેમ તજશે તમને

મુનિ દેવ મુમુક્ષુ તે તુજને તજે અબળા જન હરિ કેમ તજે
તમો શરણાગત વત્સલ કહાવો શરણે આવ્યાં ને કેમ બહેકાવો
હરિ બહેકાવ્યાં અમો કેમ જઈએ સર્વ અરપીને શરણે રહિયે
ગૃહ ધામ ભય નાવ્યો વાંસે કિંકર થઈ કેમ પાડો સાંસે
ત્રિવિધ તન કલેશ હરે નામે શરણે આવ્યાં દુઃખ કેમ પામે
સ્વધર્મ એ ધેય પુરા હરિ કઈ જન્મ ગયા એ અનુસરી
નવ એહ ઉચિત તમને પામી કેમ અઘટિત કહો અંતર્યામી
હરિ તુજ વિણ ધર્મ અધર્મ મહી તવ ભક્ત ને ધર્મ વિરોધ નહીં
સ્વધર્મ છોડાવી જન કામી ઈહ લોક લોભ નહીં તૂં સ્વામી
અતિ લોકલોભથી શું થાએ સુખ વિષય રસથી બંધાએ
મન તૃપ્ત થઈ હરિ એ સુખથી આવ્યાં તવ શરણે કયાં દુઃખથી
સ્વધર્મ વિમુખ અમને ભાસ્યો છે નેષ્ટ શ્રેષ્ઠ કરી ઉપાસ્યો
સ્વધર્મનું સુખ તે દુઃખ જેવું એ ઋણ છૂટયાં આપી દેવું
જે કુશળ આત્માનું નવ ચાહે તે કર્મ સ્વધર્મે બંધાયે
વિબુધ સ્વધર્મે ભરમાવ્યા આત્મા વંચક હરિ તે કહાવ્યા
તે વિમુખે વિશ્વ સકળ વાચું સ્વધર્મ રૂપીનું વિષ પાચું
સ્વધર્મ પુરા હરિ સત તૂં પતિ આ પતિય અપત્ય સદ્ય આત્મ ધૃતિ

પત્વત્ય વન્ય સુહૃદાનું વૃત્તિ રાગ :
સ્ત્રીણાં સ્વધર્મ રૂતિ ધર્મ વિદાત્વયોક્તં
અસ્ત્વેવ મે તદુપદેશ વદૈ ત્વવાંશે
પ્રેષ્ઠો ભંવા સાનુભુતાં કિલ બંધુ રાત્મા

તૂં અખિલાત્મા બંધુ લહિએ સ્વધર્મ સતત એક હિએ
હરિ એહ ધર્મ વિદ તે ધર્મ સ્વધર્મ ધર્મ એ વિમુખ કર્મ
અમને ઉપદેશ ન એવો દેવો તવચરણ વિમુખ સ્ત્રી તે સેવો
તૂં હેતુ હિત અંત્તર લાગી ધુન સ્વધર્મ પણામાં શી ન્યૂન[1]
હરિ, સ્વામી ધર્મ સતી પાળે તે ન તજે ધર્મ કદા કાળે
હરિ, તૂં ભર્તૃ સર્વાત્મા સ્વામી ગત કે કાળે તુજને પામી

1. ઉન

હરિ તું'થી સુહૃદ કો નવ બીજો શા માટે સ્ત્રી જનને બીજો
સત પતિ પામ્યાં હવે કયાં જઈએ સર્વથા હરિ તવ શરણે રહિયે
સતી તેહ જે પતિ તુજને થાયે પતિ તેહ જે તેડીને લાવે
તું પત્ય અપત્ય પતિ તેહ વિષય રસ માયા ના દેહ

હરિ તેહ વિષય વિષવત અમને
નિર્મિષ રસપતિ જ જુએ તમને

હરિ, સર્વ ધર્મનો તું ધર્તા પ્રાણી જનનો આત્મા ભર્તા
તે જાણી તુજને આરાધ્યો સર્વાથ ધર્મ અમો સાધ્યો
સીંચો જલ શાખા દ્રુમ બહુલ રસ ન ચઢે વિણ સીંચ્યાં મૂળ
તેમ સર્વ ધર્મ લય તું જ માંહિ તું સાથે સર્વ સુફલ થાયે
નૃપ, એમ પ્રાર્થના સ્ત્રી કરે અતિ નિપુણ કોમળ વચ ઉચરે
અન્યા ઉચુ :

હરિ નચ એ ઉચિત કહેવું તમને
'વ્રજ શિઘ્ર જાઓ' એ વચ અમને

તન સહિત આ પ્રાણ ઉભે તજીએ
હરિ તુજ વિણ અન્ય નહીં લીજીએ

જીવન ધન પ્રાણ તે તું આંહિ હરિ શું કીજે જઈ વ્રજ માંહિ
તું ત્યાં વ્રજનું સુખ વ્રજ જનને થયો તે અધિકાર વધૂ જનને
અબળા જાણી કાં બહેકાવો સ્વધર્મ તણો ગુણીને દાવો
તું નિર્ગુણ ગુણનો નિયંતા તું કર્તુમકર્તુંનો હંતા
અન્યથા કર્તુમ્નો તું કર્તા ત્રિભિર એ મંડ તણો ધર્તા
તું સાધન સર્વ થકી અળગો સ્વધર્મ તને તે કયાં વળગ્યો.

વિષ્ણોસ્તુ ત્રીણી રૂપાણી
પુરૂષસ્ય અન્યથા વિદુઃ
પ્રથમ મહદ્દઃ સૃષ્ટિ
દ્વિતીયં અંડ સંસ્થિતમ્

તૃતીયં સર્વં ભૂતાશ્ચ
એન આત્મા વિમુચ્યતે
મન ક્રમ વચન તુજને ગાએ બંધનથી મુક્ત અભય થાએ
પ્રત્યક્ષ અમો પામ્યાં નવતજીએ સન્મુખ સુખ એહ અમો ભજીએ
એ ત્રિભિર પુરવ તે તવ શરણે વધૂ કેમ તજશે આવી ચરણે
અમથી અવતીર્ણ થયું અળગું સ્વધર્મ પણું તે ત્યાં વળગ્યું
સ્વધર્મ તણો ગુણીને દાવો અચ્યુત તમ અખિલાત્મા કહાવો
છો વિદ તો અવિદ વચ કેમ ભાખો
જ્યહાં દ્વૈત ત્યાં દ્વૈતપણું દાખો
તું અખિલ પતિ આત્મા માંહે અમો અન્ય પતિ માનું નાંહે
એ વચ જોબન વપુના સ્વામી પ્રતિપાદન એહ કરે કામી
કામી વિલસાણા વિવિચારે તે ન તરે કેમ અમને તારે
ઇન્દ્રીય વિશે સુખને ભોગે તવ ચરણ વિમુખ થયા એ રોગે
સન્મુખ તું વિમુખ તેને નવ થાયે વિષયીને નર્ક શ્રુતિ ગાએ
એ સાક્ષે ધર્મ અરિ જેવો એ દંડ વિમુખ જનને દેવો
હરિ શરણની શરમ સદા પાળો
સર્વથા અવતરણ વિશે ટાળો
અવતરણ વિશેનું દુઃખ અમને
સતપતિ જાણી ભજીએ તમને
પુરાહ પતિ હરિ તું સાચો એહ અન્ય મનોરથ નવ કાચો
સતપતિ તું પુરાનો સતિ જનનો હરિ એહ પતિ જો બન તનનો
તું પ્રાણ નાથ છે પ્રાણપતિ અવધી વિચરે તે સત્ય પતિ
પુરા પતિ તુજને પ્રમાણીએ હરિ જારપણું નવ જાણીએ
અમો વ્રજથી આ વ્રજ ઉતાર્યાં ગત જે કાળે હરિ સંભાર્યાં
ઉતરતાં વર અમને દીધો આવેશ તેં અમ માટે લીધો
પુરા વર પાલણ ને અર્થે આ દેહ ધર્યો તેં સામર્થ્યે
ઇન્દ્રી તન પ્રાણ તે તુજ અર્પણ હરિ નવ છૂટો થયે કૃપણ
હરિ પતિ તું પુરાણ ન અન્ય વિદં વરી સતિ એ પુરા સ ચ મનઇદં

સૃષ્ટિ આ સઘ તાહરી વાડી એ રૂઢ વાકય ભાષા જાડી
હિત વાકય પદારથ તું જ પતિ સંગ દોષ કદાપિ ન માને સતી
અમો અન્ય પતિ કોઈ નવ લહિયે નિજ એક પતિ તે તું કહિયે
જેમ વાડી રક્ષણ અર્થે માળી કૃષિ કારણ જેમ રાખ્યો હાળી
કરે કામા ક્ષેપ તે સૃષ્ટિ તણું ન ચ આત્મા સુખ તેને ક્ષણું
એહ ભોગ ભોગનો વિલાસી તે ઇન્દ્ર વિશે સુખ રહ્યો ભાસી
માળી વાડીનો ન ચ એહ પતિ એ સાક્ષે અમો છું સત્ય સતી
જયહાં સુધી નૃપ ન ચ સંભાળે અપણાવે માળી મમ આળે
તે નૃપે વાડી કાં સંભાળી મિથ્યા તે અપણાવે માળી
જેમ હય શાળાના હય શાણી અપણાવે માહરા મન જાણી
તેના આપ્યા નવ હય જાયે તે શકટ શ્વાન શાને થાએ
મિથ્યા અપણાવી લે કામી વિષય રસે વાર્યા તે સ્વામી
અમો વાર્યા હરિ નવ જઈએ પતિ એક પુરા તુજને લહિયે

તૃતીયા ઉચુઃ
વ્યામોહિત વિશ્વ થયો સારો શ્રવણે જેણે શબ્દ સુણ્યો તારો
સ્થિર ચૂલગત ચલતે અચલોહ થઈ ચિત્ર ગતિ ચંચલ દેહ
આ મોહિત થઈ વનની હરણી વર વરવા ઇચ્છે ચાંદરણી
હરિ દેવ પત્ની દેખી ગળી થઈ ચપલ મન આસનથી ચળી
અવિલોકી મદનનું મદ ગળે સ્ત્રી નહીં જે દીઠે નવ ચળે
મદનાદિ સર્વ મોહ્યું હરિ તો કવણ અમો વન વન સંચરી
હરિ સેવા સર્વ અધર પાન આતુર જન અબળા દે દાન
કટાક્ષ અક્ષનું કર અંગ સ્ત્રી જન પર દયા કર શ્રીરંગ

સિંઝ્યાડગના સ્તવદર્ધરામૃત પુરકેણ
હાસાવલોક કલગીતજદૃચ્છયા તે
જ્ઞાનીનો દ્રયં વિરહજાગુપ્તચુન્ત
દેહાધ્યાનેન ચામપદયો પદ વિસેષેતે

હે અંગ, હે કૃષ્ણ સખે, ધરા સુરજાહં તવ વાકય વિયોગ ધરા ઇરૂદં
મહારસ તવ એ સર્વ વાણી તે સિંચે સ્ત્રી જનના રહે પ્રાણી



હાસા અવિલોકન કર અમ શું નિસ્વારથ નિશ્ચે તમ શું રમશે
તવ ગીત સુણ્યા વિણુ કલ ન પડે દે દુઃખ દારૂણુ દેહ એ જ જડે
વિરહાતિ વધૂ ને પીડે તે તાપ શમે તું ઉર ભીડે
વલવલતાં એમ હરિ યામ ગયો હરિ શો સંશય મનમાં રહ્યો
તૂને કોટી ઉપાયે નવ તજીએ તું ન ભજે તો એ અમે ભજીએ
પદ્મા પદકમલ તજે ન હરિ એકાગ્ર એમ ન ત્યાં તેહ વરી
કાયા તજી માયા તવ અર્થે ત્રિવર્ગ વિહિન તવ સામર્થ્યે
તૂને ઓળખી સર્વ અર્પણુ કીધું અભીત અભય પદ તેં દીધૂં
અબળા પર અનુકંપા લાવો કરી પ્રેમ કટાક્ષે બોલાવો
અમો વિણુ દામે દાસી તારી તું સત શ્રી જનનો સુખકારી
હરિ અંતર કઠણુતા કેમ આણો આ વધૂ જનને નિજ જન જાણો
હરિ અબળા જનનો તું બેલી મરણાગત નવ જઈએ મેલી
તવ ચરણુ સેવ ત્યાં હાં જઈએ અબળા જનને એમ નવ કહિયે
એ દુઃખે અબળાનાં હૈયાં ફાટે તન રહે તે તવ દરશણુ માટે
અમે નારપણું નાખી દીધું તન મન તજું તેવું દીધું
અબળા ન ચ માન તજે મરણે એહ આદ્ય દેવ અરપ્યું ચરણે
અબળાને ક્ષોભિત નવ કરવું એ ક્ષોભ થકી ઉત્તમ મરવું
એહનો નાવે અમને દાવો સતી જનના સતપતિ કહાવો
સતી જન પતિ શું નવ કોપે ન ચ વાકય પતિનું સતી લોપે
અમો વિષય વિષમતા પરહરિ સુખદુઃખ મનમાં નાવે હરિ
સતી પતિ શું વિષમતા કયમ લાવે સુખદુઃખ વિષમતા દેહ લાવે
હરિ જે કહો તે અમને સહેવું ધર્માંરથ સત્ય વચન કહેવું
કહો વેદ મર્યાદા ઓળંગી હરિ એ ત્રિગુણાત્મ તણો સંગી
ત્રિગુણાત્મ વિશે હરિ એ કલ્પે એહ કર્મનેષ્ટ પદ તે જલ્પે
ન ચ એક વાકયતા શ્રુતિ ચારે પ્રવૃત્તિ મારગ નિરધારે
નિવૃત્તિ પદ પદ પદ નંદે પ્રવૃત્તિ મુક્ત કૃષ્ણુ વંદે
નિસ્ત્રિગુણુ તને ગાયે સંત ત્યાં ત્રિગુણુ વસ્તુનો શો તંત
સત સંગત કૃષ્ણુ સર્વોપરી જન સુખરિત વાણી તેહ ખરી

ગત કર્મ કલાપ વિશે જ્યારે તે વાક્ય પ્રિય જનને ત્યારે
શબ્દાતિ હરિ છે સત સંગે ન ચ બહુ કાળે હરિ એહ અંગે
એહવું જાણી તમને ભજીએ હરિ સંગ તમારો નવ તજીએ
ભજતાં કહો હરિ કેમ તજશો અનુકંપા આણીને ભજશો
હરિ આશ આશરો એક તાહરો અમો અબળા જનનો શો સહારો
સર્વ દુઃખ તવ દર્શનથી વામે ત્રય તાપ હરે હરિને નામે
અઘટિત કહેવું તમને ફેરી ઓછી બુધ અબળા જન કેરી
બડો તે બડાઈ નવ તજે પુરા એક ભક્તિ ભાવે ભજે
વડાંને વિધિ અવધિ નાંહે પ્રીતિ ભાવ કળે અંતર માંહે
અમો શકય નહીં શ્રુત કરવા હરિ વનચારી વધૂ જન વનચરી
હરિ વિધિ અવિધિ અમો નવ લાહએ તું સર્વજ્ઞ સ્ત્રી જન શું કહીએ
સ્ત્રી જન સૌભાગ્ય ધરે એહ અખંડ સૌભાગ્ય પુરા તેહ
એ શબ્દ પુરા હરિ સત બોલે એ જ્ઞાન વિના એ વિષમ ડોલે
અખંડ વાચી પદ કેમ દીધું હરિ તું જાણે તારું કીધું
એમ પ્રગટ પ્રસિદ્ધ વદે વાણી તું સતપતિ સેવ્યો જાણી
હરિ એહ વાકય મિથ્યા નાંહી અવિલોકી જુઓ અંતર માંહી
શા માટે દોષ કહો અમને સ્ત્રી જન કહેવા નહીં શકય તમને
એહ વાકયે સ્વપતિ તું તેહ આ પતિ તે માયાનો દેહ
વૈકારિક માયા વિસ્તરી તવ ચરણ વિમુખ તે કરી ખરી
વિમુખનો સંગ કહો તજવો તું આત્મારામ અભય ભજવો
હરિ ધૂમ્રતણી ધારી કાયા વિચરી એમ વૈકારિક માયા
તવ શરણાને મિથ્યા જાણી સર્વશાસ્ત્ર શ્રુતિ એ વદે વાણી
એ મિથ્યા માયા નવ ભજીએ નિશ્ચે આજ નાથ તુજને ભજીએ

ચતુર્થા ઉચુઃ

અમો અમ સહારે અહીં નહીં આવી ધરી અધર વેણુ કેમ બોલાવી
હરિ શરણાગત વત્સલ કહાવો શરણે આવ્યાં શું બહેકાવો
અનુકંપા કેમ મન નવ આણો મન રાગાપરાધ વિના આણો
અમો લાવણ લલક ન જાણીએ કરૂણામય કરૂણા આણીએ

સુખ સાસું ન ધર્યું હરિ શા માટે એ દુઃખથી ઉરસ્થલ નવ ફાટે
હરિ બિરદ આપણું સંભાળો મદ વ્રેહ વ્યથા તનથી ટાળો

તં ન પ્રસીદ વ્રજિનાર્દન તેઽદ્ય મૂલં ।
પ્રાપ્તા વિમજ્જ વસતાંસ્ત્વદુપાસન સ્વા ॥
ત્વત્સુંદર સ્મિત નિરીક્ષણ તીવ્રવામં ।
તપ્તાત્માનં પુરુષ ભૂષણ દેહિ દાસ્યં ॥

વ્રજિનાથ તું દુઃખ હરણ ભાસ્યો મન એકાગ્રચ વધૂ ઉપાસ્યો
આશા પૂરણ તું એક હરિ વધૂ આદિ અંત તવ અનુચરી
તું સૂર્ય અમો રશ્મીરૂપ ન ચ ભેદ જુએ એમહીં ભૂપ
રવિ ઉદય આગમ તે ઉદે થાયે રવિ અસ્ત થયે લય રવિમાંહે
તવ આવિર્ભાવ હવો જ્યારે તું મહી તલ્લીન થઈ ત્યારે
હરિ મણિની કાંતિ મણિ શું રમે જે જલના તરંગ જલમાંહી શમે
તે તરંગ અલગ હરિ કેમ થાએ અબળા એમ લય થઈ તુઝ માંહે
હરિ તન છાયા તન શું વળગી તે દેહાંતે નવ રહે અળગી
પુરા અધુના તુજમાં લીન ન અદ્વૈત ભાવ તવ પદ દીન
કરી હસતું વદન તું ક્ષણ કર રે દેહ કામાનલ ચિતા હર રે

ઉટકનં તુ ગોપીભિર્નાપસ્યાગ્રે વિથાપિતઃ
પતિ પુત્રાન્ ગૃહે હિત્વા દાસ્યાં કિં પ્રાર્થતેઽધુના

પ્રીતિ ઉર કરશો જે પતિ કીધા તે ઇન્દ્રી વિશે સુખને દીધા
વિષય સુખ સંતતીના ભોગી એ વિષય લુબ્ધ થયા મહારોગી
મન મોહ મદ વિશે પીરાયું તેણે તે સુખથી આ સુખ ખોયું
એ વિષય ભજવે તૃપ્તિ ભજી તેહ નવ જાયે આવી તજી
પુરુષ ભૂષણ દે દાસપણું હર દેહ દૂષણ તે અહીંયાં [1]ઘણું
કરૂં સર્વ વિહાયે એક તૂં સાચો સ્ત્રી જન પર હી હરિ નવ રાચો
તવ દાસ અતિ પ્રાર્થના કરીએ પ્રીતિ ઈક્ષિત અનુકંપા ધરીએ
અલકાવૃત સુખ જોવા સરખું લખી કુંડળની શાભા હરખું

---

૧. સઘળું

દુર ભી ક્રિયા ગ્રીવા ધારો મનોભવ ભો ભય નિવારો
રતિ જનની રતિ કેમ નવ જાણો મનક્રમવચન વિદ તું બંધાણો
અમલાત્મ થઈ અબળા ધ્યાને તન પ્રાણ તજે અપિ નવ માને
હરિ અમલ ભક્તમાં પ્રેયસદા તેમ ઈ અબળા તદ્રૂપ તદા
હરિ અતિય કઠિનતા પરહરીયે અનુસરવું ઘટે તે અનુસરીયે
છો સર્વજ્ઞ શું પડશે કહેવું જેમ રાખો તેમ શરણે રહેવું
મળી ત્રિવિધ વધૂ સહુ નવ સરખી એક તંત્ર કરો એકતા પરખી
હરિ એહ સંકેત તણી સીમા જેમ જેહ તેમ તેહ તરૂણી તીમાં
જો ત્રિવિધ વધૂ જન જુથ જુજવાં ત્રેહીમય પ્રેમ પ્રથગ હુવાં
વન આવી વધુ વાદો વાદે મન મોહિત થયું મુરલી નાદે
એ ગોપ્ય કળ્યું ગોપી ગૂઢ બ્રહ્માદિત થયા મન સંરૂઢ
મોહિત ત્રૈલોક હવું ગાને મુનિમન વિસ્મિત થયાં ધ્યાને

કા સ્ત્રાંગને કલ પદામૃત વેણુગીતં
સંમોહતારિવ ચરિતા ન ચલે ત્રિલોકં
ત્રૈલોક્યં સૌભગમિદં ચ નિરીક્ષણ રૂપં
યદ્ગા દ્વિજ દ્રુમ મૃગા પુલકાનિ બિભ્રત્

કળા તારી નવ કોએ કળે સ્ત્રી ન ચ તવ ગીતે ન ચળે
મૂર્છા થઈ દીર્ઘ યહ દેહ પળી તન નવીન તરૂણી તેહ
કળી સ્વર ભેદ અલાપ તણા છંદ સ્થિર તે સચરાચર સર્વ થયું મંદ
પારંગત રસજ્ઞા ગોપ અતિ ભાવાર્થ ભેદ લહે તે સતી
પદારથ વેણુ ગીત અહીંએ અર્થ સંજ્ઞા સમજે તેમ ઈ એ
અર્થ ચરિત્ર જે અંતર કળે સ્વધર્મ સ્વપનથી કેમ ન ચળે
મોહિત એ પુરુષ અતિ ચિત ચલિતા વિસ્મય ન ચ કેમ મોહિત લલિતા
ત્રૈલોક્ય શોભ વપુ છો પોતે તવ નખ તુલના ન ચ તુજ જીતે
જીત જીતય અજીત અસ્મિન્ દેહ નિજ ધર્મ ત્યાગ અનુભવ એહ
પુરા વ્રજ જાઓ કહ્યું હરિ તવ આજ્ઞા લોપે ન ચ સુંદરી
વડાં તે વડાઈ નવ તજે સમ્યગ શરણ આવ્યાં તે ભજે
અહીં આવ્યાં તે હરિ વ્રજ જાવા સત કહી ક્યમ રહ્યા શાણા આવા

સુખ મુન્ય તજી બોલો અમશું તન મન પ્રાણ પ્રિય અર્પણ તમશું
તેડી કયમ ક્ષોભ કરો આવો તન મન ક્રમ વચને નાવે દાવે
તમ શું દાવો હરિ કયમ આવે દાવે અર્પણ વૃથા કહાવે
દાવે સંકલ્પ વિકલ્પ ઊઠે અવતરણ મરણથી નવ છૂટે
જ્યાં સુધી છે દેહનો દાવો ત્યાં સુધી કળવામાં નાવો
સર્વથા દાવો મેલ્યો અળગો તવ ચરણ વિમુખ તેને વળગ્યો
અમો અધમપણું આ શું જાણ્યાં તમો અધમ ઉધારણ કહેવાણા
અઘભંજન તારણ તું કહાવે દાવો દેખે ત્યાં તું ન આવે
તે માટે દાવો પરહરિ નિર્દાવે વધૂપદ અનુસરી
શરણાગત વત્સલ છો સ્વામી અંતરની કળા અંતર યામી
વિકળ વધૂ મન નવ સારે નાવે અનુકંપા મન તારે
દયા નિધિ છો દીન તણા બંધુ કરુણામય સાગર સુખ સિંધુ
તવ વાચ પેચ વિરલે કળ્યું વ્યામોહ થયો સુણી ચિત્ત ચળ્યું
ભાવાર્થ ભેદ અનુભવપક્ષે કળશે તવ કૃપા કટાક્ષે
રમણી તારી તે તું જાણે આ વેશ અધુના અવસર આણે
હરિ પ્રાણ થકી છો પ્રિય અમને તજતાં તે નવ તજીએ તમને
તન પ્રાણ પુનરપિ કે થાએ તવ શરણ સત જ હું તો જાએ
થઈ ગલિત ગાત્ર ન ચ વચ સત્તા ઉન્મત્ત ઉન્મત્ત થઈ ઉન્મત્તા
શ્રી શુકોવાચ

ઈતિ વિકલ વિતંતાસ્યાં શ્રુત્વા યોગેશ્વરેશ્વરે
પ્રહસ્ય સદ્ય ગોપીભ્યો આત્મારામો પરિરમત

હે નૃપ, વધૂ વિકલ થઈ જાણી- સ્તુતિસુણી અનુકંપા મન આણી
સત્કાર ત્યાં સ્ત્રી જન ને દીધો હાંસે હરિ કામાનલ પીધો
શ્રમ કલેશ રહિત કીધી રામા નૃપ ભૂરીદ ભાગ્ય જો એ ભામા
હરિ જોગેશ્વરેશ્વર થયો ત્યારે તરુણી તન મન વચ સુણી વારે
હરિ રામા પ્રતિ રમતા હવા આલિંગન આદિ દેઈ હવા
સત્કારે સુધ તનની ભૂલી તરૂણી તન પ્રેમ પરમ ફૂલી
નિર્લજ થઇ, તન લજ્જા નાણે નૃપ, હરિમય તે હરિને જાણે

અબળાનું અનન્યપણું જો ને સર્વથા મનનો સંશય ખોને
સર્વ સ્વાધીન એ આધીન કીધો પ્રેમે પ્રિયે વિક્રય કરી લીધો
સ્વતંત્ર શ્રુતિ કહે મન વાણી રમણી હરિની વિરલે જાણી
તન ગણના તૃણવત નવ રાખે ત્યારે આ રસ નૃપ, જન ચાખે
એ લક્ષણ ભક્તિ અમલ કહાવે મલિનને કળવામાં નાવે
નૃપ, એ વિધ મનનો મેલ જો હરે કૃપા મય પ્રેમ વિના ન કરે
કૃતકૃત અંગીકૃત કરી લીધી સન્નિધ અપણાવીને લીધી
વિધ વિધ રસ વધૂ જન શું કરતા ઉદાર હાસ્ય રતિ અનુસરતા
સર્વ વધૂ સહિત હરિ આવ્યા ત્યાં રમણ સ્થલ હેમ બાલુકા જ્યાં

નદ્યાપુલીનમાવિષ્ય ગોપીભિ હેંમબાલુકે
રેમેતા તરલાનંદી કુમોદામોદ વાયુના

હરિ હસતા યમુના તટ આવ્યા નૃપ, હરિ વધૂજનને વશ કહાવ્યા
રમણ સ્થલ રામાને દાખ્યું સાહિત્ય સત્ય શાસ્ત્રમુખે ભાખ્યું
હરિ હેમ બાલુકા મધ્યસ્થેયં દત્વા વધૂજનને સુખ ધેયં
રેમેતા તરલા નંદમયી કુમુદ સુગંધે સો અનલ ભઈ
વનિતા સતજુથ પીલો મન્ય ઉપગીય માન્ય મય અન્યોઅન્ય
તરલા વિભ્રમ દ્વિજય એ કલા ચંચલ ચતુરા મન થઇ અબળા

બાહુ પ્રસાર પરિરમ્ભ કરાલ કોરૂ ।
ન્નિવી સ્તનાલંભન નર્મ નખાગ્રપોતૈઃ ।।
ક્ષુભ્યાવ લોહ સતૈ વ્રજ સુંદરીણાં ।
સુકતંભયં રતિ પતિ રમયા ચકાર ।।

ભય મુક્ત કરી એણે જોગે સ્ત્રી તૃપ્ત થઈ સદ્ય સુખ ભોગે
આલિંગન ચુંબન કટાક્ષે કામાનલ પીધો એ પક્ષે
નિવી સ્પર્શ ન ખાગ્રે પાત કરી નૃપ એમ રમતા હવા હરી
કોને સુધ બાંહ અર્પણ દીધી કાચિત્, નૃપ, ઉર સ્થલ લીધી
કાચિત્ સુહાસ મુખે જોયું વ્રેહાનલનું દુઃખ એમ ખોયું
એ આદિ દેઈ રમણી અન્ય નૃપ લીલા અદ્દભુત ભિન્ન ભિન્ન
એ દુર્લભ રમણી ધેય અતિ નૃપ કળે કો વિરલા સંત યતિ

નૃપ એ સુખથી થયું મદમાન તે લખી હરિ થયા અંતર્ધ્યાન

એવં ભગવતા કૃષ્ણાત્ લબ્ધમાના મહાત્મના
આત્માનમેનિરે સ્રીણાં માનન્યોઅ્ચ્યધિકંભુવિ
તાસાં તત્સૌભગમદં વીક્ષમાન ચ કેશવ
પ્રસમાય પ્રસાદાય તત્રૈવાંતર ધીયતે ॥
ઈતિ શ્રી ભાગવતે એકોન ત્રિંશોધ્યાય:
અસ્મદ્ સ્કંધે અંતર્હિંતે ભગવતી સ સૈવ વ્રજાંગના
અતપ્યસ્તમ ચક્ષણા કરીણાં ઇવ યૂથપઃ

રાસપંચાધ્યાયી (ચાલુ)

રાસને છંદ

રાગ કલ્યાણ

ગર્વાચુ ભાવે કરી હરિ પરહરી ગોપ રમણી અનુસરી
સર્વે પરવરી તે તદા વ્રેહી મયી તે ભઈ તદા
અંતર્ધ્યાન તે માન મર્દન પ્રીતિ વર ઘન તે અરથે
ગર્વ સર્વ વિમુક્ત કરવા વન પમાડી મન્મથે
અંતર્ધ્યાન અદૃશ્ય નિશ્ચિત હાર વધૂ એક તન્મયી
ન ચ ભેદ અભેદ અધૂના ઓતપ્રોત એક તન સહી
વાકયવાદ કરાવી વધૂને વાચ પેચે હારવી
ત્રિવિધ માંહી ત્રિવિધ ત્રિવિધ એ પૃથગ કીધી તારવી
અતિ અગોચર ન ચ એ વિશ્વ સૃજન કળે
આદ્યમધ્ય ન ચ અંત એના સંત ત્યાં સાદૃશ મળે
એ હેત્વાર્થ સર્વોપરી અનુભવી જન લે કળી
જે જેહ મંડળ તણી તારૂણી તે તેહ મંડળમાં મળી
શોક ધરતી વન વિચરતી રૂદન કરતી કે ફરે
કઇક તનમાં કઇક મનમાં કંઈક સંબોધન કરે
કંઈક સમીપ કટાક્ષ લક્ષણુ તીવ્ર તીક્ષણુ ઇક્ષિતં
ત્રિવિધમાંહી ત્રિવિધ ત્રિવિધ એ પૃથગ પૃથગ હિતં

હેત અંતસ્યધિક સહસા અસાધારણુ અનુસરે
કરિ કરિણી જૂથ વિગત એમ વધૂ આક્રાંત કરે
સિન્ન લોમ વિલાસી વધૂની આવિર્ભાવ હવો સમે
વ્રેહ મહીં હરિ અનન્ય ભાવે પૃથગરૂપે ઈ રમે
ભિન્ન આવરણુ તૃતીય મંડલ અખંડિત એ મરકતમણી
ગુલ્મ દ્રુમ તૃણુલતા વલ્લી અમલ શોભાવન તણી
કમલ નલિની અન્ય કુસુમ એ અખંડ ઉડુ ઉદિત ત્યહાં
વાદ્ય વાદિત નાદ નૃત્ય ગીત ઘોષ અખિલ જ્યહાં
અખિલ મોદ વિનોદ વિભ્રમ અખિલ અનલ સુગંધમયી
અખંડ મંડલ હરિ દૃષ્ટવા શુક સુખે અખિલ એક ઈ
મનોરથ અરથ સકલસિદ્ધિ ત્રિભિર ભૂવણુ રાસની
અખંડ મંડ પ્રચંડ મંડલ વિહરે વધૂએ વિલાસીની

દૃષ્ટવા વનં ચારૂમખંડ મંડલં
કુમોદિની પદ્મ સુગંધ માદિતઃ
દ્રુમાવલી ગુલ્મ લતાકુલાકુલં
વિલાસ હાસે વિહિતા નિજાડગના

પરસ્પર શ્રૃંગાર હાર એ શોભિતા શુભ શુભ ધરે
અનંગ રંગ તરંગ તરૂણી અંગફૂલતા અનુસરે
કો કુતૂહલ કેલી ક્રીડા લીન લાવણુ લય અતિ
ગતિ મતિ રતિ એક પતિ શું પુરા વર્યાં એ સતી
નૃત્ય ગીત વાદિતમદ્ભૂત અતીવ સઘોષ ધ્વનિ થઈ
સકળ લોક સુણીત વિસ્મય વાદ્ય વાણી રસમયી
ન ચ એકલના અકુળ અદૃશ નેત્ર ગોચર નવ હવે
પરમ રાસ વિલાસ રસ એ અનુભવિને અનુભવે
મુકુટ લટક પર ચંદ્રી ચટક પર ચટક મટક પર તન વારી
અલક નિદ્દલક ચલક કુંડલકી મૃગમદ તિલકકી બલિહારી
કમલ દલ લોચન ભવ ભય મોચન રૂચીરૂચી ચિહ્ન ન ચિતધારી
નક વેસર મોતી નિર્મલ જ્યોતિ પરમ ઉદ્યોતિ અધર ભારી

અધર પ્રવાલં મહારસઆલં વચપ્રતિચાલં પતિ સાચો
કુશભ[1] મણીમાલં પરમ વિશાલં મુક્તાલં લખિલખિ રાચો
કે ઉર બાંહે લક્ષમણી ઝાંચે વર મનમાંહે મચી જાચો
પંકજ પાણી હૃદયે આણી લલચાણી જાણી સાચો
કંકણુ મનરંજન કર દુઃખભંજન એહી નિરંજન અબ આયો
નિરખી થકિત મેં વે રમણી મેં પરમ કૃપા ભઈજ બંધાયો
લક્ષ હૃદય સ્થળ કૌસ્તુભ ઝળહળે અતિહી ચપળ ચિત હરખાયો
પીત પીતાંબર કટિ કાછની ધર અવલોકન કર એહી પાયો
નૂપુર ઝમકત ઘુઘરી ઘમકત છમક છમક તન ઈતિ ધ્યાનં
નૃત્યતિ બાલં કર કર ચાલં તાતિતી તાલં ગતિ માનં
આનંદ કંદં જલપિતમંદં નાના છંદં વદ બાલી
પરમ વિનોદં કરે અતિ મોદં સુખસંબોધન નિજ તાલી
વપુ એ વિલોકે સુખ તન તોકે પુલ રોકે ભો ભાગ્યશાલી
ઉન્મિલઅક્ષે લક્ષ વિલક્ષે અનુભવ પક્ષે પુરા બાલી
તંલીન લવનગતિ પરમ મગન મતિ ન ચય ઉગન ઉન્મત્ત જલ્પે
ગ્રીવા શું લુંબે અધર ચચુંબે લપટીત તુંબે મન મલપે
ઈહી મરાલ ગવની તન તાપ શમની નિજ ભવની ભય ના કલ્પે
કંચન વરણી ચતુરાચરની સુખકરની સુખ સુખ તલપે
કુરંગ નયની રસ સુખભરની ગંડ છબીલી લટ ઝુલે
શીશ પન્નગ ફૂણી શીશ ફુલીંગમણી અજ હુ વહ રમણી ફુલે
ઝલમલ આકર ભાવ સુધાકર લક્ષ કુસુમાકર મદ ભૂલે
ભવજાલનકી છબિલાલનકી ફબ ગાલનકી ગુલ ફુલે
નક નકફૂલી છબ બહુમૂલી સમતુલી સબહુ ન એસી
સુસના આષાઢી અંગી ઉઘાડી પીત ઉદિત વિદ્યોત જેસી
કુચ પર માલં કુસુમ વિશાલં મુક્તપ્રવાલં ત્રિયુ તેસી
કે ઉર બાંયે પરમસુભાયે કંકણુજાયે કર કેસી
હથ ફૂલ ચમકે દામિની શ્રીદમકે દસ વેઢ ઝુમક ન્યારી ન્યારી

---

૧. કૌસ્તુભ

ચરણુ નાભિ તટી ક્ષુદ્ર ઘંટિકાકટિ શોભત શુભદિન છબભારી
ઘુઘરી નૂપુર મંદ મંદ સુર નૃત્યતિ લસતિ ઉર ગઈ રામા
ન ચ ઈતિ ભાનં વચ તતાતાનં રસપાનં એહીઅ ચ ભામા
પદૌ ન તૃપ્તે કૃત નૃત્ય છંદં
કરૌ ન તૃપ્તે વિભુ વાદ તાલી
નેત્રે ન તૃપ્તે સુવિલોકય રૂપં
મન ન તૃપ્તે મનન આત્મવિત્તં
નૃત્ય વાદ્ય વિલોકી ગાતાં તૃપ્તિ મન એ ન ચ હવે
સુખહાસ રાસવિલાસ વધૂને અનન્ય અંગે ફળે
પરમ હેત સંકેત ક્રીડા ન્યૂન રમતાં નવ રહી
તો એ તૃપ્ત ન થાયે તનમન મનોરથ તન્મય થઈ
તવ ઉપાસી નિશુલ્ક દાસી નિવાસી તવ ધામની
રમણી ભાસી તું વિલાસી તૃપ્તિ નવ તવ નામની
જ્યહાં જેમ ત્યહાં તેમ રમે તું ગહન ગતિ કો નવ કળે
એહ રમણુ વિલોકતાં સદ્ય પુરુષ પુરુષારથ ગળે
પંચવિધવિદ પૃથગરૂપે આવિર્ભાવ સુણુ નૃપ
સ્વ અંગના પ્રતિ પ્રતિપૂરણુ વિજય કરવા કંદ્રપ
પુરા જોગેશ્વર હરિ જો આકર્ષી માયા જદા
ત્રિભિર આવરણુ રચના કરીને તિરોગતિ પામ્યો તદા
વિમલ વેણુ નાદ કરીને સ્વ અંગના મોહત કરી
નૃપ, જો ગુજર દેહ ધરીને જોગેશ્વર એ શ્રી હરિ
વાચ પેચ એ અવધ સુખથી ત્રિવિધ વધૂએ પૃથગ હવી
કરી મોચન સકળ દુઃખથી પુરા સંઘે સંભવી.
અખંડ અંતર્ધ્યાન સમ એ ગોપ મંડળ માંહી તે
પૃથગ આવિર્ભાવ નૃપ જો રાસમાંહી વિલાસ એ
નિસ્વાર્થ રથ ન ધર વિસ્મય પરમ અર્થ અનુક્રમે શ્રુણુ
હવો તન આવેશ મમ જો વિલાસ નિજ જનનો આણુ
રહસ્ય માંહી રહસ્ય રહસ્ય એ વિદુ નૃપ સર્વોપરી

કામાનલ હરમાલિંગં ત્વં વિહીન અવર ન રંગં
તવ નેત્ર સલિલ તરંગં સુખ મન સંમોહ પ્રસંગં
પ્રસંગ રંગ તરંગતી અવ્રતિ મનોભવ ભય હારિણી
વધૂ વિશએ વિપુન મદ્ભુત રતિ વિલાસ વિહારિણી
મકરંદ મંદ સુગંધ વાયુ સકલ કુસુમમયી પ્રિયે
ઉદિત મોહ વિનોદ મદ્ભુત મનોભવ ભય સ્ત્રિયે

મનોભવ પ્રભવં હરામિ
અધરામૃત લવય કરામિ
સુખ યં શ્રવતિ પરામિ
મુખયં વિલોકય વરામિ

સકલ તાપ કલાપ કંદર્પ સમાગમ શ્રમ મોચની
પરમ હેત સંકેત સુખ દઈ મમ મયી મૃગ લોચની
લતા લુંબિ ચુંબે દ્રુમ શું પરપસ્પર મય થઈ ભજે
કરે કુતુહલ ઋતુક્રીડા નિમિષ દ્રુમને નવ તજે
વિબુધ બુધ ન ચ જ્ઞેય એહ ગોપ્યૈ, રાસ રહસ્યમુભય વિદં
ત્વં મમાવ્યુર ભાવ ભામા ભેદ અનુભવિ વિદ ઈદં
સુખ અનુભવ્યું તે અનુભવિ જન ગાયે અનુભવ્યું સુખમમ
વિના અનુભવ અનુભવે તે આપ બલ કેવલ શ્રમ
કેવલ શ્રમ અનુભવ પાખે ન ચ રહસ્ય રસાયન ચાખે
અભિમાન માન મદ રાખે પ્રજ્ઞા બલ ચલ છલ દાખે
વિલાસ વિહીનનું ચિહ્ન એ પ્રિયે રહસ્ય રસ તે નવ કળે
વિલાસની જન રાસ સુખથી નિમિષ અળગી ન ચળે
અપર હેત સંકેત મમ પ્રતિ અખિલ સુખ આશે અતિ
ગતિ મતિ રતિ લીન મમ મયી મહાસુખ વરતે સતી
સુખ અખિલ વિલાસે રહસ્ય રહસ્ય મયી રાસે
અદૃશ્ય કીદૃશ આશે પ્રતિ ઉત્તર પ્રગટ પ્રભાસે
પરમ વાક્ય વિલાસ સુખરિત સુણી સમીપ આવી સખી
ત્રણ નેણ સુવેણુ વેણુમાં અર્પણ કરે ગત ઓળખી

પુરા હાસ્ય વિલાસ રસ સુખ રહસ્ય રાસ સંકેત એ
એહ વિલાસ વિનોદ દુર્લભ પરમ સુલભ પ્રેમને
દુર્લભ સુલભ વધૂ પામી સર્વથા વશ થયો સ્વામી
વરમાં વર અંતર્યામી સ્વતંત્ર અજીત અનામી
તરતીફલી વિધુઆ અતિગળી
પ્રાણ જલ્પીએ જાણુના રતિ એમ વલ્પીએ
પતિ હે પ્રાણુનાથ અતિવ્યથાએ હો સખી જાણુસાથ રતિ રંગાએ હો
છંદ ગાન ધ્યાન ગદ્ગદ્ સ્વરે મંદ તાન માન વદે આંસુ ભરે
ત્વાં વિચિન્વતે પ્રિયા જન બહુ યહાં યજી નર તે સ્ત્રી જન સહુ
ચિંતિત ત્રય તેહ વર પુરા મતીતં શ્રેયં સ્નેહ ધરા ઉરા
ઘોષ અતિ કરે સ્નેહ રતિ ધરી જો સંગતિ ધરે એહ પતિ વરી
શબ્દુદાશયે સાધુ જાત
સત્સખી જોદર શ્રીસુખા દશા
સુરત નાથ તે શુલ્ક દાસિકા
વરદ નિઘ્ન તો નેહ કિં વધા ।
શરત તેં કરી કચન ભાલ હો
ત્વરત એ હરિ વચન પાલ હો
ઉતરતુ વિતર્ક
ઉતન તુચિમર્ક દશતા મનં
ખટઋતુ લીલા નિભા એહમાં હવી
નટ સઉ વિભામાં દેહમાં ફબી
આશ એ કરી ધાવતી સતી
પાસ તે ખરી ભાવતિ પતિ
સાધુ તે વરં પ્રાણુનાથ હો
રમણુ સાથ હો
જાત મેં મનં તેજ નં
ઘનોરથં

ઇતિ પરં હરિય એક હે।
પતભિતે હરં વરિ અને કહે।
સરસી રસ અતિ અન્ય અચાવહે।
તરસી સ્પર્શ તિન ચ નચાવ હે।
જય જય જપતિ વર ઘોષ હે।
મમ એ મમ પ્રિયે હિવડે જોશ હે।
ઉદર સીત યા વિઘ્ન ચારિણી
ભૂધર પ્રીકયા ધિઘ્ન ધારિણી
સુખા દુસાન તે ધિત અંન હે।
સુખ સ્પર્શ પતિ હિત મંન હે।
હિવી સુખં અલં સુખ વિલોકતાં
હિવી દુઃખ સ્થલં સુખ એ તોકતાં
સુરત તાહરી એહ એક હે।
પુરત બાહરી દેહ અનેક હે।
નાથ તે વિહં અવધેય કરી
સાથ તે ઈહં તવધિમે વરી
શુલ્ક ચોકી એહ સુખ સંકેતની
મુલ્ક નોખી સુમુક્ષુ નીકેતની
દાસિકા અયં અંગની રમા
ભાસિકા નયં સંગની મમા
વરહ નિશા[1] તો ગોપી તન તજે
ત્વરધવિ અધુના ઘોએ તનુ ભજે
દાસી તન ત હાંસી જન તણી
એહ હાસનો ક્ષોભ તે અતિ
દેહ નાશનો નો ભજન પતિ
પ્રીતિ જનતણી ઝુરણુ ઝાલ હે।
પ્રીતિ જનતણી પુરણુપાલ લહે।

---

૧ નિભા

નેહી ફ્રી વધ ઈતિ અયોગ્ય હો
એ હિતે ત્યધ પ્રીતિ વિયોગ હો
શરણુપાલ હો ગાય એ સતિ
મરણુ ટાલ હો ધાઓ હે પતિ
દીન જન સતિ સ્તવન અતિ કરે
લીન તન અતિ ગવન રતિ પરે
ગતિ મતિ રતિ ચરણુ તવ વસે
સતિ પતિ અતિ શરણુ તવ કસે
નેહ અનુસરી ને ઘાત ને એહ
એહ તનુ હરિ પાત હો એહ
ઘાત થી અધિક તવ વિયોગ હો
પાતથી ન બીક એ લવ અયોગ હો
મીન જળ વિના તલસી તન તજે
દીન કલપના વલપી
અનંગ પર મેટ રાગ હો
હર ભેટ લાગ હો
પ્રાં થયાં વિદ ચરે સહો
જાણુ તત દયાં હિદ વરસહો
શરણુ સુખ કરાં વચન વદ હો
મરણુ દુઃખ હરાં સચ અભેદ હો
વિષ જલાપ્યા વ્યાલ રાક્ષસાત્
વર્ષ મારૂતા દ્વૈધુતા બલાત્
પ્રખમ આત્મજા દ્વિશ્રતો ભયા
દૃષભ તે વયં રક્ષિતા મહા
વિષ પ્રવેશથી જલ પ્રવિષ્ટવાન્
દુખ વરેશથી સ્થલ નિવિષ્ટવાન્
આયાત અંશ તે અખિલ લીજ હો
જાયાત પાંશુ તે નિખિલ નીજ હો

વીચ વીચતિ ભૂત કાસ હો
        દ્રય દ્રયતિ ઉતવાસ હો
આલ આલચ કૃષ્ણુ
        બાલ બાલાયં વૃણુ શોભા હો
રાસ ભાસ લોકમાં વિલાસ હો
        સાથમાં વર વૃત વિભાસ હો
અક્ષ સાત એ અંશ ઉતર્યો
        લક્ષ વાત તે હંસ ભૂ વર્યો
વર્ષ અંભુ તે વસ્યું
        પરમશંભુ તે વર કસ્યું
મરૂત વાયુથી ભઈ તન હવા
        અરૂત આયુથી મઈ તન ભવા
અવિદ્રુતા નભા તુ ભિન્ન તેજ હો
        મલી[1]નતા કલા અન્ય એ જ હો
વૃષમ આત્મ જા નેક સંજ્ઞયા
        પ્રશમ આત્મ યા કેક રંજ્ઞયા
વિશ્વ તો ભયાત્ ઉભયની સ્થીતિ
        દૃશ્ય તો મયા તુ ઉભયતિ ઇતિ
સફલ[2] તે વચં તવાહં પ્રિયા
        કુષવ તે વચં તવાહં સ્રિયા
રક્ષિતા મહં વાર વાર હો
        ઇક્ષિતા સહુ પાર પાર હો
એ સમે નચ હરિ
        મેકિ મે વચ ગરી
શરણુ અનુસરે સર્વ ગણુ ભયં
        ચરણુ તનુ ધરે ગર્વ મત વચં

---

૧ ભી

૨ સખભ

પરા વિધિ કલા વચન પાલ હો
વરા સિદ્ધિ મલા...ન ભાલ હો
તલપતાં અમારી જાય શર્વરી
જલપતાં ગળી ગાયે વર વરી
ગદ્દ્ ગદ્દ સ્વર ટેક જોશ હો
વદ મદ ત્વર એક ઘોષ હો
ન ખલુ ગોપિકા નંદનો ભવાન્
નખિલ દે નામ તરાત્મધૃક્
વિસ્રષ્ટા સાથીં તો વિશ્વ ગુપ્ત એ
શષ ઉદ ઇ વાન્રાત્વ તાં કુલે

× × ×

રાસ પંચાધ્યાયી સમાપ્ત

## નાનો (છોટો) રાસ

શરદની રાત સોહામણી શ્યામળીએ વાહી વંશ રમવા જઈયે રે
લોક મર જાદ પરહરીને ન ગણે વેરી કંસ રમવા જઈયે રે
સુધ બુધ ભૂલી શું હરીને ગોકળીયાની નાર રમવા જઈયે રે
કોણેક આભૂષણ પહેરિયાં કો ભૂલી શણગાર રમવા જઈયે રે
કો વેણ ગૂંથી નીસરી કોના છૂટા કેશ રમવા જઈયે રે
કોનેક આ ભરણ અંગ નહીં કો છે બાળે વેશ રમવા જઈયે રે
મંગળ ગતિ માનુની આવી મોહન પાસ રમવા જઈયે રે
કર જોડી કરે વિનતિ વાલા પૂરો મનની આશ રમવા જઈયે રે
વાલે મુકુટ ધર્યો મોર પેચનો તેમાં શોભે અંગ રમવા જઈયે રે
કાને કુંડલ મુખ મોરલી શ્યામળિયે રાળ્યો રંગ રમવા જઈયે રે
વેજ્યંતિ માળા ઉર રલકે ને ગળે ગુંજનો હાર રમવા જઈયે રે
મુકતા ફળ માળા કંઠમાં જોઈ વરત્યો જયજયકાર રમવા જઈયે રે
કટી મેખળા કટી કાછનીને પહેર્યાં પીતાંબર ચીર રમવા જઈયે રે
જોડ દીસે રળિયામણીને બેલડિયાં બલ વીર રમવા જઈયે રે
પાયે ઘુઘરી રણઝણેને નૂપુરનો ઝણકાર રમવા જઈયે રે

સખી વળગી સૌ વેલડીને વાધ્યો રંગ અપાર રમવા જઈયે રે
કોઈ વગાડે ઝાંઝરીને કોઈ બાંધે મૃદંગ રમવા જઈયે રે
કો કાંસી લે હાથમાં ને કોઈ નચાવે અંગ રમવા જઈયે રે
કોણે નક ફેરી મુખધરીને કોઈ વગાડે ચંગ રમવા જઈયે રે
કો કર માં તાળી પડે ને કો કર માંહી ઉપંગ રમવા જઈયે રે
મોહન વજાડે વાંસળીને શોભા કહી નવ જાએ રમવા જઈયે રે
સર્વ વધૂ મળી નાચિયાં ને ત્યાં પુષ્પની વૃષ્ટિ થાએ રમવા જઈયે રે
શંકર તાળી ચૂકીઆ ત્યાં મુનિવર ચૂકયા ધ્યાન રમવા જઈયે રે
જમુના જળ સ્તંભિત થયું વૃંદાવન માંડયું તાન રમવા જઈયે રે
નાગણુ લાગી નાચવા ને બ્રહ્મ ચિત્ત ચૂકયા ધામ રમવા જઈયે રે
થેઈ થેઈ ત્રણુ લોકમાં ને ધન્ય ધન્ય ગોકુળ ગામ રમવા જઈયે રે
વૃંદાવન માંડયું ડોલવા ત્યાં પંખી ભૂલ્યા વાસ રમવા જઈયે રે
સુરભી લાગી નાચવા ત્યાં રજની થઈ ખટ માસ રમવા જઈયે રે
ફૂરી ફૂરી લે ફૂદડી ને માંડયો અખંડ રાસ રમવા જઈયે રે
દુર્લભ વિલાસી ભેટિયો વાલે પૂરી મનની આશ રમવા જઈયે રે

## રાસનો સમો

### (રાગ સોરઠ)

સખી સાંકળીને હાથ રાસ કીધો રે
સખી પ્રાણુ નાથ સાથમાં લીધો રે

સખી તાતા થેઈ તાતા થેઈ બોલે રે
એક એક શું બાંહધરી ડોલે રે

મૃદંગ ભેરીને તાલ તુરી વાજે રે
પ્રીત અનેરી કરે એ સુખ સાજે રે

ચંપ ખંજરીને મોર ચંગ ઘોરે રે
વીણા ઝાંઝરી ઝાંઝને ટંકોરે રે...સખી

જંત્ર પૂંગી કરતાલ સારંગી રે
બીજી બાળ દે તાલ ઉમંગી રે

પગપાન પાયે વિંછુવા વાજે રે
તતા તાનતા એ છામ છમક ગાજે રે
રમ ઝોળમાં ઘુઘરી ઘમકે રે
પગ તોલતાં છાનન છમકે રે
નેપુર વાજણાં વજાડે પાએ જોડે રે
એક એકથી ઘણાં ઘણાં ઘોરે રે
ચરણાં ચુંદડીની ઝાંહે ભારી રે
માંહે ભાત્ય ભૂન્યારી ન્યારી રે
શું શણિયાં કસુંબી સાળું પીળાં રે
વનિતાએ વિચિત્ર વિધ લીધાં રે
કટી કટી ક્ષુદ્ર ઘંટિકા ઘોર રે
લટી લટીને વજાડે લટક જોર રે
ઉર આંગિઆની કસ કાઢી રે
રસ ખેલતાં થાએ નહીં માઠી રે
કુસુમ માલ વિશાલ ઉર લળકે રે
જેમ સમ મલીક માલતી મહેકે રે
અનુરાગ સુગંધ ના કીધા રે
તનુ જાગ જાગ જોઈ દીધા રે
અતિ અંગિઆ ઉર ચીઠ મળતી રે
રતિ થાએ પુર સલક સલક સલતી રે
ચંદન હારને ચંપકલી ઝાંએ રે
શોભે નાને તન મન તિન માંહે રે
બાંહે બાજુબંધ બેરખી ચળકે રે
ઝાંએ કેરખી ચળકતાં ઢળકે રે
કોણે કંકણુ બેરખી ઝાંએ રે
ફુણી હામસી ચુડલા માંહે રે
પહોંચી ગુજરી પણું એ મલકે રે
હાથ સાંકળાં ઝાંયે વેઢ ચલકે રે

ચુંબક બિંબ અરૂણુ મધુર દશન તેવાં રે
સુભગ રૂપરંગ કળી અનાર જોવાં રે
ઝળકે દશન રેખ જુવતિ હસતાં રે
ચળક મળક મુખ માનુનીનાં લસતાં રે
નિર્મલ નાસિકાએ વેરીનું મોતી રે
વિમલ જાણી એ દીપની જ્યોતિ રે
અમલ નેણુના નેહ છે ધાડા રે
શોભે માનુની જુથમાં જોડા રે
ભઁવર બે વચ્ચે ચાંદલાની જ્યોતિ રે
ઘુમર લેતાં લોલ મલકતાં મોતી રે
કરી આડ કુમકુમની ગમતી રે
ભરી ખોર જોર ચંદ્રિકા રમતી રે
કરણે કરણુ ફૂલ ઝરમરિયાં ઝળકે રે
ધરણુ લોલ એ કપોલે ભલકે રે
બણી દામણી કપોલે વિલસી રે
મણી મોતીડાંની ઝાંએ ત્યાં લસી રે
વેણુ ઓળી કપોળે લટકે રે
એણુ લોભે મદન મન ચટકે રે
જોઈ માનિની એ મોંગ સેંવારી રે
મોહી અનંગ ગયો અતિ હારી રે
લખી પ્રાણુનાથ સાથે મન મોહ્યું રે
સખી શીશ ફૂલ માંગ મધ્યે સોહ્યું રે
નેણે કાજળ સાર સલુણાં રે
વેણુ સેણુ વાણુ સલુણાં રે

× × ×

રાસનો સમો સંપૂર્ણ

## મોટું કીર્તન ધામનું

રાગ પંચમ

અનુભવી દેહીનો નેહ નયણાં કરે
એહ નિશાણી નહીં તિમિર ટાળું
સુરત સંકેતમાં હેત અનન્ય ધરે
તેહને ભુવન તણી વાટ ભાળું…અનુ

ધ્રુવપદ

એહ સર્વ મંડ કોષાંડથી ઉપની
મધ્ય મેરૂ પર્વત જ્યાં પ્રકાશે
શબ્દ અંજન કરી લે ન ચિતમાં ધરી
એક પર એક સર્વ ભૂમિ ભાસે…અનુ
દેવ દાનવ ઋષિ મનુજ પંખી પશુ
ચર અચર જીવ થયા મિથુન ભોગે
સ્વર્ગની મંડમાં મુનિ જે મોટા વસે
સલિલ પર્વત થકી જળને જોગે…અનુ
એકે કા વર્ણ જોગી ગણુ દ્વિજગણુ અધિક
દ્વીપ અદ્વીપ કહાં સકળ ગોલે
ખંડ નાના વિધે સ્નેહી સોહામણી
કેક ઉપાસના તત્ત્વ તોલે…અનુ
તત્ત્વ ખટ વિશ્વની સૃષ્ટિ આ અનુભવી
રચી જો વિરંચિએ ભૂત સૃષ્ટિ
જોગની જાળ જેમ લોભ ઉરણુ નાભિથી
સુરત સંભાળ પડે કાળ દૃષ્ટિ…અનુ
કાળ જોગે કરી સૃષ્ટિ આ વિસ્તરી
ધાતા પૂર્વમાં કળા એવી
જપ તપ સંજ્ઞા એ શબ્દ ભાળી કહી
નાભિથી નિસર્યો જોઈ જેવી…અનુ

સંજ્ઞા એ સદ્‌ગુરૂ વિણુ કોઈ જાણે નહીં
ઉગ્ર તપ આસરે આચરી દેહ ગાળે
ધ્યાન આ નિશ્ચળ ધરે અચળ આસન કરે
સદ્ય સંદેહ સદ્ ગુરૂ ટાળે...અનુ.
રચી જે વિરંચીએ સૃષ્ટિ સઘળી કરી
જાણ્યા વિણુ કાંપડે એહ જાળે
સત્તા વિરંચીથી વિશ્વ વિષ્ણુ થયો
વિશ્વ રચ્યું તેણે એહ કાળે...અનુ.
તેજ વિષ્ણુ તેણે વિશ્વ આ અનુસર્યું
એ વિશ્વ બ્રહ્માદિક દેવ જાણી
શેષ આસન કરી ક્ષીર સાગર હરિ
સૂતો સર્વ સાંભળે વિશ્વ વાણી...અનુ.
એહ વાણી વિરંચીએ અર્વાક્ કહી
એહ પર વાકયનો શબ્દ આવ્યો
નાભિજા નામ પણ નામ કામે ઠર્યું
રચ્યું આ વિરંચીએ નામ કહાવ્યો...અનુ.
એહ ઉપાસના હોય જે જેહને
મુક્તિ શું લોકના જીવ જાણે
તેહ શું વાત વહેવાર કહો કેમ બણે
અનુભવિ સાક્ષ્ય એ ચિત્ત આણે...અનુ
મુક્તિ સાલોકનું એહ મંડળ કહું
વ્રત તપ તીરથ દેહ કષ્ટે
નિયમ સંયમ કરે જજ્ઞ જપ અનુસરે
એહનું બળ રહ્યું એહ સૃષ્ટે...અનુ
નાભિ નારાયણુથી કોષ એક પદ્મ હતું
જોગની જાળ લઈ સૂતો જ્યારે
હિરણ્મય કોષ તે વીર્ય જ એનું રચ્યું
જોગમાં ભોગ સંભવિયો ત્યારે...અનુ.

એ થકી પર પુરુષ અન્ય પર બળ કરે
જોગમાં ભોગ સંભોગ મેલ્યો
ઊઠવા દે નહીં સૂતો ત્યાંથી કરી
સ્વપન ના સુખતણો સ્વાદ હેલો...અનુ
સૂતો કલ્પના કરે સપનામાં અનુસરે
જોગની જાળમાં કાળ બાંધ્યો
નાના વિધ જોગણી ભોગ સંજોગ કરે
એહ સંજોગનો ફૂંદ ફૂંદયો...અનુ
કાળની જાળથી જોગ જાગે નહીં
ભોગની ભાવના મોહે ભૂલ્યો
અંગ અવયવ સર્વે તત્ત્વ ચોવીસનું
હલવે હાલે નહીં એમ લૂલો...અનુ
નહીં કશું ભિન્ન ચિંત સુખ માની રહો
એથી અતીત તે કાળ કહીયે
વાણી સંક્ષેપમાં વસ્તુ ભાળું ઘણી
અનુભવી અનુભવ એમ એમ લહીએ
કાળને જોગે વિરંચી સ્રી પુરુષ સો
કારણ સૂક્ષ્મ એમ સ્થૂળ લહિયે
ત્રિભિર પુરુષે કરી સૃષ્ટિ આ વિસરી
ત્રિભિર થઈ એક વિરાટ ધરીએ...અનુ
મુક્તિ સારૂપ સુખ સપન સંભવ સદા
જોગ બળ જોગ આરૂઢ કહિએ
એ દશા જેહની દેહ દરશે સદા
તેહ મુક્તિ તણા જીવ લહિએ...અનુ
કાળ કો દંડની મંડ માંડી કરી
નેત્ર હૃદ સૃષ્ટિ તણી ભૂમિ ભાળું
વાણી વિસ્તર ત્યાં પાર આવે નહીં
થોડે ઘણું કરી તિમિર

તે વાણી તે લહી અવર મુખ નવ કરે
 બહાર ના લોકથી ગુપ્ત રાખી
બ્રહ્મ તે એ કહ્યો સત્ય સંશય હરો[1]
 એ વાતનું જો જો આ ગીત સાખી...અનુ
મુક્તિ સાંખ્યની કપિલ મુનિ સંભવી
 કીધો દેવ હુતિને બોધ જ્યારે
ચારને પરહરી પાંચમી અનુસરી
 લીન કપિલમાં થઈ ત્યારે...અનુ
હંસ પરમહંસ તરંગ ત્રિયજ ચાતુંસો
 સામુકિત સારસણી સદ્‌ગુરૂ એહ
જેવે ભાવે મળે તેહ તે સાંભળે
 તન ગળે તેહ તદ્રૂપ એહ...અનુ
સાલોક સાયુજ્ય સામીપ સારૂપ એ
 સરસની સર્વ ઉત્કૃષ્ટ વરણી
જે જ્યાંનો જીવ તે તે શું વળગી રહે
 નવ ગ્રહે સદ્‌ગુરૂની આચરણી...અનુ
અક્ષર પચાસની પૂર્તિ પૃથગ એકથી
 ભિન્ન ભિન્ન ભોમની વાત ભાખી
માત્રામાં વહે તો ભાવાર્થ ક્યાંથી લહે
 એહ વસ્તુનો સદ્‌ગુરૂ સાખી...અનુ
ત્રિયા વિણ વિધિ કરી પૌરુષી સૃષ્ટિ કહું
 પુરુષનો તાર તે તેમાં આવો
તાર અવતાર એને એક સંભળ્યો
 પુરુષ આવે પણ પુરુષ નાવ્યો...અનુ
વક્ત ચોસઠનો પુરુષ તે પરહી પર
 તેહનો તાર અવતાર એહ
દેહ આવરણ અવતાર એ તારથી
 એને એક આવેશ વિચિત્ર દેહ...અનુ

---

૧ રહ્યો

ધાત્રી સંમુખ ઇતર ધાત્રી સંમુખ વિતર
વિમુખ સંમુખ રહો તાર બાંધી
તાર અવતાર વિસ્તાર અવલંબિયો
કાર વહેવારની નાંખી આંધી...અનુ
તારાની મંડ પ્રગટ પ્રચંડ કરું
તાર ઢાંકયો અવતાર ગણે
વેદ બોલ્યા બહુ શાસ્ત્રે એ નવ લખ્યું
પુરાણ ઋતુ શું સુરે જાણે...અનુ
ટેકે અટકળ કરી જો જો ચિતમાં ધરી
અનુભવિ એહ કલ્પનાએ કીજે
તાર અવતાર સર્વ તારથી માત્રિકા
અક્ષરે અનુભવું કયમ દોષ દીજે...અનુ
બોલે અવર વાકય પર વાકય પ્રીછે નહીં
ગુણ વિશે અનુસરે કર્મ ભોગે
વસ્તુતા નવ લહે વાકય અટકળ કરે
ગુણ થકી ઉપની ગુણને જોગે...અનુ
ત્રિયા જથી વાર અવતાર જે જે હવો
વિષય વહેવાર સર્વ એણે ગાયો
એહ ઠગણો અને જગત એણે ઠગ્યું
આશ ત્રાસે કરી લોક વાહ્યો...અનુ
પૌરુષી સૃષ્ટિનો મર્મ જાણ્યો નહીં
લોકના ધર્મના કર્મ ગાયાં
ભૂલ્યો ભૂલેલાને જઈ પંથ ભાળો કહે
ના ન કહિયે એવાં અંગ હાર્યાં...અનુ
આશ મદ લાભ વિશ્વાસ દે લોકને
શાસ્ત્ર એ વેદ પુરાણ ઝોળે
એહ મમતા ફરે સંશય કયાંથી હરે
અનુભવી મારગ એમ ખોળે...અનુ

એ થકી કાર ૐકાર તેને કરે
તાર અવતારનો તે અધીશ
વિજન સ્વર અક્ષર લે એ એહમાં
ચતુર્દશ ભુવનનો એહ ઈશિ...અનુ
પૌરુષી મામથી એહ પુરુષ હવો
પંચ એકતા થઈ એ ઉપાયે
તાર પુરૂષ શું અનુસરી પૌરૂષી
તાર સંગમ થકી પુરુષ જાયે...અનુ
અહર પર અનવે થકી તાર બીજે છકી
બીજની સૃષ્ટિ તે એહ કહિયે
તારથી સંભવી તાર સાથે રમે
એહ પર ભવપુરૂષ નામ લહિયે...અનુ
બીજ ભાંડિર તણું વર્ક્ષ જોવા અણુ
તાર પુરુષને સોંપી દીધું
તાર ત્યારે પુરુષને જે અનુસરે
બહુ મળી મંડનું રમણ કીધું...અનુ.
પૌરુષી સૃષ્ટિ અજ અડગથી ઉપની
માંહી એહ અજ અંડે એ નામ કહાવ્યો
સર્વ આધાર આધાર એ તારને
વરણ વાણી માંહે તેહ નાવ્યો...અનુ
મહાનિશા એ અનુભવથી ઉપની
અવધિ પ્રચારવા કીધું નારી
પુરુષ પરપોટો ઉજ્જવલ જલ સંભવ્યો
અનુભવ્યું અનુભવ્યું મોહ વારિ...અનુ.
મોહ વારિ તણું વિમલ તે ફૂર એ
પૌરુષી સૃષ્ટિને ફૂર ભાસ્યું
અનુભવ ભવ પ્રતિબિંબ આગળ કર્યું
ભવપુર સંતોએ હાં ઉપાસ્યું...અનુ

અનુભવ્યું અનુભવ્યું અવધ ઇચ્છા થકી
તેણે અનુભવે ઠર્યું નામ એનું
ભવ કિતો સંભવ્યું અનુ એવું ના નિજ
અનુસરે અનુભવિ નામ એવું...અનુ
અખંડ નિનાદિની જ્યારે બુદ્ધિ થઇ
તાર બાંધ્યો ત્યાંહાં વાર આવી
અવધે ઊભાં કરી તાર તે ઊતરી
તે થકી તારૂણી નામ કહાવી...અનુ
નામ સંકેત અચ્યુત જોતાં થયો
અખંડ શું અનુસર્યો પુરુષ એહ
રૂપ સમતુલ્ય થયું ભુવન ભૂમિ તણું
અખંડ રસ ખોએ એની ખંડ એહ...અનુ
અવધે એ શું કરી તારૂણી ઊતરી
અવધ વરતાં થઇ અવધ વાળી
જેહ સાથે રમી નામ તેનું ઠર્યું
સમજ સંજ્ઞા કહી એહ બાળી...અનુ
અખંડ પર ભુવન તે શ્યામ શ્યામા તણું
તેહ આગળ તે અખંડ નાચે
નાના વિધ છંદ પર છંદ ઊભો કરે
શ્યામને રીઝવે આપ રાચે...અનુ
લલિતના રાસની ભાસ અખંડમાં
એ અચલની નકલ અખંડ માંહી
દેખીને અનુસરે નકલ એવી કરે
લલિતના રાસ વિલાસમાંહી..અનુ
લલિતનો રાસ વિલાસમાં સંભવે
તેહ સંકેત સુખ નિત્ય થાએ
લલિત લલિતા તણો વિહાર વિલાસ નિત
સંભવે નહીં સુખ અખંડ મીંહે...અનુ

નિત્ય નેહા કરી પૂરણુ પ્રેમે ભરી
એમ લવલીન થઈ લગન જોડે
મનકર્મ વચનનું રચન અર્પણુ કરે
નેણુને વેણુથી નેહને મોડે...અનુ
નિજ લીલા ઉભય રાસ ત્યારાં હશે
મળશે વિલાસી વિલાસ માંહે
શોભા એ રાસની તુજ વિલાસની
લેવા વિલાસી તુને આવ્યો આંહે...અનુ
તુજ માટે કરી માનુષી દેહ ધરી
ઊતર્યો એટલો સ્થાનક ભેદી
નામ નિશાણી વિખ્યાત કરી લોકમાં
જાણી આવી મળી મોહ છેદી...અનુ
એમ કરી ઓળખી લોક માંહી લખી
તારવી તારથી પાર કીધી
ઘર તણી વાત વિખ્યાત થઈ તું થકી
આવી વિલાસીએ સંગ લીધી...અનુ
ભેદ ભૂમિ તણા બાંધ દીધા ઘણા
અમલ અંજન કરી અચલ થાપી
તાહરી માહરી વાત વિલાસની
જાણે શું જગતના જીવ પામી..અનુ
હું વચ્ચે તું વચ્ચે ભેદ ભાસે નહીં
ભોળવી લોકને ભુવન જાવું
ઉભય સંકેતમાં હેત જે સંભવ્યું
આપણું આપણે સુખ ગાવું...અનુ
જે સુખ અનુભવ્યું ગાય તે અનુભવિ
નામ લીજે જેને ગામ જઇએ
એહ નિશ્ચે જ્યહાં સુખ સંભવ ત્યહાં
અનુભવિ અનુભવ તેનો કહિએ . અનુ

કીધી સનાથ હું નાથ મારો મળ્યો
માનુષી વેશે આવેશ કીધો
વાટ જોતી ઘણી સત્ય સાચો ધણી
ઓળખીને અપણાવી લીધો...અનુ
પ્રિય પ્રતિ પાળ સંભાળ સાચી કરી
નાથ નિજ હાથગ્રહી સંગ લીજે
આપણા હેત સંકેત સુખ રાસનું
વાણીમાં તેહ વિલાસ કીજે...અનુ
ગુપ્ત રાહચે નહીં પ્રગટ કહિચે નહીં
ગુંગાની પારખી ગુંગે જાણી
તાહરા હાસ વિલાસ રસ રાસની
ભાસે નહીં કોઇને એહ વાણી...અનુ
સત્તા સત્તા મળી દેહ દેહમાં ભળી
ગોમાંહી ગોગળી ધામ એહ
દુર્લભ આપ વિલાસની વિધિ કરે
ઉભય તન અનુભવિ એક દેહ...અનુ
મોટું કીર્તન ધામનું સંપૂર્ણ

## કીર્તન

તું તો સાંભળ સાધૂ જન કહું એક વિનંતિ રે
તમો ઓલો તમારૂં તન તજીયે દુર્મતિ રે
તું તો જો તારા તન માંય ગુરૂ શું ક્ષેમથી રે
એમ મૂકી વેગળા થાય સુખ થાવું નથી રે
એમ ભટકે ન પામે પાર ગોતાં ખાશો રે
જ્યાં સુધી લજ્જા કાર જમ ઘેર જાશો રે
ઈહાં ઇચ્છે દેવ અનેક કહો શું સરશો રે
વિના ભક્તિ અધીત એ ક્યાં જઈ ઠરશો રે
તું તો મનની કલ્પના મેલ મહા સુખ થાશે રે
તું તો હદ મરજાદા ઠેલ કે તૂને ખાશે રે

કે તૂને અવિનાશીનાં શરણુ કાંએ નથી કરવું રે
મન ક્રમ વચને ગ્રહે ચરણુ તેથી તરવું રે
તૂને આણી ને નાખ્યો ફંદ માયા જૂઠી રે
તારે જનમ વાત મતિ મંદ ભજન વિના ઊઠી રે
કરી આવો હરિ શું કોલ તે કયમ ભૂલો રે
અહીં પામો મિલકત મૂળ શું જોઈ ફૂલો રે
એ સર્વ સપનાના ખેલ ન આવે સાથે રે
જેમ ઘુમર કેરી વેલ ગ્રહવી હાથે રે
તારાં જોબનિયાનું પૂર કરે છે ભ્રમણા રે
સમજાવો સમજે ભૂર ફૂટા કરમના રે
તૂને વિંછિઆ રસ સુવાલ મોહ ન છૂટે રે
શિર ઝમકે કરનું શાલ નિશિદિન લૂટે રે
તું તો પડયો રે ભ્રમણા માંય કર્મ ગણુ લાગ્યો રે
તુને શું ગુરૂનું સુખનાં ય શંખ લાગ્યો રે
તારે કર્મ કાંડ ના પાશ આવી અડિઆ રે
તારે આડે રૂપિયા તાશ આવી ચઢિયા રે
તુને વાણી વિમુખ થઈ જો એ ભણુતાં ભાસી રે
તું તો કામ થયો છે અંધ ગહે કાં કાશી રે
તને ગણુ લાગ્યો કર માંહિ વસ્તુ ન ભાસે રે
તૂં તો શું કાશી ને ધાએ હરિ તુજ પાસે રે
જેમ કંચન કેરા ઘાટ વિવેકે ઘડિયા રે
તેમ વસ્તુ એકથી ઠાઠ નંગ બીજાં જડિયા રે
તેમ અંતે વસ્તુતા એક જીવ પટ ખોલ રે
સરવે સુણી તણા વિવેક કેમ થયું મોલ રે
જેમ સૂત્ર તંતુથી વસ્ત્ર થયાં બહુ નામી રે
તેમ સૂત્ર તો પરનામ કામના પામી રે
જેમ ભાંડ પાત્ર રસ ભિન્ન કીધા ગ્રાહી રે
તૂં જોને વિચારી મંન અંતે એક માંહી રે
જેમ ધાતુ પાત્રના બંધ નાતા જાતી રે

બીજા સકળ કલ્પના ધંધ અંતે એક ધાતુ રે
જેમ કાષ્ટ ઘાટના બંધ જગત ભુલવો રે
એ સાચુ મને વદે વેશ પ્રેમ લાવો રે
એ નિશ્ચે પદ છે વેદ માને સાચું રે
તેનો ભણે ન પામે ભેદ ભણતર કાચું રે
શું તપ તીરથ વ્રત થાએ અણ જાણે રે
જેમ કમન કાસમી હે કામના ન આણે રે
તુને રજ્જુ રૂપી આ સર્પ ચૂસી લીધો રે
તુને વણુ દીઠે થયો દર્પ શબવત કીધો રે
તુને દુર્વિદ્યા રૂપિણી દેહ ડાકેણ લાગી રે
તું તો કર સદ્ગુરૂની સેવ થાશે અળગી રે
તુને ભ્રમણા રૂપી એ ભૂત વળગ્યો ભાઈ રે
તુને ચૂસી ને કીધો રૂત ન લાગે કાંઈ રે
તુને ભક્તિ ભાવનો ભેદ કાં એ ન લાધો રે
તેની સાક્ષ ભરે છે વેદ હરિ રસ સાધો રે
તુને ભણે ન પડિયો ભાસ કષ્ટ કાં કીધું રે
તારા મનની ન મિટી આસ દીધું રે
એક કહેતાં ન લાગ્યું ચિત્ત નરકે પડશો રે
હરિ હેતે બલરાઓ નીત તો પદ ચઢશો રે
નહીં બ્રમાદિકની હામ તે રસ ચાખશો રે
એક સદ્ગુરૂનું નામ રૂદેમાં રાખશો રે
તમો નીચ ન કરશો કામ મોહ ને નાનું રે
તો દેખો રાધા શ્યામ મન રહે છાનું રે
કરો અનન્ય ભક્તિ એહ એક અધીતે રે
તો ફેર ન પામે દેહ નેતી નેતી રે
આ દેહ ધરી તે જાણ નિશ્ચે પડશે રે
સર્વ ધર હું પર હાથ ગ્રેહે એમ ધરશે રે
સર્વે કંથની કેરે સંગ નજરે દીઠું રે
તો તન સુખ વરતે નાંય લાગે મીઠું રે

એ તો વૈખરી વાણી આણુ ભય વિસારો રે
કાં એ દેવલ કેરો વાઘ કો એ ન મારો રે
જેમ ગાએ ન જાણે સત્ય છે હાર હુંમાં રે
તે તો તમ જાણો તદવત હરિ છે તુંમાં રે
કીધું પ્રજા માણથી મીઠું કીધું ખારૂં રે
તેમ સદ્ગુરૂ વાણી વિષ્ટ તદ વને સારૂં રે
જેમ રવિ સદ્ગુરૂને સરાહે તે પદ્મ ગુરૂ રે
એણે તજો છાશની સંગ રવિ શું લાગું રે
જેમ માયા સદ્ગુરૂને સંગ મીઠી વિકારી રે
તેના બાળ્યા સર્વ કુસંગ ગર્ત થયું ભાઈ રે
જેમ જેને જેવો ભાવ તે ગુરૂ સેવો રે
તેની મીઠી સઘળી કાસ સદ્ગુરૂ એવો રે
જેમ ભોજન કેરે નામ ભૂખ નહીં ભાગે રે
તેમ નિર્ધન જંખે ધન ધન નહીં આવે રે
જેમ વાણી કહેતાં ત્રાસ કઈયા ન છીપે રે
તેમ સપનાના સેહવાસ કામના દીપે રે
જેમ મિસરી કહેતાં સુખ મીઠું ન થાયે રે
તેમ દુઃખિયાં ઇચ્છે સુખ દુઃખ નવ જાયે રે
જે લેવે સુખથી નામ કરૂં કામ ભાઈ રે
એમ રામ નામ કહેતાં હસે કમ લાઈ રે
તું તો કર હે કલપના પૂર મનમાં ભાઈ રે
તે તો વસ્તુ કર ની દૂર નલહિયે તારૂં રે
મન મૃગ તૃષ્ણાના ખેલ મોતે લીધો રે
મોહે લગી વાસના વેલ ખકે સી જે કીધો રે
સમજાવું વારંવાર ભૂલી ન જાઓ રે
એ સર્વ તત્ત્વ ય સાર હરિ ગુણ ગાઓ રે
આ દેહ ધર્યા નો દંડ દિવસે દેવો રે
દુલર્ભ સદ્ગુરૂ સકલ પ્રચંડ સદ્ગુરૂ સેવો રે

શ્રી વિલાસી સત્ છે

સદ્ગુરૂ કીર્તન સંપૂર્ણ

२३१

## આરોગણાનું કીર્તન

### મોટી થાળ

આરોગવાની થઈ સામગ્રી
વિલાસી મંદિરે આવો જી
મુખડાં જોતાં દુઃખડાં ભાગે
અમને સુખ ઉપજાવો જી
હલુઆ હલુઆ હસતે વદને
લટક મટકતી ચાલે જી
આંખડલીમાં અમી ઝરે છે
વિલાસણીને વાલે જી
આભૂષણ ભૂષણ ઘો અમને
પ્રભુજી પાટ વિરાજો જી
ત્રિવિધતાપસંતાપ જનમના
સર્વ દોહલડાં ભાગો જી
તળ્યાં ભજીઆં કરાવું તાજાં
પૂર્વ પ્રીતે પધરાવું જી
ભવસાગરમાં ભમતાં રાખી
નયણે નેહ વધાર્યો જી
ચમેલી ચંપેલ વેલનાં
તાજાં તેલ મંગાવ્યાં જી
અંગ મર્દન કરવા સારુ
દિશા ચારેથી 'આવ્યાં જી
ઉષ્ણોદક શીતોદક કુંડી
ભરીને બાહેર આણી જી
મંજન કીજે મીઠડા વાલા
અમે સમોર્યાં પાણી જી
કરી અચવન ને અંગ અંગોછો
આ લ્યો અંબર પહેરો જી

સોનાની પાવલડી રૂડી
વેલ તણો છે ચેરો જી
કરી મજ્જન મંદિરમાં આવ્યા
પૂરણ પ્રેમે પામી જી
મુખ મલકાવી વાલ અતલસની
બેસો અંતર્યામી જી
કસ્તૂરી કેસુમાં વાંટી
તાજાં તિલક બનાવ્યાં જી
મલ્લિકા ચંપા ચમેલી કેરાં
ચોસૂડાં પહેરાવ્યાં જી
બકુલ માલતી ગુલાબ કરણી
વળી વસંતી લાવું જી
અગરચંદ ન મળિયા ગલકેરા
ઉત્તમ ધૂપ ખેવાવું જી
રૂપાનો બાજઠિયો મેલું
સોના કેરી થાળી જી
ચતુરા ફરતી ચંમર ઢાળે
નિરખે નેણુ ઉલાળી જી
કંચન થાળ કપૂર એ બાતી
આરતી ઉતારૂં જી
નેણુ વેણુ નિછાવર તમ પર
વારણુ તન મન વારૂં જી
રૂપા સોના કેરા પ્યાલા
જડિત્ર એ ઝગમગ ઝાલી જી
આગળ પાછળ ફરતા શોભે
કહો તો પુરાવું થાળી જી
મંગળકારી મોદક પહેલાં
પ્રેમે શું પીરસાવું જી

ચરમી આ દલિયા મગદળિયા
, મદન મોદક મેલાવું જી
કરણસાઈ મોતીઆ લાડુ
સેવૈયાં અતી વારૂં જી
ચારોળી પીઠીના લાડુ
તે કીધા તમ સારૂં જી
મોતીચૂર જલેબી ઘેવર
માંહે ઘી મળયાં ખાજાં જી
ગુંજા ખુરમાં કરી શું આલી
દહાંથરાં બહુ તાજાં જી
સાકરપારા ગલિ સુઆલી
માલુપુઆમાં વારી જી
આરોગતાં ઉર હરખે મારૂં
કરવાની ચતુરાઇ જી
શીરો સુંદર ખારી પૂરી
ગરમ નરમ શી લીજે જી
વળી માંહે વેશણની ધારી
પરોસતાં મન રીઝે જી
અતિ વાલી વેશણની શેવી
તાતી નીખીર વારી જી
વાટી દાળ તણી અતિ વારૂ
ગમે તો કોરી ધારી જી
માખણ વડાં કચોડી ગલેફી
પકવડી પૂરણ પોળી જી
ગરમ ગરમ પીરસું હું પ્રેમે
ઘી માંહે લખતોળી જી
દૂધ પાક સંભવ ક્ષીરમાં
તાતાં ઘી મેલાવ્યાં જી

અતિ શોરંબ એ અંબરસ સૂર્યાં
　　　　દીસે ઘરનાં તાવ્યાં જી
સાકર કેરાં સરસ બતાસાં
　　　　હમણાં હાથે પાડયાં જી
જ્યાં જેમ જોઈએ ત્યાં તેમ મળીયે,
　　　　થાળ ભરીને કાઢયાં જી
અથાઇ શેવી અતિ શું આલિ
　　　　મુખડા આગળ લીજે જી
કમોદ કેરો ભાત બનાવ્યો
　　　　હ્યો સુંદર આ કીજે જી
ચણા તુઅર ઝાલરિયાની
　　　　તળ્યા લીલુઆ ત્યારી જી
કરવો કઢી ને મઠાવડી
　　　　એરાંની ચોલાં કેરી જી
ઘોર વડાં ખાઈ ને ખારાં
　　　　મેલ્યાં ભરીએ ઘણાંએ જી
કાકડી કારેલાં ને પરવલ
　　　　કે કોઠાં છે ઝાઝાં જી
તોરઈયાં તાંદળજા ભાજી
　　　　કોઠ વડાં છે તાજાં જી
અરવી અંબાડીની ભાજી
　　　　દહીં માંહે છમકાવી જી
મૂળા મોગરી સુરણુ રતાળુ
　　　　ગરમ ગરમ મંગાવી જી
રીંગણાં કાલગડાં ને કોળાં
　　　　વાલોળ વઘારી જી
ગુંવારફળી અરીઠાં એ તળિયાં
　　　　ચોળાફળી વઘારી જી

ભાવે ભકતે આરોગી એ આ
જથા જોગ તરકારી જી
શાક પાક સઘળાં પીરસાણું
અથાણી હું લાવું જી
આદુ કેરી કેર કર પટાં
લીબું કરમદાં મંગાવું જી
સુરણ શેવડા હળદર આથી
વિલિસંગ બંબોલી જી
રે ઘણાં ધાત્રિક ફળ એ આવ્યાં
લીજે આદા મોલી જી
શાક પાક અથાણાં સઘળાં
જથા જોગ કહેવાયે જી
આરોગી એ ઉલટિયે મિટપે
હૈડાં ટાઢાં થાયે જી
આરોગતાં અતિ કોમળ અંગે
પરસેવો બહુ થાયે જી
વા ઢાળું વાલા ને પંખે
જેવો અંગ સહાયે જી
આરોગતાં રસ વરતે વહાલા
વિલાસણીને હાથે જી
લીલા નિજ લલિત શ્યામને
જલ્પે પધાર્યાં સાથે જી
છિત પ્રસાદ અતિપ્રિયે કરીને
કળશ કરમાં આપે જી
અનુભવ અચળ અખંડ તમારો
સૌભાગ્ય અમને થાપે જી
અતિ શીતળ ભર્યો સ્વાદ સરસ બહુ
શ્રી જમુનાનાં વારી જી
ભરી ઝારી વિલાસણી ઊભી
વિલાસી અચવન કીજે જી

કાથો ચૂનો લવંગ સોપારી
ચારોળી છો આલી જી
જાતિફળ જાવંત્રી ડોડા
કપૂર કેસર ત્યારી જી
કસ્તૂરી તજ ફૂલ ખોપરા
બદામ મૂકી લીજે જી
કરમાં ગ્રહી વિલાસણી ઊભી
પિયુજી બીડી લીજે જી
અધર ધોલતે બોલ ઘો અમને
રંગ રહે તન માંહે જી
અખંડ રહો મારા નયણામાં
અળગા જાવું નાંહી જી
ભોજન કરીને ભૂષણ પહેરો
આભૂષણ સોહાવો જી
સર્વ સખી નિરખી મન હરખે
અનુભવિ આ રસ માણે જી
દુલહની દીન થઈ કર જોડે
રંમણી તારી ભાસી જી
વિલાસણીને મંદિર વિરાજ્યાં
દુર્લભ અટલ વિલાસી જી
આરોગણાનું કીર્તન સંપૂર્ણ

વિનતિ દુર્લભની

વાલી વિજને ચરણે લાગી
લીધો વિલાસી વર માગી
તમો વિનતિ શ્રવણ ધારો માંહે
હવે ભૂતલ રહ્યો હું નવ જાએ
મને આદ્ય ભુવનમાં લીજે
મારી વિનતિ શ્રવણે સહુ લીજે

તમો દીન દયાળ છો માત
કહો દુર્લભ નાથને વાત
દુર્લભ છે દીન દયાળ
જન સહચરીનો પ્રતિપાળ
જાણી વિનતિ કરાવે છે નાથ
એણે સાહ્યો છે મારો હાથ
વર વરિઓ છે મુજને રે જાણી
એ અવધિ વિલાસમાં તાણી
તેણે વિનતિ કરૂં છું રે માત
કહો દુર્લભ નાથની વાત
દાસી વિનતી વિલાસીને કહાવે
તારાં દે આ દુર્લભને આવે
વલવી કહેરે સુણો એ વિલાસી
એ છે આદિ પુરાની દાસી
પૂરો કિંકર દાસની આશ
એને રખે તમે કરતા નિરાશ
તેની કરીએ વિલાસી સહાયે
દાસી ભૂતળમાં અકળાયે
એ નામ રટે રે વિલાસી
છે કિંકરી મારી દાસી
એને આદ્ય ભુવનમાં રે લીજે
એને સતમાં કિંકરી કીજે
વનિતાજી વદે છે રે વાણી
નાથ કિંકર આપણી જાણી
એને નિજ મંદિરમાં લાવો
નાથ સાચો સ્નેહ નિભાવો
ત્યારે વચન વદે રે વિલાસી
છે અર્પણ ઇ મારી દાસી

એને નિજ મંદિરમાંરે લાવું
અરપણુનો નેહ નિભાવું
વિશાખા કહે છે રે વાત
તમો અરજ સુણો મારા નાથ
એ કિંકરી દાસી રે મારી
તે બોલી જે મનમાં ધારી
એને ચરણે મારે રાખું
નાથ વાર વાર એમ ભાખું
ત્યારે બોલ્યા વિલાસી વાણી
એ આદ્ય ભુવનની રાણી
એને દાસી મનમાં ધારૂં
એના તનના તાપ નિવારૂં
વનમાલિની કહે રે વિલાસી સ્વામી
દાસી વિનતિ કરે શિરનામી
એ અરપણુ કિંકરી છે તારી
તેણે તનમન દીધું વારી
તમો વિલંબ ન કીજે રે નાથ
દાસીનો ગ્રહો છો રે હાથ
ત્યારે બોલ્યા વિલાસી સ્વામી
દાસી વિનતિ કરે સિર નામી
એને ચરણે મારે રે રાખું
મુને સત્ય વચન એમ ભાખું
વેણુ દાખી કહે રે વિલાસી
એ છે આદિ અંત પુરાની દાસી
મનમાં મળવાને રે મલપે
વાટ આદ્ય ભુવનની જલપે
એણી દાસીને આંહી દેખાડો
નાથ ભવસાગરથી કાઢો

ત્યારે બોલ્યા વિલાસી વાણી
 સુણ વિનોદા મારી રાણી
હું તો ઘસું રે ધામથી રે તારી
 લહું ભવસાગરથી રે તારી
દીધી અસલ વસીની ફેરી
 લીધી આદ્ય ભુવનમાં ઘેરી
વર પિયાજી કરે છે રે આશ
 કિંકરને રમાડો રે રાસ
કિંકરની માત છે રે અહીં
 એને ગ્રહીને લાવ્યો સહી
નમ્યો, સુરત સંકેત ત્યાં કીધો
 સૌભાગ્ય આપણને દીધો
ત્યારે કરે રે વિલાસી હાસ
 કિંકરને રમાડો રાસ
એને નિશ્ચે વિલાસીમાં આણું
 વર પિયા મનમાં જાણું
વનિતા વદે વચન ભારૂં
 નાથ કિંકર આપણ સારૂં
એને નિજ મંદિરમાં લાવો
 નાથ હસી હસી તેને બોલાવો
તેમાં વિલમ્બ ન કીજે આજ
 કિંકરની આપણે લાજ
વિલાસી વચને વદે ભારી
 કિંકર દાસી છે તારી
એને નિજ મંદિરમાં લાવું
 જાણે હસી હસી હેતે બોલાવું
ત્યાં બોલ્યાં વિચિત્રા બહુ વાણી
 નાથ આદ્ય પુરાણી જાણી

એની આદ્ય પુરાણી રે કરણી
તમો વિલાસી વરને પરણી
એને અસલ વસ્તુમાં લાવો
નાથ મોઘાં લાડ લડાવો
વિલાસી કહે રે વિચિત્રા વધૂ
તમો વિનતિ કરો છો સહુ
તેના શોચ શાને મન આણો
દાસી પરણી મુજને જાણો
હું તો વરી વળગ્યો છું રે તેને
ગ્રહીને બોલાવું આંહી એને
બોલી આદ્ય ભુવનની રે વાણી
સુણે વધૂજન મનમાં જાણી
વિલાસી ઢીલ ન કીજે
એને આદ્ય ભુવનમાં લીજે
વાલા જુઓ રે વિલંબ હવે થાશે
ત્યારાં બિરદ આપણું રે જાશે
વિલાસી કહે રે વધૂ રે સુણો
એનો નથી રે અનુભવ ઊણો
તેણે કૃપા કટાક્ષમાં કીધી
ચરણે અપણાવી લીધી
તમો મનમાં ધરી મહેર રે
તેણે લાવ્યો આપણે ઘેર રે
તેણે આદ્ય ભુવનમાં રે રાખી
તમો સર્વ વિલાસણી સાખી
વહાલાજી હરખે મન માંહી
ભલી દાસી આવી છે. આંહી
તમો સાચા વિલાસી રે કહાવ્યા
લઈ આદ્ય ભુવનમાં આવ્યા

[illegible] કહે રે બિરદ છે મારૂં
તેણે નિજ મંદિરમાં ભાળું

### ફાગણના મહિના

### શ્રી મુખ વાકય

અશરણ શરણ દેવ ભયે સદ્ગુરુ આનંદ કંદ
શરણ શરણ પ્રતિ પાલણ પ્રસિદ્ધ અખંડાનંદ
તિમિર એ મનનું ટાળે રે ભાળે ભૂમિ વિચાર
કલિમલ કેમ પ્રજાળે રે ગાળે સંશય કાટ
શુભ અશુભને લોપે રે મંગળકારી નામ
સેવો જન સંસારમાં રે સદ્ગુરુ સુખનો ધામ
પૂરણ પ્રેમ પ્રકાશે રે નાસે વિધ્ન અનેક
નામ ધામ સર્વ ભાસે રે સમરો સદ્ગુરુ એક

### રાગ હુમાલો

સદ્ગુરુ સ્મરણથી શ્રેય થાય ત્રિવિધ પ્રકારના તાપ જાયે
અનન્ય ઉપમા રહિત સેવો સદ્ગુરૂ સદ્ગુરુ જેવો
ફાગણ માસમાં માનુની મોહમદ મનમાં એ

મતવાળી બાળી બહુ બોલી ઋતુ રસ ગાએ
તન મનની ગત્ય ભૂલી રે ફૂલી જોઈ વિલાસ
આરત અપર અમૂલી રે કરીએ હરિ શું હાસ
કર પિચકારી ભારી રે ભામાભીને રંગ પ્યારી રે
વારિમાંહે પતંગ કરે કિલકારી ભારી રે...ભામા
બસંત સંત ઋતુ માંહે રે ગયીએ સમરથને સાથ
એહ સમાગમ શ્યામને રે તાળી દીજે હાથ
૧દહીં માગ્યું હસી હેતથી તાળી રે હેલલોરે સખી વનમાલી રે
આંહી કરો આપણે મનગમતાં લાજશી કૃષ્ણ સંગે ફાગણ રમતાં
રંગ વાધ્યો સંગ ખેલતાં આવ્યો ચઈતર માસ
સહિચર નિતપ્રતિ શ્યામ શું કીજે નવીન વિલાસ
ધન આ ગોકુલ ગોપધન ગોપતિ આવ્યો આંહી
ધન ધન જીવન આપણું જીવન જો ગળે બાંહી
નેણ વેણથી નાથ એ નિમિષ ન મેલ્યો જાએ
પુલ સાથે પુલ મેલતાં તલપ તલપ મન થાએ
ધ્યાન ગાન એ નામનું પાન અહરનિશ એહ
મન ક્રમ વચન વધૂ કરી કૃષ્ણ પરાયણ દેહ

રાગ હુમાલો

દેહ પરાયણ સ્નેહ કીધી સ્નેહથી દેહ એ નાથે લીધી
માન શું માનિનીએ એમચાચ્યો પ્રીત્યપ્રતિ પાળવા નાથ સાચો
વૈશાખે વનિતા અતિ વરત્યો આનંદ
મંદ પવન આવે કુસુમ સંમોહન ફૂલ્યું વૃંદાવન
શીતળ છાંય કદમ્બની શીતળ જમુનાનાં નીર
શીતળ દર્શન શ્યામનું શીતળ કુંજ કુટીર
કુસુમહાર શણગારમાં કુસુમમય પૂરિત કુંજ
સુંદર સુભગ સોહામણું અલિકુલ કોકિલ પુંજ
આવન સમ વન નાંહી રે અખંડ મંડલ પતિ આંહી
ભાગ્ય વિશાલી ભામિની આપણ દીજે સાંહી

---

૧ દઈમાધો

હુમાલો

સાંહા દીજે સખી શરણુ રહિયે આદ્ય અદ્વૈત એ એક કહિયે
કોટી બ્રહ્માંડનો એહ કર્તા તે થયો પ્રેમથી પ્રાણુ ભર્તા

જેઠ તપે તન તારૂણી જગ જીવન વન જાય
નિત ગોચારણુ મોકલે કઠણુ જશોદા માય
ચાલો ઓળંભે જઇયે રે કહિયે ન જાણો કાંય
પ્રાણુ વલ્લભને વસમો કેમ મોકલો વન માંય
એક કહે નંદરાણીએ ન લહે પ્રેમની રીત
પ્રગટ ન કીજે પ્રેમદા મન લહે મનની પ્રીત
એક કહે સુણો સજની રે સહુ જઈએ વનમાંહી
જ્યાં જ્યાં જગજીવન ફરે ત્યાં ત્યાં કીજે છાંહી

હુમાલો

વીરને વસ્રની છાંહ કરીયે ચરણુ માંડે ત્યાંહાં હાથ ધરીયે
ભામિની માન તે એમ ભાજે નેહ જાણે રખે નાથ દાઝે

ઋતુ ભારી સુખકારી રે આવ્યો માસ આષાઢ
કેલિ કુતૂહલ કઈ કરી કૃષ્ણુ લડાવે લાડ
શ્યામ ઘટા ઘન કેરી રે ઘેરી દિશા દશ ઘોર
ગડઙઙઙઙ કરે કાટકા ચપલ દામિની જોર
શું કીજે મન છીજે રે હરિ ભીંજે વનમાંય
એ દુઃખ દારૂણુ દુલહની દિવસ દોહ્યલો જાય
જમુના આવી પૂરે રે પરજન્ય મૂશળધાર
નીર ન માયે નાળમાં રે મધવો ન માને કાર

હુમાલો

મધવો ન માને કારમાં પ્રેમદા, આપણો પ્રાણુવનમાં
કહો સખી કોણુ ઉપાય કીજે પ્રાણુનો પ્રાણુએ નાથ ભીંજે

શ્રેય કારણુ સુખકારી રે આવ્યો શ્રાવણુ માસ
હરિ હિંડાળે ઝૂલે રે વન વન નવીન વિલાસ
જુખડી કુસુમ ચમેલી રે વેલિ વિવિધ પ્રકાર

ચૂંટી ચતુરા હાથે રે ગૂંથી પહેરાવો હાર
મન મન મોહન વાલો રે ઘુમરી ઘાલો ગાવો
હરિ હિંડોળે નિરખી રે હરખી લીજે લાહવો
નીલી ભોમ ઋતુ નીલી રે નીલી લતા દ્રુમનીલ
નીલમણીમય શોભા રે સમરથ કરતા લીલ

હુમાલો

એક કર્તા સખી શ્યામ કહીયે સરવ થાયે એને શરણુ રહિયે
માન કુલ મેલતાં પ્રાણુ ટૂટે નાથનો સંગ તે નહીં રે છૂટે
ભાદરવો ભલે આવ્યો રે લાવ્યો શરદ વિલાસ
જગજીવનને જોઈને જન મન પ્રેમ પ્રકાશ
નિર્મલ દગ દગગોચર રે નિર્મલ સુરસરી નીર
નિર્મલ શબ્દ સોહામણા રે બોલે કોકિલ કીર
નિર્મલ તન મન વશ થયાં રે નિર્મલ સર્વદા સંત
નિર્મલ કમલ કુમોદની નિર્મલ કુસુમ અનંત
નિર્મલ અમલ સુગંધના નિત્યવૃંદાવન માંહી
ચરસ્થિર સર્વ નિર્મલ થયું મનમલ નીછ્યા નાંહી

હુમાલો

નાંહી મામ લાજ તણી જેને કૃષ્ણુ રે સર્વદા સંગ તેને
માનુની મન એ માન સાચું સ્નેહે નિર્મલ સદા સંગ યાચું
આસોની પૂનમ અજુઆળી રે પાળી પુરાણી પ્રીત
પ્રેય પીએ જન આપણે રે અવિરલ રાખે રીત
વાહી વાલે વન વાંસળી રે વરસે વિમલ રસસંગ
કે અંગે સંગ ચાલી રે કે સુણી થઈએ અનંગ
રહસ્ય પ્રિયા જપે નામનું રે વિધિ રસવિદ નાંહી
નિશપ્ત નામ આગી તનુ મન આંકશું માંહી
ઉડે આદે થઈ દરશે રે દ્રુમ વેલી ભૂમંડ
કુસુમ સંમોહન કુસુદની કમલિની વિકસી અખંડ

હુમાલો

કમલ કુમોદની મોદ આણી થઈ પ્રફુલ્લ પ્રિય એક જાણી

એહ અદ્વૈતતા દ્વૈત નાંહી માનુની માન એ મન માંહી
કારતક કેલિ કુતુહલકરી એ વિચરી એ સંગ
શ્રી સત્કાર વિહારથી ઉમંગ ન માયે અંગ
રૂપ વિલોકીએ તોકીએ તરૂણી તન મન માંહી
રમણુ કવણુ પુન્ય પ્રેમદા પ્રેય આપણો આંહી
પ્રાણુ વલ્લભ લવ નયણથી નેહો ન્યારો ન થાય
રમે એ રમાડે રાસમાં પ્રેમા સર્વ રસ પાય
ભાગ્ય સીમા એહ ભામિની યામિની રમતાં જાય
સ્નેહી સમાન ન સામને સ્નેહે તેવો સદ્ય થાય

હુમાલો

થાય તેવો જ્યહાં સ્નેહ જેવો આમને સામને એમ સેવો
સ્નેહી ભાવ તું રૂપ ધારે એ વસ્યો માનુની મનમાં રે
માર્ગશીર્ષ મદ માતો રે રાતો રતિ રસ નેહ
પૂરણુ પ્રેમે સોહાતો રે સ્નેહી સમરનો એહ
મહદ વિનોદી મોદી રે મંડલ મંગલ રૂપ
ઉપકારી સહચારીનો દાતા સુખ એ અનૂપ
માસે મનોસિત વર વધૂ આપે પ્રગટ પ્રચંડ
એનું વ્રત અનુસરતાં પામ્યા પતિ અખંડ
ભાગ્ય સીમા આ સૌભાગ્યની અવિરલ શોભે અંગ
આ દેહે દેહાંતરે અખંડ નાથનો સંગ

હુમાલો

એક અખંડ એક સંગ આવી સદ્ય અખંડ મય દેહ કહાવી
આપણો એક અખંડ સાચો સર્વથા શ્યામની શરણુ યાચો
પૌષ માસે પૂરશે તમ સાથે પૂરણુ પ્રેમ
લીજે લહાવો લાડલી કીજે સુખની સેમ
ન્યૂન ન રાખે એ નાથજી પૂરે મનોરથ મામ
આપણુ અબળા જનપ્રતિ થઈ રહ્યો આત્મારામ
રસ નીચે રે રોલચો રે મળિયો મેલી મામ

એહ કૃપાથી કળિયો રે ગળિયો દેખીગાન
આ સુખ લે સહચારી રે પ્રેમ ઉભારી ભામ
પ્રિયજનના સુખકારી રે સંત દયાનિધિ શ્યામ

હુમાલો

સંત દયાનિધિ શ્યામ કહિયે સંતનો સ્નેહી ને એહ લહિયે
શરણુની શરમ તે સત્ય રાખી ત કરી તે વરી તું જ સાખી
માઘ માસ એ માસ મનોહર સઁાવરો દીસે વરમાંય
પૃથગ પૃથગ પ્રેમદા પ્રતિ ઘાલી રમે ગળે બાંય
નાચે નચાવે નાથ એ દે સચરાચર છાંય
જેવો બાહેર દેખીએ તેવો અંતરમાંય
એમ નિરંતર તારૂણી તારવી જો મનમાંહે
જોઈએ ત્યાં તેવા તે પતિ તેવો ત્યાંહે
સંત તણો સઘ બેલી રે સુણુ સાહેલી વાત
ભજિએ લજ્જા મેલીરે વર દુર્લભ વિખ્યાત

હુમાલો

વર દુર્લભ વિખ્યાત પાયો મરણુ અવતરણુનો ભય ટાળ્યો
એ વરીએ વળી ગોપી એહ એહ પરાયણુ સર્વની દેહ
સર્વથા એહ સૌભાગ્ય લીધો પ્રિય કરી પ્રાણુને પ્રાણુ દીધો

અષાઢના મહિના

આષાઢ માસે આતુરતા મનમાં મળવાની જોર રે
વૃંદાવન વેલિદ્રુમ પદ રવ બોલે દાદુર મોર સાહચર ચાલો રે
ચાલો રે વૃંદાવન વાજે વાંસળી રે
કામ ધામ સૌ ધંધો ભૂલી જે દાડાનો દીઠો રે
જીવન ધન્ય જુવતિ જન મનમાં લાગે છે બહુ મીઠો રે...સહિયર
શ્રાવણુ આવ્યો મનમાં ભાળ્યો હરિ હીંડોળે ઝુલે રે
જોવાને જુવતિજન મારાં નેણુ વેણુ મન ફૂલે રે...સહિયર
ઝરમર ઝરમર મેહુલો વરસે તેમ તેમ તરસે તન રે
માનુની મોદ ઘણી મનમાંહા મળવા જગજીવન રે...સહિયર

ભાદરવે ભામા જન મહાવન વેલિ થઈ ઘન ઘોર રે
કુંજ કુટીમાં કાનજીને કેવળ ચિતનો ચોર રે...સહિયર
મોર મુકુટ શિર વિને પેછની વર દીસે વનમાળી રે
શિખનખ ભૂષણુ [1]ઓપતાં જો પીળી પલવટ વાળી રે...સહિયર
આસોમાં આંગણુ અજુઆળાં અબળા મનમાં ફૂલી રે
મોહનનું મુખ ન્યાળી ન્યાળી ભોમ પણ ગઈ ભૂલી રે...સાહયર
ભૂધર રજની શરદ તણી આ અતિ નિર્મલ અજુઆળી રે
ગોવિંદ લીલા ગાન ધ્યાન આ દરશણુ તે દિવાળી રે...સહિયર
કારતકમાં કૃષ્ણ કુતુહલ કરીને લહાવો લીજે રે
મોહનજીનું મુખડું જોવા માટે મંગળ કીજે રે...સહિયર
ઘેર ઘેર દીવા જ્યોત યામિની ગોપી ઘૂમર ગાયે રે
નંદ તણા નંદનને વરવા ઉમંગ ઘણો મનમાંહે રે...સહિયર
માર્ગશીર્ષ મનવાં છિત ફલદે જમુના નહાવા જઈએ રે
જાતાં વળતાં જગજીવનને અરથમનોરથ કહિયે રે...સહિયર
મનન મનોરથ મનસાં જાણી વહ સ્રી હરિ વર પાળો રે
લાજ વિહીન એ કરી વરીને એમ અનુભવ ભાળો રે...સહિયર
પોષ માસે પ્રાણજીવનથી પ્રાણ ન થાયે અળગો રે
મનક્રમ વચન પરાયણબુદ્ધિ પ્રિયચરણે જઈ વળગોરે રે.. સહિયર
મન ભાવ્યો આવ્યો આ વ્રજમાં વરી વધૂને વરવા રે
એ જુગ તે જુવતિ જન સૌનાં જનમ સફલ શું કરવા રે...સાહયર
માઘ માસે મહાવનમાં મોહન મને મળવાનો મોહ રે
મુખડું નિરખું મનમાં હરખું કરવા નવીન વિનોદ રે...સહિયર
મન ઉલટયું મળવા મોહન શું લેવા સુખની ખીર રે
આવ્યું ટાણું મન લોભાણું કયમ કરી રાખું ધીર રે...સહિયર
ફાગણ આવ્યો પ્રેમ જણાવ્યો લાવ્યો લીલા ભારી રે
પ્રીત રીત પરતીત અનોખી નિત પ્રતિ ન્યારી ન્યારી રે...સહિયર
ઋતુ રૂડી રામા જન રમીએ આવ્યો માસ વસંત રે
અંગ ઉમંગ અનંગ જંગ રસ વરસે રંગ અનંત રે...સહિયર

---
૧ શોભતાં

ચઈતરમાં ચતુરાનન કીધું મળવા માટે મનમાં રે
મહી વેચવાને મિષે જઈએ ચાલો વૃંદાવનમાં રે...સહિયર
એક નિમિષ જોયા વિણ જુવતિ જાયે જીવન વણસે રે
પ્રિયે પ્રેમનું પ્રાબલ્ય જોતાં તન મન નહી મમ સરસે રે...સહિયર
વૈશાખે વનિતા વેલિવન ફૂલી ફૂલ અમૂલી રે
નવકૂંપલ બલ વ્રેહ અનલથી ફૂલી ફૂલી ફૂલી રે...સહિયર
તન મન વિકલ થયું વશ નાહીં શું કહું વારે વારે રે
તારા સમ સહિયર મમ મનડું હવે નથી મમ સારે રે...સહિયર
જ્યેષ્ઠ શ્રેષ્ઠ જગજીવન મળિયો તનનો તાપ નિવાર્યો રે
નિરખી હરખી નેણ વેણમાં રમી રૂદે પર ધાર્યો રે...સહિયર
વર પાળો ભાળો રસ રામા અહીં અપણાવી લીધી રે
દુર્લભ લીન દીન જન જાણી આપમયી મને કીધી રે...સહિયર

# ખંડ—૨

## પદ

### (અ) શ્રૃંગારનાં પદ

પદ ૧ રાગ પંચમ

વસ્તુનાંહી ત્યાંહાં વાક્નો વાદ જોરે
કાંત સૌભાગ્ય ત્યાંહાં વાદ નોહે
એહ અસુપાળ વરમાળ અરપી ગળે
વદન જુએ કાંતનું કમ મય હોયે

ધ્રુપદ

વર એ વરવા તણો વિલંબ કરવો નહીં
માનુની માન એ વાત મારી
પ્રેય શું પ્રીતની રીત્ય ગઈ વિલંબથી
એમ સૌભાગ્ય શોભે ન પ્યારી...વસ્તુ
કૃપયા લોચન કરી કાંત નિરખે નહીં
ત્યાં લગણ સર્વ સૌભાગ્ય ફેરો
નયણ શું નયણ નિજ નાથ મેલે નહીં
સ્વાંગ ગત ... ... ... સર્વ પેરો...વસ્તુ
દ્વાદશ સત યુગે જોગ જોવા મળ્યો
પરમ કૃપા કરી કાંત ત્રુઠો
તન મન ધન પ્રિયે અરપિયાં કાંતને
અર્પણ વિણ સર્વ સૌભાગ્ય જૂઠો...વસ્તુ
કાંતથી વિખુટિયાં એટલા જુગ ગયા
સ્વાંગ સંસારમાં કંઈક લીધા
દુર્લભ દેહ ધરી - સહચરી વધૂ
એ અર્થે આપમય રૂપ કીધાં...વસ્તુ

પદ ૨ રાગ પંચમ

કીધાં અમ આપમય સમયના વિલંબથી
કાંતે વહી કાંતની અવધ સાચી
અંગ સુખ સંભવ્યું સંગ મેલું નહીં
કાંતના બોલ પર પરમ રાચી

ધ્રુપદ

અવધિ સંકેતનો વેત આવી મળ્યો
હેત વાધ્યું પ્રબળ પ્રેમથી
તેની બલિહારી જે બોલ પૂરા પાળે
નિયમ સંયમ ન રહે માન તેથી...કીધાં મમ
કાંત રસ રાસનું રહસ્ય એક એક પર
એ વિધિ અવધિ જન તેહ જાણે
અખિલ પર ખિલ કરી ઉતર્યો એ ગહી
દેહ દુર્લભ ધરી આવ્યો આણે...કીધાં મમ

પદ ૩ રાગ પંચમ

આણે અવસર સખી કાંત આ દેહ લખી
સહચરી વરી વધૂ જાણ તેને
તન મન ધન એ શું અર્પણ કરે
લીન લોચન રહે લક્ષ્ય જેને...આણે
એકમય પ્રેમમય તે સદા સર્વદા તું માં ન ચ જરા ભેદમારે
દેહનું ભાન જેને નહીં તે મમ સદ્ય સૌભાગ્ય ધારે...આણે
એમ બાળક બણી તેહ શોભા ઘણી
ભુવન પુરા તણી એહ ભામા
ધ્યાન મમ ગાન મમ પાન મમ નામનું
એહ ચિહ્ન જાણ તું રમણ રામા...આણે
તેહ મમ રાસની પરમ વિલાસની
મમ ઉપાસની રહસ્ય જાણે
જલ્પના તલ્પના કલ્પના મમમય
તેહ મમ ભુવન સુખ ભુક્તિયે માણે...આણે
એમ કહ્યું કાંત કાંતે મુજને કૃપા કરી
માનુની માન તું વચન એ વાત મારી
દુર્લભ એમ સૌભાગ્ય સુખ સંભવે
અમલ અવિરલ મન જાએ વિચારી...આણે

પદ ૪ રાગ પંચમ

એહ વિચાર્યું વિશ્વાસ કર્યો કાંત સૌભાગ્ય ધર
વર વિચાર સર્વથા વિલંબના હે (નાવે)
અ.પણા કાન્તનું રમણ અવલોક તું
, અખંડ સૌભાગ્ય સુખ શ્રેય જયાંહી (હોયે)

ધ્રુપદ

એહ સૌભાગ્ય વિણુ સ્વાંગ સંસારમાં
સ્વપ્નવત તારનો પાર નાવ્યો
વચ પ્રતિ પાળવા મદન મદ ગાળવા
ભુવન સુખ ભાળવા કાંત આવ્યો...એહ વિ.
કાંત સૌભાગ્ય વિણુ કલેશ કરણી સકળ
એહ સૌભાગ્યને સર્વ કરણી
એહ સાધન સકળ પ્રેર સૌભાગ્ય અચળ
પ્રબળ બળ પ્રેમમય પ્રેય પરણી...એહ વિ.
કાંત સૌભાગ્ય તે ભાગ્ય સીમા સકળ
અકળ રસ એ રામા કોઈક માણે
દુર્લભ કાંતની અનુચરી સહચરી
વરીય માંહે વરી તેહ જાણે...એહ વિ.

પદ ૫ રાગ પંચમ

જાણે તે માણે આ સુખ સૌભાગ્યનું
શકય કો સુણુ સખો સુલખ દાસી
એહ તત્ત્વાર્થ અર્થ અવિરલ કહ્યો
ધરવું સૌભાગ્ય તે નો હે હાંસી

ધ્રુપદ

અચલ સૌભાગ્ય ત્યાં લાજ નહીં લા સખી
વિમુખ સૌભાગ્ય તે લાજ કરશે
અચલ સૌભાગ્ય વિણુ વાત લુખી વિરલ
કાંત તેને કદાપિ ન વરશે...જાણે
સંત સૌભાગ્યનું લક્ષ્ય જ્યહાં સંભવે
લક્ષ્ય સૌભાગ્યમય સુખકારી
કાંતનું લક્ષ્ય તે અક્ષય સૌભાગિણી
લક્ષ્ય સૌભાગ્ય વિણુ એ કુંવારી...જાણે
કાંત સૌભાગ્યનો મોહ મચકો સખી
સર્વ સાધન સખી સઘ અળગો
દુર્લભ લક્ષ્ય સૌભાગ્યનું હોય જ્યાં
તેહની સર્વદા બાંહે વળગો...જાણે

પદ ૬ રાગ પંચમ

વળગવું લક્ષ્ય સૌભાગ્યના લક્ષ્યને
દીન લવલીન થઈ લગન મળશે
રમણરસ રંગમાં વિહર બળ જંગમાં
સેજ સુખ સંગમાં અંગ ભરશે...વળગવું

ધ્રુપદ

કાંતના હસ્તનું લક્ષ્ય સ્વપ્ને નહીં
નામ સૌભાગ્ય એ ભામ કહાવે
અર્પણુથી કૃપણુ, મન માન છૂટે નહી
એમ સૌભાગ્ય સુખ કેમ આવે...વળગવું
આડ ટીલી કરી બાંહ ચૂડે ભરી
અર્પણુ વિણુ સૌભાગ્ય જૂઠો
નેણુ શું નેણુ નિજ નાથ મેલે નહીં
અર્પણુ કૃપણુ ને નાથ રૂઠો..વળગવું
હૃદયથી હૃદય અર્પણુ કરી નાથને (કાંતને)
ચુંબન ચૂમી અધરન કહે મારી
વેશ એ વૃથા ધર્યો સમવિત અનુસર્યો
લક્ષ્ય વિણુ લાડલી કે કુંવારી...વળગવું
કાંત સૌભાગ્ય કુંવારે કરવો નથી
નામ લેતા કહે મામ ખોટી
જેહ પર અક્ષયનું લક્ષ્ય દુર્લભ નહીં
પ્રેમ વિણુ નાવે સૌભાગ્ય કોટી. વળગવું

પદ ૭ રાગ પંચમ

કોટી સૌભાગ્ય સંબંધ વિણુ કે ધરો
સફળ નહીં નાથ નિજ દાસી ટાળી
સર્વ અર્પણુ ત્યાં તું વરી સહચરી
થાપે રસ સૌભાગ્યની વાત ભાળી

ધ્રુપદ

તેહ સૌભાગ્ય સુખ કાંત કૃપયા કરે
સર્વદા સંગ કર કાંત સારે
હે તરૂણી સુણુ તે વિના વેશ વિટંબણુા
પુંસલી પ્રેય સૌભાગ્ય ધારે...કોટી

તદ્દવત કાંત ઓળખ્યા વિશ્વમાં
નાર સૌભાગિણી સ્વાંગ લીધો
રતિ સતી નિત્ય પ્રતિ નવીન કલ્પે અતિ
સંકેતથી તે સ્વકાંતને સેન કીધો...કોટી
તારવી તાર વિચાર કર વર વિચર
આવી પ્રિયે પ્રેય મય પેખ પ્યારી
દુર્લભ કાંતનું રહસ્ય સંકેત તે
સાંભળ સર્વથા થવા તમારી...કોટી.

પદ ૮ રાગ પંચમ

સાંભળ સહિયર સ્નેહ પુરાણું સુખ વરત્યું સાચું
નાથને નિરખીને હું મારા હૈડામાં રાચ્યું

ધ્રુપદ

પ્રેમના અનુબંધને પૂરણ પ્રગટ કીધું
તાહરે વચને મારૂં તન અરપી દીધું...સાંભળ
તું થકી શું સ્નેહી મારે અન્યથા નાહીં
(વાલા તેં) અર્પણ મેં કીધી તેં ગ્રહી મારી બાંહી...સાંભળ
આજ તેં ખરી કરી સોહાગણ વર વરી માંએ
દુર્લભ એ રંગ માહરે અંગે ઉંઘલાએ...સાંભળ

પદ ૯ રાગ પંચમ

આજની રજનીનો રંગ અંગ ન માયે
સુખનો સંગએ જંગ ભૂલ્યો ન જાયે

ધ્રુપદ

પ્રેમમય બાંધ્યો એ પ્રીત પુરાણી સાચી
આલિંગન દેવામાં અંગો અંગે હું રાચી...આજ
કાંતની ક્રીડા એ કોઈ કહેવામાં નાવે
ભાવનો ભૂખ્યો એ મારે ભવન આવે...આજ
અંતર ન રહ્યું મેં એક તંત્ર એ કીધું
અધર સુધારસ એણે પાયું મેં પીધું...આજ
રજની વીતિ ને કંઠે રહ્યો વળગાઈ
દુર્લભ નેહી નેહાં બાહું કસી લાઈ...આજ

પદ ૧૦ રાગ પંચમ

બાંહો કસી ન મેલે વાલો વાણેલું વાયું
કુરકુ કુકડા બોલે રે ઘોષે અંબર છાયું

ધ્રુપદ

ગાવલડી દોવી છે મારે મંદિર જાવું
આજ તો આવી વાલા કાલે નહીં આવું...બાંહો
ચાંદરણી હીણી રવિ તેજે રજની વીતી
જેમ જેમ રવિ ઉદે પામે તેમ તેમ બહુ પ્રીતિ...બાંહે
અંબર આપ્યું હું પહેરવા રે લાગી
વાલો રે લપટાણો મારે કંઠે રે જાગી...બાંહે
અલક છૂટી હું અતિ વિલસાણી અંગે
લીન થયું મન મારૂં રમતાં રંગીલા સંગે...બાંહે
શ્રવણે સાંભળતાં ભામા વિરલાને ભાસે
સ્નેહીનો સમાધ દુર્લભ સ્નેહીને પાસે...બાંહે

પદ ૧૧ રાગ પંચમ

હું ભલે અવતરી કાંત આ દેહ ધરી
માહરી શોધને આપ આવો
આજ તું આપે અતિ કૃતારથ મને કરી
દેહ આ માહેરો તું કાંત આવ્યો...હું ભલે
ભૂતલ વાત મોંઘી મને આવતી
આ દેહે એજ સૌભાગ્ય ધરીએ
દેહ ધર્યા તણું કારજ સઘળું કર્યું
ધિક્ સંસારને, શું રે કરીએ...હું ભલે
આટલા દિવસ અળગી સને કયમ કરી
આપને નવ ઘટે એમ કરવું
કોટિ અપરાધ તે આપ ક્ષમા કરો
મહેર કરી માહરું મેટા ફરવું...હું ભલે
અલપતાં કલપતાં કઈ જુગ વહી ગયા
ઘેરી ગઈ ત્યાં રામે આણી
પિયુ પિયુ પિયુ કરૂં ભુવન ભુવન ફરૂં
અવર વર નહીં વરું તારી રાણી...હું ભલે
આપ શું અનુસરે અવર સર્વ પર હરે
આપ સંકેતની ગાયે વાણી
દુર્લભ આપ વિલાસી નિજ નેહાં કરે
અંગના આપની એની શાણી...હું ભલે

પદ ૧૨ રાગ કાલેરો

ઉદ્ધવ, શું કહિયે રે કઠણુ થયો છે વાલો
કાળા સંગે શાકો મન આવે અમને લીધે ચાલો
જોવા સરખી જોડ મળી રે એ કુબડી એ કાળો
શો લટકો જોઈ મન અટક્યું લાજે નહીં વ્રજવાળો...ઉદ્ધવ
એ ભગવાં અમને નવ શોભે તે કહિયે છિયે જાણી
દાસી સાથે દાયયું આપ્યું લાવી કુબજા રાણી...ઉદ્ધવ
એ ભગવું કુબજાને આપો મચકો કરશે ઓઢી
કો કોને વરૂં એમ કહેશે નહીં સરખા સરખી જોડી...ઉદ્ધવ
વ્રજની લીલા વ્રજ જન જાણે જેથે ચટકો મટકો
વ્રજ સુંદરી શું વાદ કરે છે સચ ફોકટ એ લટકો....ઉદ્ધવ
સઘળું જીવન જાણ્યું ઉદ્ધવજી એનાથી ઓશિયાળાં
એ ભગવાં કુબજાને આપો કરશે કુંચી તાળાં...ઉદ્ધવ
દાઝયા ઉપર લુણ ઉદ્ધવજી દેવું ઘટે ન તમને
હરિ વિયોગ જોગમાં ઉદ્ધવજી શું ઓછું છે અમને...ઉદ્ધવ
જે થયું તે કહેતાં ઉદ્ધવજી લોક કરતાં જેમાં હાંસી
દુર્લભ વ્રજ સુંદરીની વાણી ઉદ્ધવને મન ભાસી...ઉદ્ધવ

પદ ૧૩ રાગ કાલેરો

લો અણુલોભી રે લટકામાં લલચાણાં
કોનો સંગ ગમે નહીં સજની શિખ ન માને શાણાં

ધ્રુપદ

અંગ અંગ ગળ્યું ગતિ ભૂલી કાળજું લીધું કોરી
વાંસલડીનો શબ્દ સુણીને વાંસે ફરૂં વણુ દોરી...લો
કામણગારો ને ધૂતારો ધૂર્ત તણી ગતિ જાણી
શું કહિયે કહેવામાં નાવે વાંગ અગોચર વાણી...લો
અતિ આતુર આલિંગન દેવા ઉર શું ઉર દઈ ગાયું
દુર્લભ નયણે નિરખી હરખી હૈડા પર લઈ રાખ્યું...લો

પદ ૧૪ રાગ કાલેરો

હૈડાં પર નિજ નાથ હૈડાં હું હરખી
મનમાં તમો ફૂલું નિરખી નિરખી...હૈડાં
ધન મારૂં જીવન જુવતિમાં
નાથ નજર તેં કીધી

આવેશે આ વેશ ધરીને
એમ અપનાવી લીધી. ....હૈડાં
સફલ અવતાર સદા તવ ચરણે
સેવું છું સત જાણી
સદા સફલ ફલદાયક દુર્લભ
નેણુ વેણુ આ વાણી ....હૈડાં

પદ ૧૫ રાગ કાલેરો

નયણાં મારાં રે નિરખી તૃપ્ત નવ થાએ
સહિયર આ સાચું કરે સૂણું નાથ નિરંતર આંએ....નયણાં

ધ્રુપદ

સૃષ્ટ એ દૃષ્ટ ભરી અવલોકું
પુલ વિણુ મેલ્યા ટાળી
પુલના એમ પડે બલિ જાઉં
લાગી નિરંતર તાળી.....નયણાં
ચંચળ ચપળ ચતુર ચતુરાએ
લોચન લાગ્યાં હેરે
જેમ જળમીન સ્વાતિ શું ચાતક
ચંદ્ર ચકોરની પેરે......નયણાં
દેહ ભાનથી દૂર થઈ હું
દીનપણાંથી રાચ્યાં
દુર્લભ નાથ નિરંતર મળિયો
ફૂલી ફૂલી નાચ્યાં.....નયણાં

પદ ૧૬ રાગ કાલેરો

ફૂલ્યો ફૂલ્યો રે લખિ છબ લોચન મારાં
સુલભ થયો તેં સાચી કીધી દરશણુ દુર્લભ તારાં.. ફૂલ્યાં

ધ્રુપદ

ચિતવતાં ચિત મન નવ પહોંચે
જોઉં વિચારી વિચારી
વાણી અગોચર ગોચર સરખો
એવી ગહન ગતિ તારી. .ફૂલ્યાં
આવિર્ભાવ ધર્યો અમ માટે
અધુના અવધિ પાળી

વાચ પેચ આવેશ જણાવો
પૂરવ પ્રીતિ સંભાળી...ફૂલ્યાં
એહ સંકેત હેતની આવણુ
લાવણ્યનું નહીં લેખું
હરતાં ફરતાં નિંદ્રા કરતાં
નયણાં આગળ દેખું...ફૂલ્યાં
ધ્યાન ગાન આ પાન નામનું
મન ક્રમ વચને માંગું
દુર્લભ નેહ નિરંતર તમશું
લોચન લાલચ લાગું...ફૂલ્યાં

પદ ૧૭ રાગ કાલેરા

લાલચ લાગ્યું રે લોચન તુજને નિરખી
તું જાણે કે કહે મારૂં મન ફુલ્યું હરખી હરખી...લાલચ

ધ્રુપદ

એ હરખ કામ કહેવામાં આવે
અનુભવિયાં ને ભાસે
જેવો દરશે તેવો પરસે
તે વિધ પ્રેમ પ્રકાશે...લાલચ
મેં લોચન તુજને અરપણ કીધાં
મુજને અરપ્યાં તારાં
પ્રેમ પ્રીતની રીત ઉલટી
એહ પ્રતીત વિચારો...લાલચ
લાજ તજી લોભિવાં લોચન તે તૂં સરખી કીધી
શરણાગત વત્સલ સુખદાઈ અહીં અપણાવી વીધી...લાલચ
આશ ઉપાસ આશરો તારો
મુખ જોતાં દુઃખ વામે
દુલર્ભ નેહ નિરંતર કરતાં[1]
નિર્ભય થયાં તુજ નામે...લાલચ

પદ ૧૮ રાગ કાલેરા

ભલે પધાર્યા હો રાજ આવો મીઠડાં લેશું
આવો મિઠડાં લેશું ;ભલે પધાર્યા હો રાજ....આવો

---

૧ નાથ નિરંતર મળતાં

જોતાંમાં હમશું હેતુ ધર્યું રે તન મન તુજને દેશું...આવો.
કામણગારી આંખ તમારી તેણે ઘેલુડાં કીધાં
અમો અબળા કોને વશ નવ થઈએ ઉર અપણાવી લીધાં...આવો
ચંચળ તારી ચાલને લટકે કાળજું લીધું કોરી
અમે તો વારી જાઉં મારા વાલા હું અબળા અંગે ગોરી...આવો
મેં મારૂં જોબનિયું જાળવિયું તે તો તુજને દેવા
મિઠડા રે મોહન મિસ લોભાણું અધર તણો રસ લેવા...આવો
પ્રીતે કરી પ્રભુ પલંગ પધારો સુખ સંગ્રામે રમશું
દુર્લભિઆ ચા સ્વામી મારે જનમ જનમ પ્રીત બંધાણી તમશું...આવો.

પદ ૧૯ રાગ કાલેરો

વાલા લાગો છો રાજ આવળી વાંસે વળગ્યાં
જો જઈયે જમુનાને પાણી આવળી વાંસે વળગ્યાં
એક દૃષ્ટિ જો જો અમ સામું સુધ ન રહે ત્યાં હુંમાં
વણુ દીઠે વ્યાકુળ તન જોવા કાંઈ એક કામણુ તુંમાં...વાલા
અણિયારાં લોચન અતિ ઘેર્યાં જોતાં મનડું અટકે
એક ઘડી એકાંતે મળજો મોહી મુખડાને લટકે...વાલા
સુભટ મંદિર વૈકુંઠ ઈ મારૂં તે કોને નહીં દાખું
સાસુ નણંદ સ્વામીથી છાનું હૈડા ઉપર રાખું...વાલા
તો વાલા સેજડિયે આવું જો સાચા સમ ખાઓ
અંતરમાં હું તમને વહાલી પર મંદિર નવ જાઓ...વાલા
મનડું મનાવું માનુનીકેરૂં લીધું આશું સાહી
દુર્લભિ આ ચા સ્વામી સંગ ભર્તા અંતર રહે ન કાંઈ...વાલા

પદ ૨૦ રાગ કાલેરો

વધૂ જન હાથે રે વશ થઈને વેંચાણો
અકળ અજીત શાસ્ત્ર શ્રુતિ ભાખે
બળિયો તોયે બંધાણો...વધૂ

ધ્રુપદ

મન તન લીન અધીન અરપિયું
બોલાવે તેમ બોલે
આયોપું અંગે નવ રાખ્યું સંગે સંગે ડોલે...વધૂ
ઉઠ કહે તો ઉઠી બેસે બેસ કહે તો બેસે
આવ કહે તો જાણો આવે બાંધ્યું તાંતણે કાચે...વધૂ

દેહપણું દેવે નવ મેલ્યું નેહે નાખી દીધું
તન ગણના તૃણુ[1] માત્ર ન રાખી સર્વ સમર્પણુ કીધું...વધૂ
ન્યૂનાધિક નાવે જોવામાં જાણ્યા સરખું કારણુ
જેમ અપનાવે તેમ અપણાવે સકલ લોકનો તારણુ...વધૂ
ભજે ભજશે તજશે તજતાને વેંચે તે વેંચાણી
દુર્લભ એહ વધૂજનને પ્રેમે વશ થયો કહેવા વાણી...વધૂ

પદ ૨૧ રાગ કાલેરો

વધૂ વશ કીધો રે પ્રેમ પ્રબળ એક આણી
તપમાં ને ધ્યાને રહેજો રમણી કોણે ન જાણી

ધ્રુપદ

ગાન ધ્યાન એ પાન નામનું લ્યો લાહાવણુ એક લીધે
પ્રેમ તણું કારણુ છે એવું વશ થયો વણ વશ કીધે...વધૂ
એ મનમોહન સફલ વશીકરણ જે વશ કરવું જાણે
મનમાં તનમાં પ્રાણુ વચનમાં પ્રેમ અનૂઠો આણે...વધૂ
ક્ષેમ સૌભાગ્ય પ્રેમ સુખ પૂરણુ પ્રિય ઉછંગ લગાએ
અખંડ નાથ અળગો નહીં તેથી આપણે એ વશ થાએ...વધૂ
વશ કરવાનું પ્રેમ વશીકરણુ રહસ્ય એ જાણ્યું જેણે
આજ તું અખિલ અખિલ તું તે ખિલ નાંહી તોયે વશ કીધો તેણે...વધૂ
જો તે સાથી તો સંગ સઘળાં તું વશ થાવો દોહેલો
દુર્લભ નેહ નિરંતર બાંધ્યો સુખ વ્યાપ્યું પૂંઠે સોહેલો...વધૂ

પદ ૨૨ રાગ કાલેરો

નયણાં મારાં રે
દુઃખ મોચન લોચન સુખદાઈ સૂરતની બલિહારી
જીવનમરણુ સ્મરણુ નવ મેલું નમન તુજ પર વારી...નયણાં
અહર્નિશ અળગો નહીં તુજથી લીન થઈને લાગ્યા
લંપટ લુબ્ધ થયાં લીલાશું સુખ દુખ દાહેલડાં ભાગ્યા.. નયણાં
પૂરવ સ્નેહ પ્રબળ થયો આ ભવ એક તતરતન તાળી
મરણુ અવતરણુ તણો ભય ભાગ્યો દેહ નેહમાં ગાળી...નયણાં
રમણીખંડ અખંડથી અળગી અવધ વધૂ ને ભાસી
અનુભવી આ લીલા ભૂતલમાં દુર્લભ રાસ વિલાસી...નયણાં

---

૧ તલ

પદ ૨૩ રાગ કાલેરા

નયણું મારાં રે નિરખી તૃપ્ત ન થાએ
સહિયર આ સાચું હે સુણું નાથ નિરંતર આવે...નયણું
દષ્ટે દષ્ટ ભરી અવિલોકું પ્રુથ વિણુ મેલ્યા ટાળી
[1]એટલો અભય હે હું જાઉં લાગી નિરંતર નાળી...નયણું
ચંચલ ચપલ ચતુર ચતુરાનાં લોચન લાગ્યાં કેરે
જ્યમ જલમીન સ્વાતિ શું ચાતક ચંદ્રચકોરની પેરે...નયણું
કેડ આનાથી દૂર થયો છે દીનપણાથી રાચે
દુર્લભનાથ નિરંતર મળિયો નેણાં મોહી નાચે...નયણું

પદ ૨૪ રાગ કાલેરા

એ સુખ સોહેલું રે જો જાણો તેમાં આવે
સાચું સુખ વર તેવારે પ્રેમ પ્રબળ તે લાવે...એ સુખ

ધ્રુપદ

અનભિત સુખ અનુભવથી વરતે અવધિ જનને ધ્યાને
વિણુ અનુભવ અનુભવવા દીઠે તે લૌકિક ને બહાને...અનભિત
એમ અનુભવ અવિલોકી જોતાં ઉર વર ફૂલે મારું
આ રમણી રસનારો તે તું ત્યમ જાણે તે સારું...અનભિત
અહીં તુજ શરણે ત્યાં તુજ ચરણે અહીં નહીં એકવિલાસી
દુર્લભ નેહ નિરંતર બાંધ્યો રમતાં રમતાં રમણી ભાસી...અનભિત

પદ ૨૫ રાગ કાલેરા

રમણી ભાસી રે નિશ દિન તુજ સંગે રમતાં
એ કોને કહેવામાં નાવે રે તેં કીધાં મન ગમતાં...રમણી

ધ્રુપદ

પૃથગ પૃથગ પ્રેમદા જન જેરો પ્રેમ પ્રબળ મન કળિયો
ક્યાં એકલીન દીન થયો, ક્યાં એક ક્યાં અંતર ક્યાં ઢળિયો...રમણી
જે જે જન મનમાં જે ધારે તે તે સઘળા જોણે
તેવો થઈ તેણાની સાથે તેવું લાગું આણે...રમણી
નેક ભામિની કઈક ધામની વાદો વાદે આવી
વાચ પેચનો વાદ કરાવી બોલી તમે બહેકાવી...રમણી
પરમ કટાક્ષ કૃપા કરી પૂરણ જે ક્ષણ માત્ર નિહાળે
દુર્લભનાથ નિરંતર મળિયો નિતનવ મંગળ આપે...રમણી

---

૧ એટલો અંત્રય મેલું જાઉં

પદ ૨૬ રાગ કાલેરા

નિત નવ મંગલ રે નાથ તમારે નામે
ધરી વિશ્વાસ ઉપાસે જે જન સફળ મનોરથ પામે...નિત

ધ્રુપદ

વજીન ગણુ તું વિજય સુખદાતા દરશણુની બલિહારી
અણુખોઇ આંખે અવિલોકું મુખડું મંગળકારી...નિત
પ્રિય કટાક્ષ પ્રેમની પૂરણુ નિમિષ ન કરવી અળગી
માગું નામ, માન તન અર્પણુ ચરણુ તમારે વળગી...નિત
પરમ વિલાસ રાસ રસ ક્રીડા તેં કીધી જે અર્થે
અવધિ જનની અવધિ દુર્લભ પાળી સર્વે સમર્થે...નિત

પદ ૨૭ રાગ કાલેરા

સમરથ સાચો રે અંગીકૃત પ્રતિપાળી
લોક વેદ મુખ એમ વદે વાણી ભામા ભાગ્ય વિશાળી...સમરથ૦

ધ્રુપદ

ભોગી નામ ધર્યું ભૂતળમાં તે અમને સુખ દેવા
આપમય કીધી એક ચરણુ સંગ તમારે લેવા...સમરથ
નામ ધામ ભૂલી તારું સચરાચર સમઝાવી
એ અનુભવ અવધિને ભાસ્યો સમજી શરણે આવી...સમરથ
વિલસ્યાં અંગ અમો તું વશ થઈ વશ થઈને વશ કીધો
દુર્લભ એક તંતર નહીં અંતર એમ અપણાવી લીધો...સમરથ

પદ ૨૮ રાગ કાલેરા

ભામા ભાળું રે હરિ ઝૂલે રે હિંડોળે
આવો વધાવો વદન વિલોકી કુસુમ ભરી ભરી ઝોળે ..ભામા

ધ્રુપદ

અરપ્યો માલ વિલાસ હરિને
નૂતન ધારી સાડી
ખંડ મંડમાં અખંડ નાથ શું
બાંધી પ્રીત મેં ધાડી...ભામા
નંદ નંદન વૃષભાન નંદિની જો જુવતિ, સમ જોડી
ઝુલાવી જો એ સુખ સુખમય વાત નહીં આ થોડી...ભામા
આ રસ ગાઓ તન્મય થાઓ લ્યો લાડલી આ લહાવો
પરસ પરસ આ ગાનપાન રસ ઘોળી પીઓને પાઓ...ભામા

એ સુસ્નેહી અરપી દેહી અવધિ પુર મન ધારી
ઝુલો ઝુલાવો જોશ જણાવો અપની અપની વારી...ભામા
હેતે હિંડોળું લખિ લખિ લોલું રોળું રસ વર વાણી
દુર્લભ આ સંકેત સમાગમ દુર્લભ દુર્લભ જાણી...ભામા

પદ ૨૯ રાગ કાલેરો

નિરખી હરખું રે હરિ હિંડોળે ઝૂલે
સુંદર વરણ વદન વિલોકી મારું તન મન મોદે ફૂલે...નિરખી

ધ્રુપદ

પ્રેમ ઉછ્રૃંખલ અમલ અહર્નિશ નામ લેતાં ઘણી લોભુ
રસ રેશમમય દોરી ગ્રહીને કર હું ઉભી હે ડોલું...નિરખી
છબ મનોહારી પર બલિહારી શોભા મંગલકારી
એહ સંકેત નિકેત હેત વિધિ સમઝે કો સહચારી...નિરખી
આ સુખ સાચું મનમાં રાચું હરિ ઝુલે હું નાચું
ગાન ધ્યાન એ પાન નામનું નિત્ય નિશિવાસર રાચું...નિરખી
એ રસ મહાલું ઘુમણી ઘાલું એવું કોઈ ન વહાલું
મેં મમપણું સમર્પ્યું એને એ ચલવે તેમ ચાલું...નિરખી
એહ પ્રતીત પ્રીતની પૂરણ સમઝે તેને સુલભ
દેહ ધરીને દરશણ તારું દુર્લભ દુર્લભ દુર્લભ...નિરખી

પદ ૩૦ રાગ પંચમ

બાંહોલડી મેલો રે વાલા વાણેલું વાયું
કુર કુકડાને ઘોષે કરી અંબર છાયું
મારે રે મંદિરિયે જાવું હાંસી નવ કીજે
વાણેલું વાયું રે મારું અંબર દીજે...બાંહોલડી
રજની થોડી રે પેલાં પંખી રે જાગ્યાં
મહીડાં ઘૂમે રે નારી વલોણાં વાગ્યાં...બાંહોલડી
ચાંદરડી હીણી થઈ અતિ રવિ તેજે
ગૌ જઈ દોવી છે હઠનો વાદ નવ કીજે...બાંહોલડી
અંબર પહેરીને ઊભી પાએ રે લાગી
નાથ શું હાથ જોડી સતી સીખ માગી...બાંહોલડી
અલક છૂટી રે અંગે અતિ વિલસાણી
લીન થયું મન મારું વાલાની રાણી...બાંહેલડી

પદ ૩૧ રાગ પંચમ

કંથના ભુવનની વાટ ભૂલી હતી
કઈક જુગ વહી ગયા એ આજ ભાળી
રૂપ ભોગી તણું ભૂતલ લેખે
અવર સર્વ આવી તે દીધી ટાળી...કંથના
કંથને જોઈને વિભોર હું માનિની
ભુવન જાવા તણી લગન લાગી
કંથ ત્યાં ભુવન સુખ અવર ભાસે નહીં
માન કહ્યું માનિની માન ત્યાગી...કંથના
કંથ વિના કેક કંથ
નું ભેદીને વિખ
કપટ અહંતા ભરી પીઠે નવ અનુસરી
કંથની રમણી તે અતિ ન જાણી...કંથના
કંથ એમ ભોળવે ભાળવે ભુલો રખે
ભુવન ભુલાવવા રમત માંડી
વચન નિજ સખી માન જો તું લખી
કોક ચેષ્ટાએ છલો જાશે છોડી...કંથના
ત્યારનો તાર ટૂટયો હજી નથી મળ્યો
આજ ટૂટયો પછી કયમ મળશે
નિજ નેહીની એ વાત જોતાં સખી હાથથી
હસી એહ સંકેતથી આપ ટળશે...કંથના
ટાણું ગયા પુંઠે નાણું તે બહુ મળે
એ નાણે ટાણું એ નહીં રે આવે
માન મારૂં કહ્યું ટાણું જો આ ગયું
આ ટાણું આવે ફરી કથ નાવે...કંથના
જેહ સંકેતથી કંથ અહીં ઉતર્યો
નેહ સંકેતનો કંથ જાણે
દુર્લભ વિલાસીની ત્રિલસી આ લોકમાં
અવતરી હું આવ્યો કંથ આણે...કંથના

પદ ૩૨ રાગ પંચમ

પાછલી રાતના પ્રભુજી પધારિયા
સૂતી નિંદ્રા થકી હું રે ગાઢી

નાથને નિરખીને હું રે હરખી ઘણું
અતિ રે આનંદે થઈ અક્ષટાઢી...પાછલી
દ્વાર ઊભા હરિ સાન મુજને કરી
સાંભળ્યું નહીં ત્યારે દ્વાર ઠેલ્યું
સાંભળ્યો બોલને ધાઈ ચરણે નમી
પહેર્યાનું અંબર પલંગ મેલ્યું...પાછલી
પલંગ પધરાવીઆ માન માગી ઘણું
હું સન્મુખ રહી હાથ જોડી
સોઈએ દીધું અધર ચુંબક ચુંબન કરી
આ દેહે એ નહીં વાત થોડી...પાછલી
પરસ્પર બાંહેધરી એમ આલિંગન કર્યાં

પદ ૩૩ રાગ પંચમ

આજ પોઢે, મને આપ સરખી કરી
પલંગ બેસાડીને નેત્ર ભાળો
બાંહમાં ભરવામાં આવતો અડવામાં
એહ સંકેતથી જીવ ગાળો...આજ
આ હું હતી તેવી આજ મુજને કરી
વાણી સર્વ વિસરી શું રે ગાઉં
પડદાની વાતમાં પોતે દેખું નહીં
આપ સંકેત વિણ ન વિસરાઉં...આજ
કંથ ઓળખ્યા વિના કલ્પના શું બકો
કથથી ભિન્ન નહિ કંથવાણી
એહ સંકેત તે આજ મુજને કહો
તારા પડદા તણી વાત જાણી આજ
મુન્ય રાખે સખી કો એ મનથી
ધુન કીધા થકી શું રે થાએ
લોકલાજે કહો કાજ ક્યાંથી સરે
પોઢે નવ તેડે સંકેતમાં એ...આજ
તે માટે માનુની મુન્ય કીધું ભલું
વાતમાં વિનતિ લે રે જાણી
પડદાનું મુન્ય કર સુખ સુહાગ ધર
આપ સંકતની બોલ વાણી...આજ

આવ કહું છું અરે વચન લે ના ધરી
કંથ વરશે તુંને પ્રેમ પરખી
દુર્લભ વિલાસની ઉભય સંકેતમાં
હેત ધર કંથ કર આપ સરખી...આજ

પદ ૩૪ રાગ પંચમ

વાત સુણુ સુંદરી પ્રેમે પૂછું કહી આજ ઉજાગરી કયાંથી આવી
સ્વેદ સ્વેદ ભરિ દેહાં શિથિલ ખરી ચારૂ ચતુરા ચપલા ચિહ્ન લાવી
ગંધ અનુરાગતન અગર સુધામયી અમર આંગી આ અલક અપર મહેકે
મૃગ મદ લેપ આ કંઠ હૃદય સ્થલે કુસુમ સંમોહથી ભમરે બહેકે
કુચ ફૂલ સુમલ લક્ષ ઇંદુ રેખાઉદિત ચુંબક કટિ સ્થલે પીક દરસે
અધર પ્રવાલ અરૂણુ ધૃષ્ટ શોભે શ્રુતિગ મુકરવી લોલમુખ રાગ વરસે
ગૌર ગંડ સ્થલે અરૂણુ આભાઅપર દીપ રેખા દશન અલક છાઈ
મદન ના સદન સુવદન શોભે સખી માન નાહીં માનિની દીસે ડાહી
વાત શ્રવણે ધરી વચન વધૂ ઉચરી હરિ એ હેતે કરી પુણ્ય મારૂં
દુર્લભ સૌભાગ્ય એ અચલ સુખ સંભવ્યું ભૂરિદ ભૂરિદ જો ભાગ્ય તારૂં

પદ ૩૫ રાગ પંચમ

આજની રજનીનો રંગ એ જંગ પ્રીત માંહે
ઉન્મત્ત પ્યારી હું સંગ મૂકયો ન જાએ.....આજની
પ્રેમને લીધે એ પ્રીત પુરાની સાચી
આલિંગન દેવામાં અંગે અદ્ભુત રાચી....આજની
સ્નેહનું કારણુ એ મને કહેવામાં નાવે
અણુ તેડયો અધરાતે મારે ભુવન આવે...આજની
અંતર ભાગી ને એક તંત્ર કીધું
અધર સુધામૃત સહિયર પાયું ને પીધું....આજની
રજની વીતિ ને રહ્યો કંઠે વળગાઈ
દુર્લભ હેતે હસિ હરિએ મમ બાંહેલડી સાહી....આજની

પદ ૩૬ રાગ ભૈરવ

નહીં જાવા દઉં નાથ માનો મારે મંદિર આવ્યા રે
શ્યામ મનોહર સુંદરવર વર વર મારે ભરમાવ્યા રે....નહીં
દીઠો દીઠો દીઠો મેં તું જનમધરીને દીઠો રે
મીઠો મીઠો મીઠો મુજને લાગે છે તૂં મીઠો રે....નહીં
વહાલો વહાલો વહાલો પ્રાણુ થકી પ્રિય વહાલો રે
કાળો કાળો કાળો જશોદા નંદ તણો મન કાળો રે....નહીં

હરખી હરખી હરખી હું મન મુખડું નિરખી હરખી રે
સરખી સરખી સરખી દીઠી સૂરત નહીં તુજ સરખી રે....નહીં
રાચી રાચી રાચી તારી રમણી જોતાં રાચી રે
સાચી સાચી સાચી પ્રીત પૂરવ જનમની સાચી રે....નહીં
ઘાલી ઘાલી ઘાલી તારે ગળે બાંહલડી ઘાલી રે
વાલી વાલી વાલી દુર્લભ વાત લાગે છે વાલી રે....નહીં

પદ ૩૭ રાગ ભૈરવ

વાલા તવ વાતલડી મને લાગે છે બહુ વાલી રે
સજન જન મન સુખ ઉપજાવી કુજનને મન સાલી રે
વાતડલી સાંભળતાં હું તો ઘેલાંમાં પરખાણી રે
સચરાચર શ્રુતિ શાસ્ત્ર સંતમુખ ગુણવર્જિત ગવરાણી રે
વાતલડી વલુંધી હું તો ભવનો મારગ ભૂલી રે
વાલા તારી વાત સાંભળી અંગ અંગમાં ફૂલી રે
વાતલડી વલુંધી મુજને ન ગમે બીજું કાંએ રે
રાત દિવસ નિર્ગમેતાં મથી અન્ય આશરો નાહે રે
વાલા તારી વાતલડી મુજને લાગે છે બહુ પ્યારી રે
જે કોઈ તારી વાત કરે તો જાઉં તેની બલિહારી રે
જે કોઈ તારી વાત વિમુખ જન ન ગમે તેનો સંગ રે
જે કોઈ વાત કરે જો તારી તે શું મારે સંગ રે
વાલી મુને વાત વાલા વાત તણો તૂં રસિયો રે
વશ છો વાત થકી તું દુર્લભ હૃદય કમલમાં વસિયો રે

પદ ૩૮ રાગ ભૈરવ

રાત દિવસ મમ નાથ મારા હૃદયકમળમાં રહિયે રે
એક નિમિષ જાગૃત સૂતામાં અળગાયે નવ જઈયે રે
યાચું યાચું યાચું દરશણ દીન થઈને યાચું રે
સાચું સાચું સાચું સુહૃદ સાચ થકી છે સાચું રે
લાગ્યાં લાગ્યાં લાગ્યાં લોચન લીન થઈને લાગ્યાં રે
ભાગ્યાં ભાગ્યાં ભાગ્યાં દુઃખડાં દેહ સંબંધી ભાગ્યાં રે
ત્રૂઠો ત્રૂઠો ત્રૂઠો પૂરણ પ્રાણ જીવન મમ ત્રૂઠો રે
વુઠો વુઠો વુઠો પરજન પ્રેમ તણે પ્રિય વુઠો રે
મન ક્રમ વચન પરાયણ પ્રીતે નિત પ્રતિ તમશું રમશું રે
દુર્લભ દેહપણું ન દરશે મમ દિલ લાગ્યું તમશું રે

### પદ ૩૯ રાગ ભૈરવ

વાટ તમારી જોતી વાલા અરૂણ ઉદય થઈ આવ્યો રે
નિશ ભર્યાં લોચન દુઃખ મોચન મન માંહે બહુ ભાવ્યો રે
ઘરમાં બાહેર હરતાં ફરતાં રજની વીતિ આજ રે
આ દેહે દેહાંતર તમને ચરણ શરણની લાજ રે
તાલું વીલું જલ્પ તલ્પના સો અણખોયો નેણ રે
જક ન પડે એક નિમિષ જીવને જેમ જળ વિછુંડું મીન રે
મોટું કારણ મન માન્યાનું જુઓ વિચારી હરિ એ રે
દુર્લભ નાથ નિરંતર મારા મંદિરથી નવ જઈએ રે

### પદ ૪૦ રાગ ભૈરવ

મંદિરથી નવ જઈયે વાલા માનો વિનતિ મારી રે
શરણ નિભાવો શરમ તણી નિજદાસ વચન મનધારી રે...મંદિર
ઓછું મન અબળા જનકેરૂં તે નવ ધર તું હૈયે રે
કૃપા કરીને સન્મુખ જોઓ જેમ રાખો તેમ રહિયે રે...મંદિર
હું અબળા આધીન દીન જન તમો દીનના બંધુ રે
મન ક્રમ વચન કર્યું મેં અર્પણ તવ ચરણે સુખ સીધું રે...મંદિર
મૈયા કરી મમ મંદિર આવ્યા કરૂં વિનતિ કર જોડી રે
દરશન તારૂં દેહ ધરીને વાત નથી આ થોડી રે...મંદિર
જે બોલે તે હાં હાં કહેવું કાંઈ ન કહિયે ખોટું રે
દુર્લભ કો જાણ્યા આ કારણ મન માન્યાનું મોટું રે...મંદિર

### પદ ૪૧ રાગ ભૈરવ

મન માન્યું ગોકળિયું ભૂતલ વર વૈકુંઠથી કીધું રે
પરમ પુરા પોતાનાં જાણી આવી દરશણ દીધું રે...મન
જ્ઞાની ધ્યાની મન અભિમાની તેની નજરે ન આવે જો
જુઠું એમ જુવતિ જન કેરૂં ભાવ પુરસ્સર ભાવે જો...મન
અનુકંપા અમ ઉપર આણી અખિલ નાથ અહીં આવ્યો જો
એ વિધિ અમો લહું કે તું હરિ કોઈક રમણી લાવ્યો જો...મન
ત્રિકાલી જાણો ઋષિજનને જગજ ભોગ જઈ યાચ્યોજો
કર્યો તિરસ્કાર, ગ્વાલ ફરી આવ્યા ઋષિપત્નીથી રાચ્યો જો...મન
ખટ વિધ ભોજન ભાવ પુરસ્સર ઋષિપત્ની લઈ આવી જો
ભક્ષ ભોજ પિબ લેહ્ય ચોસ રસ ફોજ એ ખટ વિધિ લાવી જો...મન
મુનિચરી નામ ધામતવ પામી મુનિ મોહથી વાયા જો
તદવત રૂપ કરીને અરપી મુનિ એ જાણી માયા જો...મન

વાછરડાં વિણ દોહી ગૌને મેલી ઉઠી વહેલાં જો
એ આચરણ મમમુખ જોવાને તું ઘેલો અમે ઘેલાં જો...મન
એહ મનન મનમાં સૌ કરી જેમ હી શીકાં નવ મોડયાં જો
સ્નેહિજનને સ્નેહે દુર્લભ ભવનાં બંધન છોડયાં જો...મન

પદ ૪૨ રાગ ભૈરવ

આજ તો અમારે સખી આણંદ વધાઈ રે
પ્રેમ પ્રવાહ આવે ઉર ઉધલાઈ રે...આજ
વીછલિયો હો રે રેન વાલેજીએ વગાડી વેણુ
જોવા હઠ લાગી નેણુ ઉઠી હું તો ધાઈ રે...આજ
ઉઠીને આવી બહાર વાલો ઉભા મારે દ્વાર
અધર સુધાને પીધું પેટ ભરાઈ રે ..આજ
આજ સખી ભાગી ભૂખ વાલા ઉર નિહાળી મુખ
દુર્લભ હરિ હેત સુખ મંગળ ગાઈ રે...આજ

પદ ૪૩ રાગ ભૈરવ

આણંદ વધાવો આજ મારે ઘેર માઈ રે
નંદ કે છબિલે મોસું પ્રીત બંધાઈ રે...આણંદ
છલિયો હાંરે રેન સાંવરે બજાઈ વેણુ
સુની કે ફસાની નેણુ નીંદ ન આઈ રે...આણંદ
ધસ કે નિકલી બહાર વાલો ઉભો મારે દ્વાર
સુધા કુંજ પાયો નાર પેટ ભરાઈ રે...આણંદ
ઘાલી મેં ગળે બાંહે લીધી સુખ સેજ માંહે
કરી મનડાની ચાહ અછક છકાઈ રે...આણંદ
પહિન્યો મેં અખંડ સ્વાંગ બડો હુ હમારો ભાગ્ય
ઔર કો નારી લાગ ઐસો વર પાઇ રે...આણંદ
શ્યામ કો નિહારી મુખ પાઈએ અનન્ય સુખ
દુર્લભ હર્યો હે દુઃખ મંગલ ગાઈ રે...આણંદ

પદ ૪૪ રાગ ભૈરવ

આજ રે કાન કેહેતાં ભોળવી હું નાર રે
માઈ જશોદા કહું કે આને તું વાર રે...આજ રે
ઉઠી વાલે લીધી સાહી ધસી આવ્યો ઉભો ત્યાંહી
મરમ ન જાણું કોઈએ ભરમ અપાર રે...આજ રે
મારગ મૂકાવી લાજ ઘુંઘટની તોડી પાજ
હસીને બોલાવી આજ મનાવી હું હાર રે...આજ રે

સઘળી સહિયર સાથ આવી મોસું ભીડી બાથ
નિર્લજ થયો છે નાથ ન લહે વિચાર રે...આજ રે
પૂરવની જાણી પ્રીત આજ એવી રાખી રીત
દુર્લભ આવો સ્વામી મળ્યો ઉતરી છું પાર રે...આજ રે

પદ ૪૫ રાગ ભૈરવ

આજે રે જીવન પ્રાણ આવ્યો મારે ઘેર રે
દીન જાણી દીધું સુખ મન આણી મહેર રે...આજ રે
આણંદ અંગે ન માએ સખી સહુ એ જોવા ધાએ
આંગણે વાજિંત્ર વાગે ઓચ્છવ બધે થાએ રે...આજ રે
આવી વાલે કીધી સાન ઉઠીને મેં માંગ્યું માન
સેજમાં ઓછંગી લીધી યુન જાણ્યું ઘેર રે
કીધો વિનોદ હાસ્ય પાડી હું ને પ્રેમ પાશ
દુર્લભિઓ ચોરવી મમ લૌ લાગી મને લહેર રે...આજ રે

પદ ૪૬ રાગ ભૈરવ

અતિ અણુખો એ નેન નીંદ હું મેં માતે
મેરે સું મોસું બોલો વચન સુહાતે...અતિ
પૂછું મૈં દીન હોય સાચી જ્યું કહો મોહે
નાર જ્યું કાએ બોલો જન તાતે...અતિ
રેન જ્યું રહી હૈ થોરી છુપાઈ છુપે ન ચોરી
ઐસી તો મૈં નારી ભોરો જાને હોજ્યું જાતે...અતિ
ખંજન ભરે હૈં પિઠ અંજન અધરનીક
જાહી પે સંકેત હેત વાહી રંગ રાતે...અતિ
દુર્લભ પિયા હું પ્યારી હંસ હંસ દીની તારી
વારિ જ ઊભો રે આંએ ભૈરવ હું ગાતે...અતિ

પદ ૪૭ રાગ ધનાશ્રી

હું જળ જમુના ભરવા ગઈતી આજ એકલડી વાટે જી
ઘેલો થયો ગિરધર શું કીજે ઘેરી મેલી ઘાટે જી...હું જળ

ધ્રુપદ

જળ ભરવા નવ દે જગજીવન કારણું કોને કહિયે જી
રાખું છાની પ્રીત પુરાણી મન માની લહિયે જી...હું જળ
વશ થઈને વશ કીધો વાલો ભુવન આવવું ભૂલી જી
આઘું પાછું ડગ ન ભરાએ અનંગ થઈ અંગ ફૂલીજી...હું જળ

આ વિદ્યા એ જાણે કે આપણુ કે તુજ આગળ ભાખું જી
એક નિમિષ અળગો નવ મેલું હ્રદય સ્થલ પર રાખું જી...હું જળ
પ્રેમાવેશ થયો તન પ્રેમા કોઈ ન રહી કાચી જી
દુર્લભ ઓળખીને અપણાવી કરી હું સહચરી સાચી જી...હું જળ

પદ ૪૮ રાગ ધનાશ્રી

સાચી સહચરી કરી હું હરિએ આ ભુતલમાં આવી જી
સુખ સંકેત સમાગમ માંહી પૂરણ પ્રીત જણાવી જી...સાચી

ધ્રુપદ

મારગ આણુ એ દાણની દે છે ભરવા નવ દે પાણી જી
જે જે વાત કરે તે વહાલો તે તે સઘળી જાણી જી...સાચી
એ વિધિ મમ મનમાં એ ભાસી થઈ એની નિજ દાસી જી
વાંગ અગોચર વાત હિયે એ જાણીશમાં મન હાંસી જી...સાચી
એક તંત્ર અંતરતા ભાગી સ્નેહ પ્રગટ થયો પહેલો જી
દુર્લભ દિલ માન્યાનું કારણ હું ઘેલી એ ઘેલો જી...સાચી

પદ ૪૯ રાગ ધનાશ્રી

ઘેલો થયો ગિરધર હું ઘેલી ગોઠ મળી બહુ ગાઢી જી
લટક લટક લટકાળો ચાલે મંદ આવે ચાલી જી...ઘેલો

ધ્રુપદ

જલ્પે નામ માહરું નિત્ય મુખ મનમાં જાણી જાણી જી
પ્રેમા એક પ્રેમનું કારણ રામાને તે રાણી જી...ઘેલો
સાધન સાધન હિયે સહિયર એક પ્રેમથી રાચે જી
પ્રેમ ત્યાંહાં પ્રગટ ઘર આવે બાંધ્યો તાંતણે કાચે જી...ઘેલો
એહ અખંડ પ્રચંડ મંડમાં પ્રેમ અધીન થઈ આવો જી
દુર્લભ દિલ માન્યાનું કારણ કે કે રમણી લાવો જી...ઘેલો

પદ ૫૦ રાગ ધનાશ્રી

લાવ્યો રમણી આવ્યો રમવા અવધિ અધુના પાળી જી
એ કોઈને કહેવામાં નાવે આપણુ ભાગ્ય વિશાળી જી

ધ્રુપદ

એક હરિની હરણી આપણે એ અંતરમાં આણે જી
વર પાળો ભાળી રસ ભામા આવ્યો આણે ટાણે જી...લાવ્યો
આપણુ ભૂલી નાથ ન ભૂલ્યો હેતે વચન નવ હારે જી
બોલ મળે તેની બલિહારી જાઉં વાસ વાસ વારે જી..લાવ્યો

અરથ મનોરથ મનનો જાણી જ્યાં જાઉં ત્યાં મુજ પહેલો જી
શાણાં સાથે શાણો દુર્લભ ઘેલાં સાથે ઘેલો જી...લાવ્યો

× × ×

પદ ૫૧

ઘેલો થયો ગિરધર કામ ઝાઝું વર જે ખમણો થાય જી
વાટ ઘાટ વનિતા ને રોકે તેનો શો ઉપાય જી...ઘેલો

ધ્રુપદ

કોની કાણ નમાને વાલો થયો છે નવલો દાણી જી
સમઝાવી શીખામણ દે તું પ્રેમપાશમાં આણી જી...ઘેલો
પ્રેમ વિના વચ નહીં પતી જે નજરે નિકટ ન આવે જી
છે ભોળો ભોળવિયે ભાવે ભાવ સદામદ ભાવે જી...ઘેલો
આપણે સહુ સંપે થઈ ચાલો વાત કરીને વરિયે જી
આ લે મહી અમને જાવા દે એમ સહુ જઈને કહિયે જી...ઘેલો
એ વિધિ વાત સહુને ભાવી હોંહસી કરી દે તાળી જી
દુલહની દિલમાં વરી છું હું દુર્લભ ભામા ભાગ્ય વિશાળી જી...ઘેલો

પદ ૫૨ રાગ ધનાશ્રી

ભાગ્ય વિશાળી આપણુ બાળી હરિ સાથે એક તાળી જી
આ દેહે અનુસરતાં એને મનુષ્ય દેહથી ટાળી જી

ધ્રુપદ

એ સમ કોઈ સ્નેહી નાંહી માન વચન મમ સાચું જી
વચન ન લોપું વાદ ન રોપું એ નચવે ત્યમ નાચું જી...ભાગ્ય
પ્રેમ પ્રીતની રીત રામાએ હરિને રાખવો રાજી જી
તન મન ધન આદિ દઈ એને કોઈએ ન કહેવું ના ના જી...ભાગ્ય
એમ વશ થાએ નિમિષ ન જાએ ભુવન ભામિની મેલી જી
જે એ શું એક તંત્ર રાખે એ છે એનો બેલી જી...ભાગ્ય
હરિનું હેત દેખાડું તમને મહી-મટુકો સિર લીધી જી
મહી વેચવા નિમિત્ત મન દુર્લભ ચાલીએ ત્યાં કીધી જી...ભાગ્ય

પદ ૫૩

એકતા એમ અંતરમાં કીધી સૌ વૃંદાવન ચાલી જી
મહી માખણ ગોરસ કે ગોપી મટુકીમાંહી ઘાલી જી...એકતા

ધ્રુપદ

મંદ મંદ ગતિ ચાલો માનિની મૌન કરો સહુ વાણી જી
અણ તેડયો આવે છે હમણાં નવલ વધૂને જાણી જી...એકતા

એ બિધ વાત પરસ્પર કરતાં હરિ હારદ લઈ આવ્યો જી
ઘુંઘટ પટ કપટે શું ખેંચે અતિ અંતરમાં ભાવ્યો જી...એકતા
આજ અપેલી સહુ થઈ ભોળી બોલો વચ બોલાવી જી
માનિની મગજ ઘણો મનમાંહી વાત નજરમાં આવી જી...એકતા
વાટે જાતાં વનિતા જનને પૂછયાનું શું કામ જી
મહી વેચવા મધુપુર જઈયે ભેળી થઈ સહુ ભામજી...એકતા
ભલે આવી ભામા મનભાવી ભય મનમાં નવ ધરશો જી
જાઓ ઘર મહી માખણ દુર્લભ સર્વ સમર્પણ કરશો જી...એકતા

પદ ૫૪

સર્વ સમર્પણ તુને અર્પણ કીધે પરમ અધાયો જી
મટુકી વારી નાખું ઉતારી એમ કરી આજ અમો સાલો જી...સર્વ

ધ્રુપદ

ઉરને પાલવડે બે કર બાંધ્યા હવે હરિ કયાં જાશો જી
મારગમાં મહિયારી જનનું એમ મહી ખોસો ખાશો જી...સર્વ
કો મુખ ચુંબે કો વચ ઝુંબે કો ચિમટી દે ગાલે જી
કો ઉન્મિલ કરી રહી લોચન કો ઉન્મત્ત થઈ ચાલે જી...સર્વ
તમો ભામા સૌભાગ્ય વિશાલી શું કહું વારે વારે જી
પ્રગટ પ્રચંડ અખંડ મંડમાં વશ થયો પ્રેમ તમારે જી...સર્વ
આજ થકી મહી માખણ ગોરસ મન માને તેમ લૂટો જી
આપણી દુલહનિ જનથી દુર્લભ દીન થઈને છૂટો જી...સર્વ

પદ ૫૫ રાગ ધનાશ્રી

દીન થઈ છૂટો દામોદર વધૂઓ વદે એમ વાણી જી
નંદ તણી ઠકુરાઈ ઠગારા સર્વ તમારી જાણી જી...દીન

ધ્રુપદ

વનમાં વાદ વધૂજન સાથે કરતાં નાંહી વિચારો જી
દાણ આણ દેવા ઉચ્છૃંખલ કઠણ કંસનો વારો જી...દીન
મહિયારીનું મહી નિત લૂંટો શું સમઝો મનમાંહી જી
મનમાં મોહબ્બત નંદ તણી તે માનો છૂટો નાંહી જી...દીન
દીન મોહબત રાખો તો મારા સમ કહેવું હોય તે કહેજો જી
આપે દાણ આણજે માને તે ગોકુળમાં રહેજો જી...દીન
આ ગૌ ગોપ અમો સહુ ગોપી સદૈવ ગોકુળવાસી જી
દુલહનિ મન માને તે નારી થાશે દુર્લભ દાસી જી...દીન

પદ ૫૬ રાગ ધનાશ્રી

દાસી દિલ માને તે થાશે તન મન જેનું ગળશે જી
ઠેઠ થકી તું ઠગે ઠગારા ઠગ ને ઠગ કો મળશે જી...દાસી
અમને આણુદાણુ દેવાની તું દાણી થઈ આવ્યો જી
આનંદ કંદ અનુભવી જનનો નંદ નંદનો કહાવ્યો જી...દાસી
લૌકિક વાદસ્વાદસુખ અંતર અધિક અધિક નિત વરતે જી
એ કોને કહેવામાં નાવે અદ્વૈત થઈ આચરતે જી...દાસી
જેહ નેણમાં તેહ વેણમાં વિહરો નિત વિહારી જી
દુર્લભ તન મન ધન દુલહનિ જન વારે વારે વારી જી...દાસી

પદ ૫૭

વારી વારી હરિ વધૂજન કે માને નહીં શું કરીયે જી
નિત્ય પ્રતિ આણુ દાણુની અમને એક દિન હોય તો સહિયે જી...વારી
ચેલાપણું ગોકુળમાં છાજે જોને અંતરમાં તોલી જી
મુખ મીઠો તું અંતર કપટી અમો ભામિની ભોળીજી...વારી
દીજે દાણુ આણુ સત્ય કીજે રીઝે તે આચરિયે જી
આ તન મન ધન અર્પણ તુજને તું કહે તે સૌ કરીયે જી...વારી
'ના' અક્ષર નિજ જનના મુખમાં મરણાંગત નવ આવે જી
નિત સંકેત હેત નિત નૌતમ તે સહચરી કહાવે જી...વારી
પ્રાણ વલ્લભ તું પ્રાણ પ્રાણનો પ્રિય મમ લાગે મીઠો જી
દુર્લભ નામધામ તવ દુર્લભ આ દુર્લભ દગ દીઠો જી...વારી

પદ ૫૮ રાગ ધનાશ્રી

આ દગ દીઠો આ ગોકુલમાં રમણી રમવા આણી જી
એ વિધિ કોને કહેવામાં નાવે વાંગ અગોચર જાણી જી
અંતર જ્ઞાન એ બસ ઓળંભો બોલી વિશ્વે કીધો જી
દુર્જનિયાથી વાત દુરાવી પ્રેમ રસ પ્રિય એમ પીધો જી...આ
દરશણ દુઃખમોચન મમ માનું લખિ લોચન રહું રાજી જી
એહ પ્રથા પંથ પ્રીત પુરાની જે કહેશો તેહાં જી જી...આ
એ અનુભવ અનુકંપા ટાળી ગાય સુણે નવ આવે જી
દુર્લભ ગુંજ ગુંગાની ગુંગી ગુંગા થઈ સુખ ફાવે જી...આ

પદ ૫૯ રાગ ધનાશ્રી

ફાવ્યું સુખ ગુંગા થઈ સાચું ગુંગા થયા વિણ નાવે જી
વાંગ અગોચર સરખી વાણી જાણી જોશ જણાવે જી...ફાવ્યું

એહ સૌભાગ્યની સીમા ન છુપે લક્ષ્યને લટકો જી
સજ્જનને જ શ્રેય સુખકારી કુજન ને મન ખટકો જી...ફ્રાવ્યું
અનુભવી આ અનુભવ પૂરણથી આ રસ સુખ આકેલી જી
નેણુ વેણનું લક્ષ્ય વિલક્ષણ મનન કરો સહુ મેલી જી...ફ્રાવ્યું
પ્રેમ પ્રેમ ક્ષેમ સુખકારી અનુસર તે સુખ માણે જી
દુર્લભ દેહાંતર નહીં અંતર માની લ્યો તન આણે જી...ફ્રાવ્યું

પદ ૬૦ રાગ ધનાશ્રી

આણે તન માણીલ્યો માની પ્રગટ કપટ રહે છાની જી
એહ સૌભાગ્ય ભાગ્ય ભવસીમા સપને ન સુખની હાનિ જી...આણે
અહરનિંશ અળગો નહીં તેથી બોલ બોલ પર બોલે જી
ડગ પર ડગ દે કો નવ જાણે સંગે સંગે ડોલે જી...આણે
સહચરી શું સ્નેહી જન શું સર્વદા અંતર નાંહી જી
હું તો તમે તું તે જન હું મે લેતીનેં મુજ મોહી જી...આણે
સારમાં સાર અવતાર અમારો વાર વાર એમ ભાખો જી
આ દેહે દેહાંતર અમને હરિ તવ ચરણે રાખો જી...આણે
ક્ષેમ સૌભાગ્ય પ્રેમથી પામી સંશય સઘળો ભાગો જી
દુર્લભ અમો દુલહનિને કંઠે દયા કરીને લાગો જી...આણે

પદ ૬૧ રાગ ધનાશ્રી

કંઠે લાગો નિમિષ ન ત્યાગો એહ જીયે મન મારો જી
હૃદયા સ્થલથી હૃદય સ્થલ લાગ્યો તમને નિમિષ ન કરીએ ન્યારો જી...કંઠે
પ્રાણના પ્રાણ પરમ સુખ દાતા તુ જ સમો કો નહીં બેલી જી
સ્નેહ સંબધ પુરાનો પાળવા આવો અખિલ પદ મેલી જી...કંઠે
પ્રેમ પ્રીત નિભાવણ પૂરો જાણીને અનુસરીએ જી
જનમ ધર્યા કેરૂં સર્વ સાફલ્ય તું જને વરીને કરીએ જી...કંઠે
અમો વધૂજનનો અર્થ મનોરથ અવિરત મનમાં ધાર્યો જી
દુર્લભ દેહ પરાયણ કરતાં તનનો તાપ નિવાર્યો જી...કંઠે

પદ ૬૨ રાગ ધનાશ્રી

તાપ નિવારણ કારણ તૂં હરિ આ ગોકુલમાં આવ્યો જી
તું પતિ પ્રાણ પુરાવર જાણી અંતરમાં અપનાવ્યો જી...તાપ
તું સારે સુહૃદયથી ત્રૂઠયો ગોઠ મળી બહુ ધાડી જી
નિત્ય પ્રતિ મુખ જોવાને આવ્યો મહી વેચવા મિસ ઠાડી જી...તાપ

ભાગી લાજ પરમ તન મનની પ્રેમ વચન પ્રભાખી જી
પૂરી પ્રીત પુરાની પ્રિય તેં મન ક્રમ વચને દાખી જી...તાપ.
અંતર ભાગો પ્રિય પ્રિય લાગો પ્રીત પુરાની સંભાળી જી
રાત દિવસ જાગૃત સપનામાં એક તવ ચરણે તાળી જી...તાપ
મનમાં પ્રેમ નીમતે દાઝ હું કરી સહિયરને લાવી જી
હરિ વધૂજન ફેરે મન માંહી વાત એ દુર્લભ ભાવી જી..તાપ

પદ ૬૩ રાગ ધનાશ્રી

ભાવી વાણી મનમાં જાણી જુથ થઈ વનમાં જઈએ જી
પ્રાણ આ પ્રાણ પ્રાણનાથને જે માગે તે દઈએ જી...ભાવી

ધ્રુવપદ

રાગાવેશ મટયો તનમનથી ચાલો ભુવન સહુ જઈએ જી
અંતર પ્રેમ અતિ દાઝ ઓળંભો જશોદાને જઈ કહીએ જી...ભાવી
કાં નવ વારો કાન તમારો નિપટ ઉજારો કીધો જી
માગે દાણ આણ દે ઘણી પ્રાણ હરીને લીધો જી...ભાવી
જ્યાં જઈએ ત્યાં અમથી પહેલો આવે દોડી દોડી જી
નામ હજુ આડું નંદ રાજનું કુંઅર માગે કોડી જી...ભાવી
સાચું કહેતાં દુઃખ લાગે તો કાંનવરાખો વારી જી
માગે છે દાણ દે નંદની નવમાને વ્રજ નારી જી...ભાવી.
દીઠડે દેહ તણી ગતિ એવી જયમ અમીયારે લીધી જી
દુલહનિ દોષ નિવારણ દુર્લભ જુગમાં જાહેર લીધી જી..ભાવી.

પદ ૬૪ રાગ ધનાશ્રી

કીધાં જાહેર ભવથી બાહેર એમ કહી મંદિર આવી જી
આણી વાત જશોદાને મનમાં ભામા જન નવ ભાવી જી...કીધાં
પ્રાણ આધાર એ પ્રિય આપણો મન ક્રમ વચને લહિયે જી
આદિ મધ્ય અવસાન કરી એને સર્વનો કર્તા કહિયે જી...કીધાં
તમ સંકેત હેત જેમ જે શું કરી ભુવન ગઈ ભામા જી
ચિર રહો એ જોશ હોશ નિત હેતની એહ શ્યામ તું શ્યામા જી..કીધાં
સર્વસ્વ સ્વતંત્ર તેં વશ કીધા વાર વાર સૌ વારી જી
લાડલી લાડ ઉભય તન દુર્લભ બલિહારી બલિહારી જી...કીધાં

પદ ૬૫ રાગ ધનાશ્રી

કરી ભોજન ભુવનમાં મોહબત મમ સે જે સુખે કીધી જી
પ્રેમા એહ પ્રેમનું કારણ આવી અભય પદ દીધી જી...કરી

ધન્ય ધન્ય તું જીવન ધન્ય તારું પ્રાણ જીવન થયો મારે જી
આ રસ રખે એ કલિ લૂટે કહું છું વારે વારે જી...કરી
મીઠું તે જે સ્નેહી અજીઠું આવે વાતે ચાલી જી
દુલહની આ રસ રમણી દુર્લભ સુખનેહીને વાલી જી...કરી
ધન્ય મારો અવતાર ભુવનમય ભોજન ભાવે કીધું જી
આજ થકી તન મન ધન મારું અરપી ચરણે દીધું જી...કરી

પદ ૬૬ રાગ ધનાશ્રી

આજ સખી વૃંદાવન ચાલો નાચે થૈ થૈ થૈ આં એ રે
સુણતાં સહિયરનાં મન વિલસ્યાં રોતાં મેલ્યાં છઈયાં રે...આજ
અવિલોકી ઉભી સહુ સહિયર એક એકની ઓરે રે
ત્રેવડ ત્રેવડ તેવ તેવડી આવે ટોળે ટોળે રે...આજ
અરસપરસ વળગી વેલડિયાં વાલો લીધો વચમાં રે
ઉરના પાલવ અળગા મેલી વાલી દેવા લાગી સાંઈ રે...આજ
જેના તણે મન જેવી ઈચ્છા તે વિધ તેવી નીપૂરે રે
અધર તણો રસ અબળા લૂટે દધિ સુત દેખી ઝૂરે રે...આજ
જે રસથી જોગી સ્તર ભૂલ્યા તે વ્રજનારે પીધો રે
અધર થકી ધર પડતાં અજીઠો દુર્લભ વાળી લીધો રે...આજ

પદ ૬૭ રાગ ધનાશ્રી

આજ વૃંદાવન નાચે મારો વાલો માનુનીનાં મન મોહ્યાં રે
ચપલા ચપલ થઈ ચિત્તમાં એ મનથી મન પરોવ્યાં રે...આજ
કોણ આભૂષણ અંગે નવધર્યાં કો એક કાજળ ભૂલી રે
કો ચમકી ઉઠી નિંદ્રાથી નાદ સુણી સહુ ફૂલી રે...આજ
કો એક ગૌ દોહવી ગતિ ભુલી કર વાછરડાં દોણી જી
કો મંજન કરવું ભુલી ગઈ સહિયર સાચાં સુણી જી...આજ
અવધ વચન શ્રવણે સાંભળતાં અંતર ગતમાં દીઠા જી
કો ભોજન કરતી એમ ચાલી કોના હાથ અજીઠા જી...આજ
વિધુ વ્યાકુળ કુળ લજ્જા લોપી વૃંદાવનમાં આવી રે
વિચિત્ર વેશ ચિતમાં ચેતવતાં ભામા મનમાં ભાવી રે...આજ
શિવ સનકાદિ નારદ સરખા સ્તવન કરે કર જોડે રે
તે વહાલો વ્રજનારે બાંધ્યો મન માને તે છોડે રે...આજ
જેમ વધૂ નચવે ત્યમ નાચે સાચે સંગે લીધી રે
દુર્લભ દેહપણું નવ દરશે આપ સરીખી કીધી રે...આજ

પદ ૬૮ રાગ પરજીઓ

રમણી આણી કોણે ન જાણી પ્યારા હો
લગન મગન લવલી ન લોભાણી મારા પ્યાર હો...રમણી
અવધિ સમસ્યા શ્રવણે સુણતાં અણુતેડી ઉજાણી હો
અંગો અંગ હુંગત ભૂલી વિકલ થઈ વિલસાણી હો...રમણી
વાચ પેચમાં મોહ પમાડયાં પ્રેયપ્રિયનાં જાણી હો
સુરત સલુણી જોવા કારણ આંખલડિ લલચાણી હો...રમણી
કોકિલ શબ્દ કરી કોકિલને જેમ લે સંગે તાણી હો
નેહ નિરંતર કરતાં અંતર આ ભીતર બંધાણી હો.. રમણી
દંભુ કીટ વકત્રની પેરે તૂં મય થઈ તુજ વાણી હો
અનુભવ ડંખથી એ દિલ ભીતર એ સુખ સંગે આણી હો..રમણી
ઉમડી પ્રીત પુરાની પૂરણ પ્રેમે ગ્રહો પાણી હો
દુર્લભ રાસ વિલાસી સંગે વિલાસણી પરમાણી હો...રમણી

પદ ૬૯ રાગ પરજિઓ

રમણી તારા ઉપર હું વારી પ્યારા હો
શરણ ચરણ સુખ ના પ્યારા હો...રમણી

વપુ તારૂં વરણયામાં નાવે બિરદ વરણુ બલિહારી
રાત દિવસ સૂતાં ને બેઠાં જોઉં વિચારી વિચારી
જતિ મતિ યદપિ જન બેની મનન કરે મન મારી
વિવિધ નિષેધ ભેદ નવ છૂટે વિષયે ભરી વિકારી...રમણી
આત્માવંચકને પરપંચક વાકય વાદ પણ ધારી
પ્રેમ વિના પરી સંભવ વાણી ન રમ્યા ભક્ત વિસારી...રમણી
તે મારગ તન્મય થઈ તુઝસે જે મારગ ઉતારી
એ અનુભ અવિલોકી જોતાં તું પ્યારો હું પ્યારી...રમણી
અનુભવ એક વિના કે ખોલે ન જડે કોને બારી
દુર્લભ નાથ નિરંતર મળિયો પૂરવ પ્રીત સભારી.. રમણી

પદ ૭૦ રાગ ધનાશ્રી

કયમ સખી નિત અણબોલ્યાં રહિયે
ચાલો આપણે કંસને કહિયે....કયમ

કંસને દેજો જુવતિ જઈને લૂટે છે ગોકુળમાં રહીને
સખી મેં જોર ન જાણ્યું તારૂં આજ મન ગમતુ કરવું મારૂં

-ચતુરા મેલો ચતુરાઈ ચાળા અમો નથી કોઈ બીવા વાળા
-વાલા તમો ધીર વીર મન કાઠા મથુરાથી રાત લઈને નાઠા
-સખી સહુ બોલો મુખ સાંભળી જાવા ન દઉં દાણુ દીધા વિણુ બાળી
વાલા તને દાણુ દીધા વિણુ જાઉં દાણુને નામે પાણી ન પાઉં
જોઉં તમો જાઓ દાણુ વિણુ બીજું નહીં ચતુરા ચાળા કી જે
અમો નથી નવરી કરવા ચાળા કપટ તાર કળીયે સઘળું કાળા
સજની વાત કરો એ લેખે કપટી કપટ કપટીમય દેખે
વાલા તું તો બાહેર તેવો માંહી અમને ભાસ્યું સદ્યે નાંહી
જેનું સખી વાજિંતર એક લહિયે તેને કો કારણુ કપટી કહિયે
વાલા તુંને સઘળી આવણુ આવે વાલા તું શું બોલે વરકો નાવે
સખી એમ કહો સહુ કહેવા વાંહી માનુની મન વિચારો નાંહી
સજની શાને ખોટી થાઓ દાણુ દઈ ભુવન આપણે જાઓ
વાલા એહ વિનતિ વારે વારે ભુવન જાવું તે તારે સારે
સખી એહ વચન સત્ય મન જાણો તમો મન અંતર શાને આણો
વાલા તુંથી અંતર કયમ કીજે જે માગે તે તમને દીજે
આ તન મન ધન તુજ પર વારૂં એહ આદિ દઈ સઘળું તારૂં
-સખી એહ વચને ઝઘડો ભાગ્યો પ્રિયે મમ પ્રેમ વાદ પ્રિય લાગ્યો
વાલા તુંથી વલ્લભ અવર નકાંએ હસી સહુ જનને દીજે સાંસે
તું સ્નેહી જનને સુલભ દેહ માનીને દુર્લભ દુર્લભ

પદ ૭૧ રાગ ધનાશ્રી

વધૂ હરિ વેંચે વિમલ વદે વાણી જોવા આવે કઈ કૌતુક જાણી
સૈયર શેરીએ શેરીએ ડોલે લ્યો કરી કાન કૃષ્ણુ એમ મુખ બોલે
એહ વાત કોને મન નવ ભાવી ઘર ઘર ઘેલી નામે કહાવી
એનો વેંચ્યો નંદ કુંવર જાએ મટુકી દહીંમાં તો કેમ સમાએ
એહ નંદનો નંદ નથી નાનો મટુકીમાં માએ નહિ એ માનો
કોને વાત નવ લાગે સાચી કહે ઉભી કંઈક ચતુરા વાચી
ઉભી રહો હો કહે એક આવી નેણુમાં નેહ અપર લાવી
-હું તો દેખું કાનજી તમારે પાસે સખી ભાવ વિના એ નવ ભાસે
મન મારૂં જોવા કહાનો તારો મટકી માથેથી ઉતારો
વચ વધૂનું પ્રિય પરમ લાગ્યું હું તો વેંચ્યો તમો તેને માગું
-સખીએ મટકી ત્યાંહી ઉતારી માંહી ઉભા શ્રી વ્રજ વિહારી
મસ્તક મુકુટ મનોહર ધાર્યો તરૂણી તનનો તાપ નિવાર્યો

શ્યામ કેશ અતિ કુટિલ કપોલે જાણે એંઠી અલિકુલ પંક્તિ ઓલે
મૃગ મદ તિલકની રેખ વિશાસી ભ્રુકુટી ઉભય વક્ર વનમાલી
કુંડળ ઝગમગ ઝગમગ ઝળકે એહી ગત માલતિ સરવર ઢળકે
નાકે નિરખવું લખનું મોતી શોભ અતિ અરૂણુ અધર પર જ્યોતિ
બેઉ કર મુરલી અધર પર ધારી કે ઉર કંકણુ છબ મનોહારી
આંગળિયે એ વેઢ ચળકે દશન્યારી મુખના મચકા ઉપર વારી
કટી તટી પ્રીત કાછની ઢળકે જાણે વિદ્યુત ઘનમાં ચળકે
ક્ષુદ્ર ઘંટી ઘોષ વિમલ અતિ ભારી કિંકણી જુગલ ચરણુ બલિહારી
શિખ નખ શોભા નજરે ન્યાળી ભલી તમો ભામા ભાગ્ય વિશાળી
સજની સ્નેહે થયો એ સુલભ મટકીમાં માયો એ દુર્લભ
જે જન સમરે મન જે જેવો તેને તે રૂપે મળે તે તેવો
જે જન જેવો મન ઉપાસે તેવો સિદ્ધ સ્વતઃ ત્યાં પાસે
તમો પ્રેમ કટાક્ષે પ્રિય વાહ્યો તેણે મટુકી માંહી સમાયો
મટુકીમાં શ્યામ જોઈ હું હરખી નહીં ઊંચો નીચો જોઈ નરખી
એ અનંત કોટી બ્રહ્માંડ જ્યોતિ એણે પ્રેમે લઘુતા લીધી અતિ
એ સંશય મનમાં નવ આણો જન જેમ સમરે તેવો જાણો
મટુકીમાંથી કાઢી દાખ્યો સખી પ્રેમ સંબંધ પરમ રાખ્યો
એ પ્રેમ તણું કારણુ જાણો સચરાચર તવ કર વેચાણો
એ કારણુ કહેવામાં નાવે એક અવિરલ પ્રેમ ત્યાંહાં પાવે
એને નિગમ નેતિ નેતિ બોલે દેખે પ્રેમ ત્યાં પુંઠે ડોલે
જ્યાં પ્રેમ ત્યાં બોલાવ્યો બોલે નહીં ભૂ પર પ્રેમ તણે તોલે
જેને પ્રેમા વેશ રહે અંગે સખી કૃષ્ણુ સદા તેને સંગે
એ દુર્લભ પ્રેમ તણો રસિઓ મટુકીમાં પ્રેમ થકી વસિઓ

પદ ૭૨ રાગ ધનાશ્રી (મહીડું)

મહીડું વેચવા ચાલી વ્રજનારી પૂરણુ પ્રેમા પ્રેમ ઉભારી
મોહન ઉભો મારગ રોકી તરૂણી જન મનની ગતિ રોકી
મટુકી મસ્તક પરથી લીધી હરિએ ગાળ શાને દીધી
નિત પ્રતિ મારગ મુજને વાતી આવી અહીં આજ ન મૂકું જાતી
વેગળો રહે વારૂં છું કાના ગોકુળમાં આવી રહ્યા છો છાના
ગુજરી ગુમાન માંહી બહુ બોલો જાને ઘેર કેમ ઉભી ડોલો
વાલા અહીં આવી છું ઘર જાવા તુને કોણે બોલ શીખવ્યા આવા
બોલે સખી આવું આવે ન ટાણું હું તો સૌના મનની ગત્ય જાણું

વાલા તુને આવણુ સધળી આવે જેવું દેખે તેવી લાવણુ લાવે
વાલા તારૂં વચન ન પાડિયે કુડું વાલા તું જે બોલે તે રૂડું
વાલા તુને અળગો રહે કેમ કહિયે અમો તારા નામને આશરે રહિયે
કિંકરી ચરણુ તણી મન જાણો અમ શું અંતરના નવ આણે
સખી અમો કપટપણું નવ લહિયે જેનું મન જેવું તેવું કહિયે
કપટી તુને ન કહિયે કાળા કરી તારા નેણાં કેરા ચાળા
અહીં કેમ દોડી દોડી આવે વ્રજ વનિતાનું ગોરસ ભાવે
તને કોણે કીધો છે દાણી મથુરા જઈશું હમણાં તાણી
એવડું જોર ન ચાલે આહીં સર્વથા સમઝી લ્યો મન માંહી
એટલે બોલી સખી એકલી છ સખી જન શું કરજો એને ખીજી
એ વચ સાંભળી સોચી મનમાં આપણે રહેવું અહર્નિશ વનમાં
સર્વસ્વ દઈ દુર્લભ રીઝવિયે તેને સખી વાતે કેમ ખીજવીયે

પદ ૭૩ રાગ બિહાગ

હાસ વિલાસ વિલાસિનીનું રમણુ
એહ પ્રતિ ભાસ રસ રંગ ગાશે
ઉભય સંગમ તણું અંગ
ટાળી
ભુજનું અરપવું ગુજનું તડપવું
સર્વ સમર્પણુ એક તાળી હાસ
ઉરનું મલપવું દૂરનું તલપવું ક્રૂરનું જલપવું
તું આવશ થાએ
વિષય સુખ કાપવું નાદ આલાપવું
વાદ્યનું સ્થાપવું સ્વાદનો એ
માનનું જાણવું તાન તન આણવું
ગાન વખાણમાં ભ્રુકુટી ધરશે
શોચ સંકોચ રૂચી રૂચીય મોચન કરે
લોચ લોચને રસ ધાર વરશે
દેહ સંકેત નેતિના દેતનાં
એહ સચેતનાં વદન હસતાં
લગનની લોલના મગનની ધોળના
રંગ કલ્લોલે કપોલ લસતાં

એહ રસ રાસ વિધ અવર જાણે રખે
એકલા જેહના અંગ માંહી
રીત એ અનુસરે પ્રીત અન્ય ન ધરે
નિત્ય વિલાસ સુખ રાસ ત્યાંહી
રમણ અનેક એ એક વાચા કરી
એહ વિવેકથી એક દેહ
એમ રસ જાણીએ ભ્રાંતિ નવ આણીએ
દુર્લભ વિલાસની રાહ એહ

પદ ૭૪ રાગ બિહાગ

રમણ વિલાસ રસ વિહર વિલાસની
રાસના હાસનું રહસ્ય જાણે
ગાન તવ નામનું ધ્યાન વિરામનું
ચક્ષુ તે અક્ષમાં એહ આણે..રમણ
મદનનું તગડવું વદન દેખાડવું
સદન દેખાડવું સુરત ધરવું
હાસનું ભાળવું લાવણ્ય લાવવું
એમ કરી નાથને હાથ કરવું..રમણ
અવર વાણી થકી અંગ ફલે નહીં
સંગ વિણ કેમ ખરો રંગ વરસે
ભીતર ભેદ્યા વિના મિત્ર થાવું નથી
ઉદક તૃષા ન મિટે અંગ પરસે..રમણ
અધરનો મધુર રસ મુખે મળવો નથી
સંગ સમીપ સંકેત પાખે
પ્રેમનું હાસ્ય કટાક્ષ વિલાસનું
એ સુખ વાત કોધે ન ચાખે..રમણ
ઉર પર ઉર ધરી બાંહ શું બાંહ ભરી
એમ કરી સુંદરી સંગ રમીએ
જંગનું જોડવું અંગનું પોઢવું
સંગ ન ચ છોડવું કેમ ન ગમીએ..રમણ
રાસનું મલપવું હાસનું તલપવું
ભાસનું કલપવું તલપવું એહ

અંગનું ગાળવું નૈણનું ભાળવું
વેણનું વાળવું ગત દેહ..રમણ
જે સુખ સંભવે નેણ વેણ થવે
અંગો અંગે ફખે દેહ દરશે
દુર્લભ વિલાસની રાસ સંકેતમાં
હાસનો હેત રસ ધાર વરસે..રમણ

પદ ૭૫ રાગ બિહાગ

ભલે પધાર્યા ભુવન તમારૂં વારે વારે હું વારી રે
જેમ રાખો તેમ રહું મારા વાલા નામ સોહાગણ નારી રે...ભલે
મૈયા કરી મોટી મુજ ઉપર લટકે લટકે ઘેર આવ્યો રે
ના, હા, ના, હા, નેહે નવીન નિત કરતા ભાવ પુરસ્કાર ભાવ્યો રે...ભલે
નાના હાસ વિલાસ લોકમાં લાડ લડાવો મુજને રે
આ દેહ દેહાંતર મારી લાજ ગાળ તે તુજને રે...ભલે
પ્રેમ સમ ધી પુરાનો પુરહા દેહ ધરી તે માટે રે
એક નિમિષ નજરે નવ દેખું ઉર વળી મારૂં ફાટે રે...ભલે
આશ આશરો એક તુંમાં ચરણ શરણતવ રહેવું રે
દિલની વાત વસે તે દુર્લભ તમને શું પડે કહેવું રે...ભલે

પદ ૭૬ રાગ બિહાગ

શું કહું તમને નાથ સલોણા પૂરવ પ્રીત સંભાળી રે
થઈ પ્રતીત પ્રીતની પૂરણ અવધિ કરી તેં પાળી રે...શું
શ્રવણ કરો સુહૃદ મન આણી વિનતિ કરૂં કર જોડી રે
નિદ્રા ભર્યા મમ ભુવન પધાર્યા રેન રહી છે થોડી રે...શું
આશ આશરો એક તમારો ન રહી લેખમાં બાકી રે
નિશિ વાસર નિજ નાથ હું તારી વાટ જોઈ જોઈ થાકી રે...શું
મનની વાત વશ કે મારી તે તો તમે સર્વ જાણો રે
સાચું કહીને શું ખેવી જો કાં એ ભરોંસો આણો રે...શું
જાઓ કહું તો જગત જૂઠું રહો કહું તો તેવું રે
પ્રીત કરી પરિહરી દ્યો ક્ષણમાં એ લક્ષણ લક્ષ્ય કેવું રે...શું
એક તંતર અંતર નહીં મારે કરે તે કોને બહાને રે
દુર્લભ સાચ પતિ જે સઘળે મનડું એમ ન માને રે...શું

### પદ ૭૭ રાગ બિહાગ

એમ ન માને મનડું મારૂં તમને કહેવું સાચું રે
પ્રાણ જીવનજી જુઓ વિચારી સાચ વિના સર્વ કાચું રે...એમ
અંતર તે શું અંતર રાખો વિનતિ કરૂં કર જોડી રે
અંતરમાં અવલોકી જોઉં અહીં અંતરતા થોડી રે...એમ
તમો અંતર રાખો તો સૂક્ષ્મે મારે મન કેમ આવે રે
સુખ સૌભાગ્ય નમારૂં જેને અંતરથી નવ ફાવે રે...એમ
જયાં અંતર ત્યાં તેનાં નેણ કરી આપે કૃપા તણી ગત અળગી રે
અંતર ભાવ નિરંતર જાણું ચરણ તમારે વળગી રે...એમ
સજ્જને સુખ સુણતાં ઉપજે કજન ને મન સાલે રે
તમો ભજો તો ભજવું મારે માહરે મૂકે કયમ ચાલે રે...એમ
અંતર ભાગી અંતર ગતની અંતરંગ જેમ દાખ્યો રે
શરમ શરણની નિત પ્રતિ દુર્લભ જેમ જાણો તેમ રાખો રે...એમ

### પદ ૭૮ રાગ મારૂ

શાનું માગે દાણ વાલા ન માનું નંદની આણ વાલા
મુખ સંભાળી બોલો વાલા ઘુંઘટડો નવ ખોલો વાલા...લુટ
લુટ મંડાણી રે મહી કયમ વેંચીએ રે
એવડી અજાણી કેમ થઈ રે લુટવાનું નામ લઈએ રે
દાણ માગું મહી માટનું રે તે આપી જશો ભામા ઠગારી રે
મેલો ગોકુળ ગામ ઠગારી હું છું સુંદર શ્યામ ઠગારી...લુટ
દાણ ન મેલું રે મહી માટનું...લુટ
અમો ગોકુળની ગોવાલણી રે તું ગોરસનો ચોર
દાણ આણ ન માનીએ રે તું કોને દેખાડે જોર વાલા...લુટ
જોર અમારે નંદનું રે લઈ શું ચરાચર દાણ
જો જાશો મહી વેચવા તો કેમ નહીં માનો આણ..ઠગારી
આણ આ વ્રજમાં કંસની રે કહેતાં ચઢશે રોષ
જેવો તું દાણી થયો રે તેવો અમને જોષ...લુટ
ચતુરા ચંચળ બોલકી રે હસતાં વેઢા હાડ
નથી ઓળખતી નંદ નંદને રે તારા ઘુંઘટડામાં ધાડ
ધાડ ગુમાન ન જાણીએ રે સમઝી બોલો બોલ
વિધિ અવધિ જાણું નહીં રે તારે ગજા મુજબ એક તોલ

કાં એ ન જાણો કામિની રે સહુ શાને આવી આંહી
મટુકી મેલો શિર થકી રે દો સુહદ આંહી
સચરાચર હરિ શું એક રે હેવા ધારી દેહ
જેવું હૃદે તેવું વદે રે તેનાં નયણાં જણાવે નેહ..
સત્ય વચન સાચું કહું સખી રે શાને રાખ્યો મામ
એમ તે દુર્લભ ભેટતાં રે શો બેસે છે દામ

૭૯ રાગ મારૂ

મેલી મનની મામ વાલા વાલું તારૂં નામ વાલા
તું શું જાણે રસમાં એ વાલા ચારી જાણો ગાય વાલા
પ્રાણે ન થાય પ્રિત શું પ્રીતડી રે..,
ગાયે ચરાવી ઘેલડી રે શી લાગે છે ગાળ
લાજ હોય તો ગોરડી રે મને નાંખીશ મા વરમાળા..ઠગારી
આજ ન મૂકું દાણ ઠગારી નંદ રાયની આણ ઠગારી
તારે જોબનિયાનું જોર ઠગારી,
નહીં જાવા દઉં દાણ વિના ઠગારી
બોલ તમારા બોલનો રે જેવો તે વરતેય તેમ
બહુ કરશો આહી બાંધશું રે તૂને કોણ છોડાવશે કેમ...વાલા
હું બંધનથી વેગળો રે બાંધ્યો કોણે નવ જાઉં
અમલ ભાવ એક પ્રેમદારે હું પ્રેમ થકી બંધાઉ...ઠગારી
ભાવ પ્રેમના નાથી રે ભોગવવાનું અંગ
આજ તૂને સૌ બાંધશું તારા સમ શ્રીરંગ...વાલા
સમ મારા શાને કરો રે પ્રેમા પ્રેમાધીન
લીન થકી હું લીન છું રે દીન થકી દીન ..ઠગારી
કઠણ હૃદેની કામની રે સાહો હરિના હાથ
બહુએ મળીને બાંધીઓ રે હવે ક્યાં જઈશ મારા નાથ...વાલા
નમ્યો એ તારને પ્રેમ થરે ઈશ તણો એ ઈશ
પ્રેમદાએ પાયે લગાડિયો રે જુઓ સચરાચર જગદીશ
એક કર છોડે કામની રે હસિ ઉર અંગ લઈ
આ બળ ઉપર બોલજો રે એમ કહી ચુંબન દઈ....ઠગારી
પ્રેમની ન એ પ્રેમ દાનો રે નાવે કહેવામાં આએ
દુર્લભ બંધન નામથી રે છૂટે ઉર એ બંધાએ...

પદ ૮૦ રાગ મારૂ

બોલ મારા વાલા લૂટ મંડાણી રે
ગોકુળમાં કેમ જીવીએ રે

અમો ગોકુળની ગોવાલણી રે તું ગોરસનો ચોર
દાણની કોડી નહીં જડે રે તું શાને કરે છે જોર...લૂટ

અમને ચોર તે કાં કરો રે આપી જાશો દાણ
જોગેશ્વર રસ વેચશે તો કેમ નહીં માનો આણ..લૂટ

કુલ વહેવારે ચાલતાં રે કહી એનો લાગે દોષ
સત્ય વચન કહેતાં હરી મન શાને આણો રોષ...લૂટ

ચતુરા ચંચળ બોલકી રે બોલે છે વિપરીત
ઘુંઘટમાં ચાળા કરે એ કઇયા કુળની રીત..લૂટ

સમઝીને બોલો શ્યામજી રે અમો ન જાણીયે કાંએ
નવરાં નથી અમો નાથજી રે તુને દેવા ગાઢી સાંચે..લૂટ
કાંએ નથી જાણો કામની શાંત તણું

પદ ૮૧ રાગ બિલાવલ

તન્મય થઇ તન તારૂણી મહી વેચવું ભૂલી
લ્યો તો વેચું કાનાને કરે ફુલી ફુલી
ગલિ ગલિ એમ ગોપિકા ઘર ઘર એમ બોલે
આ શ્રી જેમ મધુપુર વાસીને સુણી સંગે ડોલે..તન

કઈક આવી પૂછે હસી શું વેંચે બાઇ મહી
મુખથી ભૂલી ગઈ વેંચું કાંક કન્હાઇ..તન
કે માદક માઝમ અચી કે ઘોળી અંત
કોનું વચ નવ સાંભળે ચાલીએ ઉમંગે..તન

કોક કરે મટુકી ઉતારું વેચ્યાં તે લીજે
મટુકી માનું કાનથી અમો દરશણ દીજે..તન
મટુકી ઉતારી ભૂધરી હરિ દીઠો મન માંહે
મટુકી મટુકી જેવડો દીઠો સંશય નાં હે..તન

કારણ સઘળું પ્રેમનું થયો પ્રેમ સુલભ
નખ શિખ નિરખ્યો નેણથી મટુકીમાં દુર્લભ..તન

પદ ૮૨ માગ આશાગોડી

વાહી વાહી રે સુંદર શ્યામ મુરલી વાહી રે
સુણી નામ ધામનું ભામ મોં ધરી મન ધાઈ રે
સુણતાં સુધ તે નવ રહી રે ફુલી અંગ અનંગ રે
નયણે જોવા નાથને ચાલી એક એકને સંગ રે...વાહી
સ્થિર ચરાચર સ્થિરતા થયું સર્વ એવું કીધું ગાન રે
મોહિત મન સ્ત્રી લોકનું થયું કર્યું શ્રવણે એ રસપાન રે...વાહી
મન આકર્ષ્યું માનનીનું મોહન મુરલી માંહે રે
વ્યાકુળ થઈ વન સંચરી વય વસ્ત્ર તણી સુધનાંહે રે...વાહી
વેણું ગીત કરી વનિતાની જોઈ પ્રિય પરતીત રે
દુર્લભ દેહપણું ભુલવીને પૂરવ જનમની પ્રીત રે...વાહી

પદ ૮૬ રાગ કલ્યાણ

સખી વહાલે વાહી વેણ રમવા જઈયે રે
સખી સુરત નિશાની રે મનમાં લહિયે રે
મનમાં લઈયે સમઝી સહિયે એ કોને નવ કહિયે રે
પ્રેમ હશે તે પૂછી લેશે એમ અપનાવી રહિયે રે...સખી
જેને જેમ જોવામાં આવે વાલો તેને તેવો રે
ભાવ વિના ભાળે નહીં રમણી રામા એ રસ એવો રે..સખી
મનમાં તનમાં પ્રાણ વચનમાં માન મને એ વાલો રે
સુંદર શ્યામ મળે સુખ વરતે સર્વ તજી વન ચાલો રે...સખી
એ ગુણ એ જાણે કે આપણે ગુણી મુનિ થયા દિઢ મૂઢ રે
તુંહી તુંહી તાન માન એ દુર્લભ ગોપી મનોહર ગૂઢ રે...સખી

પદ ૮૪ રાગ કલ્યાણ

સુણ ગોપી મનોહર આજ વાજે વાંસલડી
એ અનુભવથી સુખ છાજે રે વિંધી વાંસલડી...સુણ
વાંસળી વાજે વૃંદાવનમાં મન આકર્ષ્યું માંએ
હૈડું હાથ નથી મમ સજની છુપું કયારે જઈ છાંયે...સુણ
શ્રવણે શબ્દ પડયો સુધ ભૂલી લાજની ગઢ ગઈ ભાગી રે
આતે શું સાચું કે સુણું એ વિધ અંતર લાગી રે...સુણ
મધુરા છંદ મંદ આનંદમય અમલ અવિરલ તાન
અનુભવિ જનને અતિ સુખકારી મુનિવર ચૂકયા ભાન...સુણ
ઉમડયો પ્રેમ નીમ સર્વ તૂટયો ભવનો ફંદ રે
દુર્લભ દેહપણું ગઈ ભુલી ચાલી વૃંદાવૃંદ...સુણ

### પદ ૮૫ રાગ કલ્યાણ

તારી મોરલી સુણતાં શ્યામ મનડું મોહ્યું રે
ગઈ ભૂલી ઘરનું કામ કલિમલ ધોયું રે...મનડું
ગૌરવ ગાન સુણી ઘેલી થઈ ચકિત ચિત્ર ગતિ અંગ
વણ વાળ્યાં વાછરડાં મેલ્યાં ગૌનાં ગૌને સંગ...મનડું
કંઈક વિચિત્ર ચરિત ચતુરા અંતર કરતી અનેક
સુમન સુંગધ સમીપે આવી તું સમ સહુને એક...મનડું
કંઈક ભામિની ભાવ અમલથી વન આવી તજી ધામ
દુર્લભ દેહ પરાયણ કરતાં લીન નામમાં નામ...મનડું

### પદ ૮૬ રાગ કલ્યાણ

તારા નયણ વચમાં જોશ જોવા દેને રે
મારે દાણ તણો શો રોષ માંગી લેને રે...તારા
જે માગે તે આપું હમણાં મહી વેંચી ઘર જાઉં
આ ગળી મટુકી મન મોહન તુજને કયાંથી પાઉં...તારા
તૂં ગોપી ગોરસ રસ મુજને આપી જાને આજ
આજ અવેલિ કરવા કેલિ રહી મૂકી દે લાજ...તારા
જે કહે તે સાચું સુસનેહી સમઝી લે મન માંહે
સચરાચર મારગમાં જાતાં કેમ દેવાશે સાંહે...તારા
પ્રેમ પ્રીત પરતીત પુરાની કહેવામાં કહે કંઈક
નયણ વયણ દાખે ને ભાખે રસ ચાખે કોઈક...તારા
હું અબળા આધીન દીન જન ગઈ મનની આશંક
દુર્લભ મન મેલી મર્યાદા વાળ્યો આડો આંક...તારા

### પદ ૮૭ રાગ રામગ્રી

કાનુડા હું છું રમણી બિવાડી પાઉં ન પાણી
અળગો રહે આળ ન કીજે ઘટે તે દાણ લીજે...કાનુડા
પ્રીત પરાણે ન થાએ ફાંસું કાંકે રાખા એ
નથી તારે લાજ જાવા રહ્યો છે લુટી ખાએ...કાનુડા
સલજ સલુણી સુંદરી રે કાંઈ સલજ તારાં વેણ
સલજ લટકો ચાલનો રે સલજ સલોણાં નેણ...કાનુડા
સખી બોલે શું જાણી રે હું છું ગોકુળનો દાણી
જાશો ઘર દાણ દીધે બીઉં નહિ ચાલાકી જાણી...કાનુડા
કહે જો તમો કંસને જઈને લૂટે છે ગોકુળમાં રહીને

એનાથી હું ન બીયું બીજું તારૂં જોર કીયું......
મધરાતે મથુરાથી આવ્યો બીવાનું શું કામ
બાખડી બાંધું કંસથી રે એ મિથ્યા મનની મામ......
સાચું કેવું ગોકુલ રે નંદ લડાવે લાડ
સંભાળી નથી બોલતી રે તારા ઘુંઘટડામાં ધાડ......
ધાડ ગુમાન ન જાણીએ રે વાલા નંદ કેરી આણ
અમો મહિયારી કંસની છું રે તું શું માગે દાણ.....
દાણ માગું મહી માટનું રે આ જમુના કેરે ઘાટ
તેડવા કો નથી આવતું રે શાને આવી આણે વાટ.....
મારગ જાતાં વળગવું વાલા એમાં શી મોટાઈ
કંસ કદાચિત જાણશે તો મંગાવે સાહી......
કંસનો સાહ્યો સુંદરી હું કદાપિ નવ જાઉં
ભોળી થઈ તું ભામિની હું ભાવ થકી વશ થાઉં......
ભાવને નામે ભોળવી તારે બોલવાનું એ અંગ
દુર્લભ લાલ એ લાડલી વહૂને રમતાં વાધ્યો રંગ......

પદ ૮૮ રાગ પંચમ

આજની રજનીનો રંગ એ જંગ પ્રીતમાં રે
ઉન્મત્ત પ્યારી હું સંગ એ મૂકયો ન જાએ...આજની
પ્રેમને લીધે એ પ્રીત પૂરવની સાચી
આલિંગન દેવામાં અંગે અદ્ભુત રાચી...આજની
સ્નેહનું કારણ એમને કહેવામાં નાવે
અણ તેડયો અધરાતે મારે ભુવન આવે...આજની
અંતર ભાગીને એક તંતર કીધું
અધર સુધામૃત સહિયર પાયું ને પીધું...આજની
રજની વીતીને રહ્યો કંઠ વળગાઈ
દુર્લભ હેતે હસિ હરિએ મમ બાંહેલડી સાહી. આજની

પદ ૮૯ રાગ પંચમ

સ્નેહનો બાંધ્યો સુંદર વર અણ તેડયો આવે
સ્નેહનું કારણ એ સહિયર જાણે ને જાણે
સ્વવશ સ્વાધીન કરી શ્રુતિ વખાણે...સ્નેહ
સ્નેહનું બંધન સાચું એ થયો સારે
જાગૃત, સૂતાં ને બેઠાં સ્વામી મારે...સ્નેહ

સ્નેહનો સૌભાગ્ય એ સાચો અનુભવ્યો અંગે
નિશિવાસર ડોલે વાલા સ્નેહીની સંગે...સ્નેહ
સ્નેહમથી સદૈવ રહો મારે એ મનમાં યાચ્યું
સ્નેહથી સુહૃદ વાધ્યું દુર્લભ સાચ્યું...સ્નેહ

પદ ૯૦

આજ પીયુ મને આપ સરખી કરી
કંઠ બાંહડી ધરી હાસ કીધું
નેણ શું નેણ રસ નામે બાંધ્યો અતિ
અધર ચુંબન મધુર સાહેબ દીધું
આજ અંતર સખી નામ સુણી હાસ વર
સકળ મનોરથ જુવતિ પામી
પ્રીતિ પુરા મળી એહ જાચ્યું વળી
અંગની ગત કળી અંતરયામી
કન્યા કુંવારી એ કંથ મુજને મળે
એમ મન જાણતી સત્ય કહું રે
તેહ પરતીત પૂરી જાણીએ એજ એક
સારસર્વ અર્પણ કરી સંગ રહું રે
મન તણી વાત અન્યોન્ય નિશ્ચય લહે
જાણ અજાણ રહો સર્વ જાણો
એ થકી કાંએ છાનું ન રહે છલ રમે
દંદ માની જન દંદ ઠાણો
નાથને ઉર થકી નિમિષ મેલું નહીં
અહર્નિશ એક થકી સંગ રમશું
દુર્લભ રાસ વિલાસ રસ રમણમાં
માનિની માન ગત અમે ભમશું

પદ ૯૧

વાત સુણ ભામિની સ વશ હે કામિની
આજની જામિની રંગ જાગી
સુંદર શ્યામનું વદન નીહારતાં
ભય ગયો નિર્ભય થઈ હું રે રાગી
અનુભવ માહરા તુજ આગળ કહું
ગુહ્યની વાત તે ગુપ્ત રાખો

માહરા નાથ શું સ્નેહ સાચો કરો
તન મન અરપે રસ એહ ચાખો
નાથના નામનું બિરદ પોતે વહે
ભાવન ભૂમિ તણા ભેદ ભાળે
મન ક્રમ વચનના ભય સર્વ ટાળીને
થઈ નિર્ભય રસ એહ ગાળે.
કોણ ભાગ્યે આણી વ્રજ ભૂમિ તણો
થયો અખંડાનંદ રૂપ ધારી
કારણ કારજ પ્રપંચ પહેલાં રચી
વાંસળીથી આવી લાવું તારી
નાવે કહેવામાં ચરિત્ર એ કંથનાં
હદ હદયાંતર એજ સ્વામી
દુર્લભ લલિત તવ વાણી વિસ્તારથી
તેણે અનુભવે હું આ દેહ પામી.

પદ ૯૨

શ્યામ સંગ આસને સામસામાં રમે
અખંડ વૃંદાવન લે રે વેલી'
મગનતા જારની સાર રૂપે રૂપે
શ્યામિનો શ્યામ શું વળગી વેલી'
અનુભવ પુરુષે એ રૂપ અદ્‌ભુત રચ્યું
આવે અખડાનંદ ખેલ કરવા
એ પુરુષ એકથી અંડ આ સંભવ્યું
સાકળ અંડ તણું ખેડ ઠરવા
ચતુસ્રધી ભાગે કરી અંડ મહીં વિસ્તર્યું
પુરુષ ત્રીધા થયો તે વિધ માંહે
એક પર એક એમ સપ્ત આવરણ થયાં
એકથી એકની સ્થૂલ કાયે'
તેહ વિસ્તારથી ભુવન ત્રણ વિસ્તર્યાં
લોક ત્રય વર વિધિ વિરલા જાણે
દુર્લભ વરણ વાણી થકી અંગ મગર
શાસ્ત્ર પુરાણ શ્રુતી સર્વ વખાણે

પદ ૯૩

આજની રીત હરિ રૂપ અદ્દ્ભુત ધરી
ગાન પર ગાન ગતિ તાન માની
તાલ પ્રબંધ પર છંદ નાના વિધિ
સંતની સુખ નિધિ અધાની
વાદ્ય વાદિત ગતિ રતિ એ રામા કરે
પ્રેમ પર બળ ધરે બાજે અંતે
તાલ મૃદંગ ડફ ભેરી વીણા ધ્વનિ
ઝાલરી ઝાંઝ સર્વ એક તંતે
તતાન્મી હી તાન્મિહી ક્રીમી કંદમ કદમ મીત
ધુની કરત ધુધુમમય એ વાદ્ય છંદ
ન્યગ ન્યગની ન્યગન રગનિ ઉચરત ચંગ
ગટગાજ ગીતી નમ ગાગડતીતાં ગતા
એ મહીર મત જેમ સુંદરી સંગ નાચે
ઘુઘરી છમક છમ હું ફરી ઠમક ઠમ
ચમક રમ જારની ચમ ચર જાપઉ
દમક પદ દામની દાન યાચે
અસ ઉદીત પટ પીત કટી કાછની ગલ્ફ આ
કટી અલગણુ ચપધ ચલક ગણુ આ જાડય ગરજ
કટી ભાલ........ કાજ
પલક ભલક કૌસ્તુભ તણી લલક માલાધણી
ઉર કંકણુ મણી સુભટ શુભલ લક લાવણુ અતિ.
સર્વ આવણુ ગતિ રતિ પતિ લુબ્ધ લૌલીન લાભ
અધર વેણુ મધુર સુધી એ માદકગર
રસ તણા પુંજ તે વ્રન જન ધાર
સુરભિત કુટી કુગ-જત સદન રમવા રચ્યું
વદન વિલોકીને મદન વારે
મુગટ નક વેસરી અધર ચુંબે પરી
એકટ ગણુ સામપ્રતિ બિંબ જાહે
નીલ સારંગ બહુરંગ કરી લજત પ્રન
આભા અતી અદભુતમાં હું નેન રાજી

### પદ ૯૪ રાગ કાનડો

બંસી ચિતકી ચોર મોહન જબ તૂં બજાવે
લેત કલેજા કોર મોહન જબ તૂં બજાવે

ચિત્ર ચકિત ભઈ ધ્વનિ સુનતે
સુન હો નંદ કિશોર

જુવતિ જનકો મન હરવે કો
ટુંના ગારી જોર...બંસી

તરૂવર મંદ મંદ બહુ બોલત તાન ગાન કે ઘોર
હમ કું બૌરી કરી હરિ ઐનન પ્યારલી કઠિન કઠોર...બંસી
મોસન આવત એન બસી કું અબહી ડારૂં તોર
કહે લપટિ લેવે હું દુર્લભ લીની હાથ મરોર...બંસી

### પદ ૯૫ રાગ કાનડો

બંસી મેરો પ્રાણ પ્યારી દે હો રાધે
કલ ન પરત બિન ગાન પ્યારી દે હો રાધે
નિમિષ વિયોગ સુહાત નઈ નહો જાનત હોત અજાન
મેરો મન યાહી સે લાગો યા નિશિ વાસર ધ્યાન...પ્યારી
વરીય કરી મેં ધરીય અધર પર યા સે નહીં કછું ભાન
યાહી અચે અચ વાવત મોકું પ્રેમ સુધા રસ પાન...પ્યારી
યા બિન સુઝ પરે નહીં કબહું એક ઈન લી સે તાન
દુર્લભ સુસનેહી મમ જેહી વેહી મમહી સમાન...પ્યારી

### પદ ૯૬ રાગ કાનડો

બંસી પ્રેય કરી હે મનમોહન હમસે
વરિય કીની વરી સુન મનમોહન હમ સે
કઠિન કઠોર નિઠોર નિગોરી નખ શિખ અગન ભરી...બંસી
મોલ તોલ તૂં છે કુલધ્વંસી કા ગુન અધર ધરી...બંસી
તરૂવેલિગિરિ કી દુઃખદાયી ઈત તુમ પેંડ ધરી...બંસી
કાસર ભર કર દે હમકુકી જિહ્વાચરે ન ડરી...બંસી
એહ સંકેત સમઝ મન દુર્લભ દીની વારી ધરી...બંસી

### પદ ૯૭ રાગ કાનડો

બાંસુરી પૂરણ પ્રેમ ભરી દોવનની અધર ધરી...બાંસુરી

કર હી અધર પર યાહી દીનો વર યાહી ગયે કરી
કાબરનું બંસી કી મહિમા ન ટરે મોહીં ટરી...બાંસુરી
ધ્વનિ સ્રી લોક શોકકી મોચન મોમન માંહે જરી
એક અંગી સંગી એક મેરી તૂંહી તૂંહી તાન ચરી...બાંસુરી
મમ આધીન લીન થઈ મોમય કુણ કહેલ કરી
મેરો હી ગાન ધ્યાન એક મેરો મોહી સે જ કરી...બાંસુરી
યાહી અયે અચાવે અધરરસ યા ગુણ યા મેં ગરો
યાહી મન નવ વધુ કે મન દુર્લભ કુળ પુલ માંહે ધરી...બાંસુરી

પદ ૯૮ રાગ નાયકી

માહરાં નેહ આગળથી નિશદિન અળગાં નરે સોહે હો
પ્રીતની રીત પ્રતીત વિના કોઈને ન કહેશો હો...માહરાં
હાલતાં ચાલતાં સૂતાં બેસતાં મુખડું વિલોકું હો
ભય ગયો મુજને ભેટતાં અંતર માંહે તો કું હો...માહરાં
ક્ષુદ્ર પિપાસા વિસરી ભૂલી ગાવડી દોહુ હો
કોટિક કામ વિહાય કરી આ મુખડું જોવું હો...માહરાં
લોભ થયો લેવા હરિ જોવા મુખડું તારૂં હો
તૃપ્ત ન થાએ મુખડું જોઈને મન મારૂં હો...માહરાં
લાજ તજી થઈ લોભાણી શું કરૂં લગન લાગી હો
અચલ રહો આંખ લડી આગે લઉં એ માગી હો...માહરાં
દુર્લભ દર્શન તાહરૂં મુજને થયું છે સુલભ હો
બ્રહ્માદિક વદે એ વાણી દુર્લભ દુર્લભ હો...માહરાં

પદ ૯૯

એહ સફલ અવતાર
અધરનો મધુર રસ મહદ માદક થકી
અર્ચતાં ઉન્મત્ત થઈ અપર સંગે
લીન તાલી જેનું કાઈ કારણુ નહીં
વિલજ રમતાં વિજે નાથ સંગે...સફલ
કુચ કલશ મર્દતાં નાથ નિર્દય નિપટ
નામ દયાલ કહે વેદ વાણી
એહ કારણુ અકળ કળવા કો શકય નહીં
અનુસર્યો આપણો પ્રેમ જાણી...સફલ

હાસ વિલાસ રસ રમતાં રજની ગઈ
કર ગ્રહણુ કરી સનાથ કીધી
ચુંબક ચુંબી અધર આપ્યો તાંબુલ મુખ
વચન માગ્યું મને શીખ દીધી...સફલ
એહ રસ પાન નિજ ગાન એહ અહર્નિશ
એહ નિજ ધ્યાન મન માન સાચું
એહ મન જલ્પના એહ મન તલ્પના
દુર્લભ કલ્પના એહ યાચું...સફલ

પદ ૧૦૦ રાગ રામકલી

-સપનું જોઈ રાચી, વાહી કો સપનું જોઈ રાચી
જેટલી વાત સપનમાં કીધી પ્રગટ થઈ સાચી...સપનું
કરમના જીવ તે મરમ ન જાણે તે કરશે વાચી
લોક તણી મરજાદા લોપી નિર્ભય થઈ નાચી...સપનું
કુલની કાણુ હદની મરજાદા મેં નાખી પાછી
સુંદર વર શામળિયો સંગી હિંચડામાં લીધો તાછી...સપનું
અનુભવ નેહ થઈ મતવાળી મોહી રંગમાં રાચી
દુર્લભિયો સ્વામી ભૂતળ અખંડથી મળો કો જાચી...સપનું

પદ ૧૦૧ રાગ મલ્હાર (સારંગ)

ભીંજે કદમ કી છાંય
ક્રીડત દ્વે હી ભીંજે કદમ કી છાંય
ઉમડી આયો ઘનઘોર ચહું દિશ
કિત હું સૂઝત નાય...ભીંજે
બડી બડી બુંદ ડબાડબ લાગી
બિહરત ના સકુચાય...ભીંજે
જૈસે મતંગ અનંગ રંગ મેં એૈસે હસત હંસાય
ગૌર શ્યામ તન ધન વિ

## હોળી અને ફાગ

પદ ૧૦૨ રાગ બસંત

મૈં મોહન સે ખેલું હોરી ભર પિચકારી હો
છારકી લાલન મુખ જાઉં વારી હો...મૈં
ધ્રુપદ

લાલ ગુલાલ લહે ભર જોરી મો પર બરજત ડારી હો
રંગ હું ભીની ફીની રસ બસ સારી હો...મૈં
જૈસો મોહન મોંકું પ્યારો વૈસી મૈં ઉન પ્યારી હો
નિરખી બદન તન મન વારી હો...મૈં

લાલ ગુલાલ લિએ ભર જોરી મોં પર બરજત ડારી હો
પ્રેમ પરમ રસ પ્રેમ પરમ જશ ભૂ પર કૃપયા ભારી હો...મૈં
મૈં મોહન કારે મતવારે એક અક્ષર નાગારી હો
દુર્લભ દગન હમેં જુગલ બિહારી હો...મૈં
સુલભ દુર્લભ પ્રેમ પરમ રસ સંતન કે ઉર ભારી હો
દુર્લભ ઋતુહો આનંદ બસંતહી પ્રેમાનંદ હી સારી હો...મૈં
પ્રેમ પરસપર નેહની રસસરિતા પ્રેમ બહાઈ હો
કાક હું મહિમા અગમ્ય અગોચર વાણીમેં નવ ગાઈ હો...મૈં

પદ ૧૦૩ રાગ બસંત

રંગ વરસે રે રંગ વરસે
જોઈ રહે હૈડું તરસે રે...રંગ
સ્વવશ સ્વતંત્ર શ્રુતિ સર્વ બોલે
દેવ દેહકે કરશે રે...રંગ
તપી ધ્યાની જ્ઞાની અભિમાની તત્ત્વદિત
કોટી જનમ તપ કરશે રે...રંગ
ઋતુનો બાગ ભાગ્ય વ્રજવાસિન
પ્રેમ પ્રેમ ઉર વરસે રે...રંગ
ગોપન ટોળી બ્રજકી હોળી
શ્યામ મિલન ઉર હરખે રે...રંગ
લોકલાજ કુલ કાણુ તજી
સબ ટેક તજે તે દરસે રે...રંગ
અલૌકિક વર્ષા ઋતુ રસ દરશા
નાદ ગગન સ્વર ગરજે રે...રંગ
ધૂમ મચી વૃન્દાવન પાવન
પ્રેમ પુરા તન પરસે રે
યાહી તરૂણી સંગ લે તાલી
લોહ પારસ જેમ પરસે રે...રંગ

થઈ તન મય આપણુ રસ અચવી
પ્રિયે પ્રેમથી પરસે રે...રંગ
દુર્લભ સુલભ પ્રેમ પવિત્ર
દેહમાની ને નવ દરસે રે...રંગ
પરમાનંદ હૃદય કો આનંદ
સુધા સિંધુ રસ વરસે રે...રંગ
દુર્લભ જ્યમ જોવામાં આવે
ત્યમ તેને મન દરસે રે...રંગ

પદ ૧૦૪ રાગ બસંત

મૈં ખેલું હોરી પ્યારે સે
પ્યારે સે હો બંસી વાલે સે...મૈ
મન મોહન મન હૃદય પિયારો
કમન નેણુ કટાક્ષ મન વરસે રે...મૈ
લાલી લલી કો વિવાહ કરનકો
લીલા લક્ષ સર્વ દરસે રે...મૈં
દુર્લભ દગ કી પ્યાસ નવ બૂઝે
પ્રેમ પ્રેમ ઉર ભરશે રે..મૈં

પદ ૧૦૫ રાગ બસંત

લીન હી બસંત બસંત સદા લીન વન દ્રુમ બહુ ફુલે
લીન વેલી કુસુમ બહુ મહેકે લીન હી અલિઅલિ ભુલે
બિન હી અંગ સજિયા ભૂષન બિનકર માઁગ સઁાવારી
બિન ખંજન અંજન દઉની કે બિન કાજલ કજરારી
બિન હી પ્રીત પ્રીતમ સે બિનહી પુરુષ બિન નારી
બિન બૈયાં બૈયાં ગલે જોરુ બિન પહિયા રહુ ગારી
બિન હી રંગ રંગમેં રસ બસ છિડકું બિન પિચકારી
બિન હી શ્રવણુ સુણુ

પદ ૧૦૬ રાગ બસંત

એમ ગમીએ અચળ સંગ રમીએ સદા
સર્વદા ઉન્મદા વેશ લીધે
નેહ સંકેતનો વેત મળ્યો ત્યારે કાળને ગત થયે અવધિ કીધો...એમ
સહચરી જન અમો સાચપાલણુ તમો સતપતિ વિનતિ શ્રવણે ધારો
દીન જન જાણીએ લીન લક્ષ આણીએ આશ તરે આશરો એક તારો...એમ

રમણુ રસરંગનો એમ આવેશ થયો શોક સર્વ ભંગ તવ સંગસ્વામી
કેલી કુતૂહલ કલા પ્રવીણુ પૂરણુ બલા કઈક જુગ ગત થયે આજ પામી...એમ
લપટી ઉર લુંબિયે ચુંબકધર ચુંબિયે લુંબિયે હસ્ત ગ્રીવ હાર અરપી
પ્રેમનું આણુવું પ્રિય સુખમાણુવું શું લહે સ્વાદ એ સ્નેહ કરી પી...એમ
સ્નેહ સંબંધ અવિરલ અમલ અચલ બલવિકલ થઈ તું સદા સંગડોલે
પ્રેમના નીમ સૌ ક્ષેમ શ્રવણે કર્યા પરસપર દુર્લભ પ્રિયે બોલે...એમ

### પદ ૧૦૭ રાગ બસંત

આજ રમવા તણી સુભગ શોભા બણી એ ધણી આપણી દેહાં દરસે
વદન અવલોકતાં મદનમદ તોકતાં રોકતાં હૃદય પર રંગ વરસે...આજ
આમ સામી અડી પ્રેમગ્રંથી પડી ભળી ગઈ રૂપમાં મહદ હરખી
લટપટ લપટિ ઝટઝુમટ અતિ અટપટી કટીતટે લટી નિપટ નટિય સરખી...આજ
કઈક હારી ખરી કઈક આવે ફરી વારિ પિચકારીનાં છરર છૂટે
તીર શી શિર તન ધીર તરૂણી સહે નીરકણી કઠણુ કુચ કલશ કૂટે...આજ
સદન મકરંદ આનંદ ક્ષણુ ક્ષણુ ઉદે સ્નેહ સંબંધ થઈ રમણુ રાણી
અનુભવી રીતની પ્રીત પરતીતમય રોળીએ રસ રહસ્ય જાણી જાણી...આજ
કેલી કુતુહલ પ્રબલ અમલ અચિ અચવિએ ધરી હરિ પ્રિય કરી કંઠ બાંહી
દુર્લભ દેહ થઈ અરપતાં લીન તન પરસપર પરસપર દ્વૈત નાંહી

### પદ ૧૦૮ રાગ ધનાશ્રી (હોરી ધૂમાલ)

હમ ખેલન આઈ હોરી આજ શ્યામ સંગ હોરી
તુમ લાવત હો કયા લાજ લગી મન ઠોરી...હમ
હમ હૈ ઋતુ રસ બાવરી હો રમીયે સબહી કિશોરી
અબ કાયર ભયેના બને સુન વધુ જનકે ચિત ચોરી...હમ
તુમ માધવ હુંમાં છવિહો પ્રીત રીત બર જોરી
પુલહી મિલન ઉકલાત હૈ તુમ ચંદ હું મહી ચકોરી...હમ
તુંહી શ્યામ હમ શ્યામની હો આન ચલે ઠગ ઠોરી
ઓતપ્રોત ઐસે બને અબ કૈસે કાહુ કહોરી..હમ
રીતે અબિલ ગુલાબ ઉતે હો ભરભર ડારે જોરી
કહે ભરવાડા ગારી દેહે કો ગાવન તાન મેં ધોરી...હમ
હમ તુમ મેં તુમ હમ મેં હો પ્રાણ એક તન દોરી
દુર્લભ લટિ લટિ લીન ભયે સબ બિછુરત નાહીં બિછોરી...હમ

### પદ ૧૦૯ રાગ ધનાશ્રી

હોરી ખેલો મદન ગોપાલ ખેલનકી ઋતુ આઈ
મોરી પ્રીત રીત પ્રતિપાલ ખેલન કી ઋતુ આઈ...હોરી
ભરી પિચકારી મુખ પર મારી લથપથ ઉરલપટાઈ
ઘુંમત ઝમત લાલ લાડલિ તનકી સુધ બિસરાઈ...હોરી
જબ તે માદા પંચમી મંગલ તબ તે મોદ બધારી
દિન દિનહી ગન જોશ તન બાઢયો અંતર ભયે એક તારી...હોરી
તોસે લગન મગન મન તોસે કુલકી કાણુ મિટાઈ
તો બિન નજર ન આવત કછુ હુ છબ નેનનમેં સમાઈ...હોરી
પહેચાણી માની મન જાણી તુમસે અટલ સગાઈ
દુર્લભ લખ લક્ષો એહલોચન પ્રિય પુરાવર પાઈ...હોરી

### પદ ૧૧૦ રાગ ધનાશ્રી

હોરિ ખેલન કુંઅર કિશોર જૈસે બાવરે
ઢોરિ લગી અલગન કી જોર દેખન આઓ રે...જૈસે
સમ બે એ બલ જોડી બની હો ઘનવિદ્યુત વત ઝાંયે
ઉતે ગ્વાલહી તે ગ્વાલની રે એહ લાલ લલિ છે દાંયે...જૈસે
ઇતિ કેસર પતંગ ઉતે હો બઢયો હે જૂથકો જંગ
ઈતે પિચકારી ડોલચી ઉત ભરત હે અંગ ઉમંગ...જૈસે
તાલ મૃદંગ ઉતે બાંસુરી હો ઈતે દુંદુભી ગોખ
ગાવત ગારી ગ્વાલની ના કરત અનોખી નોખ...જૈસે
આઓ આઓ ઇતે ઉત કહે હો દૂ કો એક સ્વભાવ
ભુજ ભુરકુટ કે ભરવા કહે હસ દેહુ ખેલત દાવ...જૈસે
મન દાડે ગાઢે દૂ હું હો જોશ ભર્યો ભરપુર
દુર્લભને ન અરૂ બેન મેં છબ નિમિષ હોત નહીં દૂર...જૈસે

### પદ ૧૧૨ રાગ ધનાશ્રી

હોરિ ખેલત વાધ્યો રંગ રસ બસ અંગમાં
અબ અહસા ન છૂટે સંગ અટકી જંગમાં...હોરિ
ગ્વાલ એ પરકત ગ્વાલનીકું ગ્વાલની પરકત ગ્વાલ
ભરત અબીરસે ગ્વાલની એહગ્વાલ ભરત હે ગુલાલ
કાન ગિનત નંહીં કાહુકો હો છાંડ દિયે કુલ ચાર
ઉતરી ગોપ રીતે ગ્વાલની સુખ ચરવરત સબ ચકાર...હોરિ

ગૌર અરૂણુ છબ ગ્વાલની હો શ્યામ પીત છબ ભારી
વિપુએ વિલોકી દ્વે હસે એક એક સે તારી...હોરિ
ચેન ચરિત્ર વિપરીત શાં હુ અદ્દભુત શોભા દેત
દુર્લભ દેહુ કે ચિત અતિ દિન દિન બાઢયો હેત...હોરિ

## પદ ૧૧૩ રાગ ધનાશ્રી

ભઇ હું દિવાની આની હોરિ હદે ખેલ
લખી લલચાની આની હોરિ હો ખેલ..ભઇ
લાજ અરૂબાજ બિછુડ ગઇ તન તે મનમેં નહીં સકુચાની
તુમ મેરે પ્રાણુન કે પ્યારે માન ન વારે માની...આની
કેસરકી પિચકારી ભરકે મારે નહીં મુખ કાની
ભઈ રસ બસ અંગિઆં અંગ હુંકી તો હાથ હેત ચાની...આની
મૈં નખશિખ સબ તો નખશિખ મેં એહ બિધ તો મેં શમાની
દુર્લભ ચિરચિર મેં મિલ ગયો થા મિલ પ્રીત પુરાની...આની

## પદ ૧૧૪ રાગ ધનાશ્રી

ખેલો મોરે પ્યારે હોરિ ખેલનકો આઈ
દ્વે નેનન કે તારે...હોરિ
મધુકર આયો મન ભરમાયો સુંદર શ્યામ દુલારે
ચિત ચટપટી અટપટિ અલગનકી મનમોહન મતવારે...હોરિ
વાર વાર વારૂં તન મન ધન તેં ઠગ્યો પ્રાણુ ઠગારે
એહ ગુહ્ય હમ જાનત વા તુમહી કિયો હું નાતે ને કારે...હોરિ
બહુ બરજું બરજ્યો નહીં માને નેણું પ્રેમ ઉબારે
દુર્લભ દગ શું સનેહી જન કે સરસ બન બટપારે...હોરિ

## પદ ૧૧૫ રાગ ધનાશ્રી

મૈં આઇ હોરિ ખેલનકું જૂથ ટરાઇ હોરિ ખેલનકું...હોરિ
ત્રેવડ ત્રેવડ તેવ તેવડી સંગ લલિ બહુ લાઈ
ચુઆ ચંદન અગર કુમકુમ ચોકી ઓર બનાઈ...હોરિ
કેસર મૃગમદ આડ જ્યું બાદ હી બિચ બિચ બિંદિ લગાઇ
ઋતુ રસ રંગ જંગકી ઝુમટ સુની એહ બાત બધાઈ...હોરિ
એહ પરતીત રીત કો રમવો રસ બિરખા બિરખાહી
તેરી નિજ ચેરી જેહી દુર્લભ સો હુ પુરાવર આઈ...હોરિ

પદ ૧૧૬ રાગ બસંત

હે મન હરણી રે મન હરણી હોરિ ખેલત હસ હસ કે...હે મન
દગ કે બાણુ ચતુરા ચિત હી મારત હૈ કસ કસ કે...હે મન
કર કુતુહલ ફગુઆ ચાર ગોપી ગોપ ગાઓ મુખ ગોપ્યગાર
ચરચો ચકારન ફુલ કી કાર કો બરજત જન કહો બાર બાર...હે મન
આલિ બાત કહું સુન હિતકી આઓ એને મુસકાલિયે બુલાઓ
અધર ચુંબક રંગ કે બનાયો આલિંગન દીનો મન કું ભાયો...હે મન
ઈત રી ગ્વાલની ઉત હીગ્વાલ ઈન માંહી લલિ ઉન માંહી લાલ
દૂ હુ કે ગલે એવ માલ એ મદન અયન વા મદન ગોપાલ...હે મન
એહ જુગલ રૂપ સબ જન કો જીવ રહો નયન બેનમાં છબ સદૈવ
દુર્લભ દુલહનિ અપનો કીવ એહ પ્રાણુ પ્રાણુ કો પ્રેય પીવ...હે મન.

પદ ૧૧૭ રાગ સાંઝ ગોડી

મૈં તો હોરિ ખેલન આઈ ખેલું ખેલ ઠરાઈ... ટેક
જબ તે દષ્ટ પર્યો મન મોહન તબતે રહ્યો હું ન જાઈ
મધુકર આયો મન લલચાયો તબ તે લાજ ગમાઈ...મૈં તો
કેસર રંગ પતંગ મથનિયાં ભરી ભરી શિર ધર ધર લાઈ
ખેલું જુ હોરિ શ્યામ વે યે જોરી કહા ઠગ ઘેરી લગાઈ...મૈં તો
ગ્રહે ઝક ઝોરી બઈયાં મરોરી છોડી છુપે ન છુપાઈ
છબ મનોહારિ લખ લખવારિ દુર્લભ રંગમેં સમાઈ...મૈં તો

પદ ૧૧૮ રાગ પૂરવી ગોડી

ખેલીએ રે રંગ હોરિ અબ કાહેન કી ચોરી હો રંગ હોરિ...ટેક
એકહી ઓર તુમ ગ્વાલ મંડલિ એક હી ઓર મમ ગોરી
એકહી ઓર તુમ મેં મનમોહન ગૌર શ્યામ તન જોરી...હો રંગ
કેસર રંગ પતંગ મથનિયાં નિરખે . પરસપર છોરી
ડારે અબિર ગુલાલ લખી લખી ભરિ ભરિ કર મેં જોરી...હો રંગ
લે મૃગમદ મુખ માંઝ લલિકો બેઉ બૈયાં મરોરી
દોઉ ભરકે હું નિશી લાજી જન જાનો મન ભોરી...હો રંગ
મોરો મોહન બોહન કરી તુમ અબ તો નહીં કછુ થોરી
લીનો અબિર લલિ કર અપને દુપટી લાજ દઈ તોરી... હો રંગ
દેખત ગોપી ગ્વાલ મંડલી બોલત બોલ અખોરી
મોહન કો મુખમાંજ મનાવત જન કો કરો ઠગ ઠોરી...હો રંગ
મધુકર મકર ઋતુકી મહિમા ક્રીડત કુંઅર કિશોરી
દુર્લભ પ્રાણુ એક તન દૂ બિસરૂં નાંહી બિછોરી...હો રંગ

પદ ૧૧૯ રાગ કલ્યાણ

એ મન મત વારા ભયા જો મેરા એન વિધ ખેલે હોરી
આત્મા કી પરમાત્મા હું કી લગી લગન કી ડોરી
સુરત નરત અંગના કે સંગે ખેલન નીકશી મોરી...હોરિ
જ્ઞાન ધ્યાન કે રંગ રમણુ કું અંગ ઉમગ એ જોરી
અબિર આનંદ ગુલાલ લગન મેરી ભાવ ભક્તિ કો ટોરી...હોરિ
ચિત એ ચોક વૃંદાવન વે યે તન કીની કુંજ ગતિ કોરી
સ્તંભ ગહ્યો ધીરજ કો ધાર્યો વિધિ વાદિત ગતિ જોરી...હોરિ
નયન કી પિચકારી વારિ ભરી અંસુઅન દૈ છોરી
દુર્લભ ખેલ ખેલ મેં ન્યારો કરૂં કાહ્નન કી ચોરી...હોરિ

પદ ૧૨૦ રાગ કલ્યાણ

આવો હોરિ ખેલિયે ગુલાલ લાલ લીજે
ઋતુ વિહાર રસ શૃંગાર વાર વાર પીજે......આવો
ચપલ નેન બેનન મેં સેન સ્નેહ કરી જે
રંગયા પતંગ અંગ અંગી આ હું ભીંજે.....આવો
ગાન માન તીવ્ર તાન મેરો મનજી જે
પરસ પરસ સરસ સ્નેહ દરસ એહ દીજે......આવો
છલ બલ મલહુકો ખેલ ખેલ મેં પતીજે
પુલ મિલાત પ્રાણુ મેરો છાનુ બિજોગ છીજે...આવો
તુમ અખંડ પ્રિય પ્રચંડ મંડ મોલ ખીજે
દુર્લભ ઉર નેયનન મેં નિત નિકેત કીજે.....આવો

પદ ૧૨૧ રાગ કલ્યાણ

એ મન ખેલો હોરિ ખેલન આઈ તો રે સંગ
ઋતુ રસ રમણુ ઉમંગ ખેલો હોરિ
ડફ ભેરી કરતાલ ખંજરી વીણા વેણુ ઉપંગ
દુંદુભી ગૌરવ ઘોષ ધ્વનિ ગરજત મધુરે તાલ મૃદંગ...ખેલો
મૃગમદ આડ જુબા છ કુમ કુમ ભાંત ભાંત કે રંગ
ભરિ પિચકારી છર કે વારિ પ્રેમ ઉબારી અંગ...ખેલો
જુધ ઠાડે ગાઢે હમ તુમહી જૈસે માનંગી મતંગ
પ્રેમ ઉન્માદ માદ સબ માદક શરમ શોક કો ભંગ...ખેલો
ઋતુ એમ દોષ જોશ તન બાઢયો સમર ઋતુ કો જંગ
તુમ હું લેહુ લહનિ હમ દેહુ દુર્લભ જનકી ગંગ...ખેલો

પદ ૧૨૨ રાગ કાનડો

હોરિ ખેલત હિલમિલ પિયાપ્યારી કોટિ કુમુદ બદન પરવારી...હોરિ
શ્યામા શ્યામ ધામ નિજ હું મેં ભરી સુધ ધરકે પિચકારી
ડારત અબિર ગુલાલ પરસપર વા ઠગ કહેવા કહત ઠગારી...હોરિ
નિશી નિકેત હેત હૈડે ઉમટિયો જંગ રંગ રસ રમત કરારી
લથ પથ લપટ જોશ કી ઝુમટ ભુજ ભીડત કિ આ પરવારી...હોરિ
ચંચલ ચપલ ગ્રહે બલ બૈયાં છલ મલકી ગત ગોપ અટારી
વદન વિલોકી તોકત હૈ તનમાં નંદ નંદન વૃષભાન દુલારી...હોરિ
ઉરજે હાર શૃંગાર પરસપર છું રસ મેં જઈ રેની નિહારી
દુર્લભ પરસ પરસ એક એક કો હાસ કરે હસ હસ દે તારી...હોરિ

પદ ૧૨૩ રાગ નાયકી

ખેલે હોરિ ખેલે હોરિ લાલ લલિ શ્યામ જોરી...ખેલે
ઋતુ રસ જંગ કું દૂ મેં અંગ અંગ ભીને
દ્રહુ શ્રી બ્રજ ચંદ ચકોરી
ખેલે હોરિ કર પિચકારી વારિ ભરત પ્રીતમપ્યારી
છલકત થોરિ થોરિ...ખેલે
દુપટી દુપટી આવે છલમલ હુ કી લાવે લાજ લોકકી તોરી
ખેલે હોરી મનહી ગન તના ડગન કે દૂ હું નાંહી લગી
અલગન કી ઢોરી...ખેલે
તારી દૂ દે ગારી ગાવે તાન હું કો માન લાવે
ચિત ચિતહન લે ચોરી
ડારત ગુલાબ લલિ મદનગોપાલ અરૂ મારત ભરભર જોરી...ખેલે
લુંબત ઝુંબત ગાઢે દેખો દૂ હુ જુથ ઠાઢે
નવલ કીશોર કીશોરી
દુર્લભ નેનન માંહી અચલ બસીએ ઝાંયે
બિછુરત નાંહી બિછોરી...ખેલે

ફગુઆ

પદ ૧૨૪ રાગ કાનડો

મૈં મોહન સે ખેલું હોરિ ભર ભર પિચકારી હો
છાર કી લાલન મુખ જાઉં વાર વાર વારિ હો...મૈં
જૈસો મોહન મો મન પ્યારો વૈસી મૈ ઉન પ્યારી હો
દુપટી લપટું ગલે ટરૂં નહીં મૈં ટારી હો...મૈં

લાલ ગુલાલ લલિએ ભર ઝોરી મોહે બરજત ડારી હો
રંગ હુ મેં ભીની કીની રસ બસ સારી હો...મૈં
કરી મત વારે હુંકી અક્ષ દું ના ગારી હો
મન હુ મેં માની જાની બની બટવારી હો...મૈં
જંગ હુ કો જોરી બાઢયો અંગમેં કરારી હો
ચિત હિચકિત ભઈ ચિત્ર ગતિ ઠારી હો...મૈં
થારો મમ જોઈ મેં પ્યારે મૈંહી લગી એકતારી હો
દુર્લભ નેન ન હું મેં જુગલ બિહારી હો...મૈં

પદ ૧૨૫ રાગ કાનડો

જુગલ બિહારી છબ મોકું લાગે પ્યારી હો
નિરખી વદન તન મન ધન વારી હો...જુગલ
પ્રીત હું કી રીત વિપરીત હું અટારી હો
સધેના કાહુ સે સધે મોં પર કૃપયા ભારી હો...જુગલ
લગન મગન દૂ હુ ખેલે દે દે તારી હો
નંદ નંદન બ્રખભાન કી દુલારી હો...જુગલ
ઢોરી તોરી જાત નાંહી જોડી સુખકારી હો
ગ્વાલની એ ગ્વાલ ગાવે હસ હસ ગારી હો...જુગલ
ચિત મો ચકિત ભઈ નેયનની હારી હો
દુર્લભન દોષ કછુ ઋતુ મત વારી હો...જુગલ

પદ ૧૨૬ રાગ કાનડો

ઋતુ મત વારિ પ્યારી ખેલન કું આઈ હો
ખેલેના વારિ કું લલિ લાલ કી દુહાઈ હો
જંગ કી ઝુમટ હું કું રંગ ભર લાઈ હો
ગ્વાલ હું કી ગારી દે દે દિન હે હઠાઈ હો...ઋતુ
વાજિંત્ર વજાવે ગાવે કરે ગુમ રાહી હો
મકરંદ મધુકર કો જોગ સુખદાઈ હો...ઋતુ
ભવ હુંકી ભીતિ રામા રીત હું બે હાઈ હો
યાહિ લીલા બાલ! બૂડી સખે મન ભાઈ હો...ઋતુ
પ્યારો પિચકારી હુંકી ઝડી યુ લગાઈ હો
દુર્લભ નેનન હું મેં છબ રહી છાઈ હો.

પદ ૧૨૭ રાગ બિહાગ

હોરિ ખેલે પિયા પ્યારી ભર પિચકારી હો
જોડી આ જુગલ બલ પ્રેમ ઉભારી હો...હોરિ

ચુઆ ચંદન અગર કુમ કુમ કેસર મૃગમદ રંગ એક રારી હો
લાલ લલિકી અંગિઆં ભિગોરી લલિ ભરકે વાકે મુખ પરમારી હો...હોરિ

અબિર ગુલાલ પરસપર લે લે નિરખો બદન એક એક પર ડારી હો
દુર્લભ દૈ નેનન મેં યા છલ નિહારિ નિહારિ વાર જાઉં વારી હો...હોરિ

પદ ૧૨૮ રાગ કલ્યાણુ

હો હોરી ખેલે મેરે નેન અબ કહાં ચોરી ખેલે મેરૂ નેન...હો
વિવિધ વિનોદ મોહ રસ માને રતિ પતિ રાતે ચેન નેન
લગન મગન મતવારે પ્યારે પ્રેમ ન આવત ફેન...હો
એહ સંકેત હેત હરિ એ બાઢયો દેત દૈ હુ સુખ ચેન
અવિરલ હેત સમાગમ યા જયમ લુબ્ધ ભઈ દિન રેન..હો
પુલ પિચકારી વિહરા વારિ અનંગ રંગ ભરી જેન
દુર્લભ ખલ ખલક સે ન્યારો સોહં સોહં સેન...હો

પદ ૧૨૯ રાગ કલ્યાણુ

કહો ખલો હોરિ પ્યારી સે ચિત લાગી દોરી પ્યારી સે
પ્યારે સેન બંસી વાલે સે કહો ખેલો હરિ પ્યારી સે..કહો
ગિલો હોરિ શ્યામ બલ જોરી અંગહો અંગ મરોરી
જાને ન દીજે ફગુઆ લીજે અબ કાહુ ન કી ચોરી...કહો
ચિત લાગી દોરી...પ્યારી

ગારી ગાઈયે તારી બજૈયે ઈત ઉત જાને ન દઈયે
અવસર આયો મોસર પાયો ગાયો ફગુઆ લઈયે...હોરિ

કારે નંદ દુલારે પ્યારે મમ નેનન કે તારે
સ્નેહ ન તોડું ફગુઆ ન છોડું જો મુખસે કોહા રે...હોરિ
રીત તો કહિયે ઔર ન ચહિયે ના તો ફગુઆ દઈએ
યાને છાંડે રહો ન ઠાડે મન યા દેહો તે કરીયે...હોરિ

અહો ઠગારી ઘુઘરૂ વારી લે ફગુઆ દઈ પ્યારી
દુર્લભ યે હું રામન મનકું મેંદીની હસકે તારી...હોરિ

પદ ૧૩૦ રાગ કલ્યાણ

મતવારી હોરી ખેલું'જી દે તારી હોરી ખેલું'જી
ખેલુંગી નામે લુંગી...મતવારી
મેં મતવારી પ્રેમ ઉબારી તૂંથી રમે પ્યારી
લટ પટ લપટ ઝુમર જટ પટ દ્વે લગી ખેલન લલકારી...હોરી
જાની માની પ્રીત પુરાની દેખત દરશ સયાની
લાજ ગમાઈ ખેલન આઈ યારી અકથ કહાની...હોરી
ગ્વાલન યારો રહો જુઠારી નૈ ઈપે ના ચુશાડિ
રીત ન જાણો નિત વખાણો પ્રીત પુરાપર બાઢી...હોરી
ફગુઆ દીજે વિલંબ ન કીજે બોલેકું ન પતીજે
જબ તુમ જૈ હો ફગુઆ દે હો દિલદુલહનિ કો લીજે...હોરી
કયુંના આઓ વચઉર પાયો દૂર દૂર કાં જાઓ
મન માંડરનો મુખ બલ કરનો યું ફગુઆ ના પાઓ...હોરી
ફગુઆ પાયો સબેમન ભાયો કહિ લપટી ગલે લુંબા
દુર્લભ દુલ હનિ દ્વે કર ગહી મુખ લિયો લાલમુખ ચુંબા...હોરી

પદ ૧૩૧ રાગ પરજિયો

આજ પ્રાણ પિયારે ખેલો હોરિ ભોરિ હો
ચિતહરણી ચપલા હર કોરી મોરી ભારી હો
ત્રિવિધ ત્રિવિધ વિધ વધૂ મંડલિવર બૃષભાન કિશોરી
પ્રીત પુરા પરતીત પ્રેમ સે બિસર ગઈ ઠગ ઠોરી...આજ
ચુઆ ચંદન અગર કુમ કુમ ભરો મથની આઘોરો
ભરી પિચકારી કર ગ્રહો પ્યારી છિડકો થોરી થોરી...આજ
અબિર ગુલાલ બાલ લે દોડે ભરી ભરો જોરા જોરી
લટપટ લપટ લહ્યો લાલનકું કા અબ લાજ કિશોરી...આજ
લાલન અપનો એહ મુખ જપનો કેશે કાહુ કહોરી
લપટો ચરન શરન એહ દુર્લભ જન બિછરોહ બિછોરી...આજ

પદ ૧૩૨ રાગ પરજિયો

પ્રેમ ઉબારી અતિ મતવારી ખેલે હોરી
ગાવે ગારી દે દે તારી ખેલે હોરી...પ્રેમ
દુપટી દુપટી લટપટ લપપટત હૈ પ્રાણપ્રિયા અરૂ પ્યારી
ડારત અબિર ગુલાલ પરસપર મારન ભર પિચકારી...પ્રેમ

ઝારી શિર તિરછી છૂટત નીર ઠઠણુ કણુકારી
બાઢયો રંગ જંગકી ઝુમટ જ્યું ભાદો જલવારી...પ્રેમ
શ્વાસ ભરે દ્વે ખડે હંસે હઠ દુલો શ્યામ દુલારી
શિથિલ ગાત વાત બલપૂરત જેહ ન પિતા છારી...પ્રેમ
દેહુ જુથ રાત હી ઉન ઠાડે દેખત ખેલ નિહારિ
દુર્લભ દેખી જુગલ છબ પર હું બલિહારી બલિહારિ...પ્રેમ

પદ ૧૩૩ રાગ પરજિયો

નંદ નંદન બૃષભાન દુલારી વારિ ખેલે હોરિ
દેહુ અચલ મમ મંગલકારી ખેલે હોરિ...નંદ
મોહન પ્યારો અતિ મતવારો વેંસી વા મતવારી
આ ઘનશ્યામ ગૌર તન શ્યામા ઘન વિદ્યુતવતભારી..નંદ
યા કહે મુખસે શ્યામ ઠગારે વા મુખ કહે ઠગારી
યું કહી વદન વિલોકે પરસ્પર ગલે પર બંધ્યાં ડારી...નંદ
મુખ મુસકાવત ઈત ઉત ગાવત મન ભાવત દ્યો ગારી
બલ તોકે ટોકે એક એકહું એહ પ્રીતમ એહ પ્યારી...નંદ
દોરી ન તોરે ભ્રુકુટી મરો રે લગી લગનકી તારી
દુર્લભ દ્વે મુખ મેંયા મુખરિ બલિહારી બલિહારી..નંદ

પદ ૧૩૪ રાગ પરજિયો

દ્વે હુ મગન મમ મંગલકારી
નંદ નંદન બૃખભાન દુલારી...ટેક
લેત બલૈયાં ગ્વાલ હું લેઈ નયન ખેલ નિહારી
દ્વેહુ ચપલ છલમલકી ખેલે ભૂપર લીલા ભારી..દ્વે
ડારત અબિર લાલ પર લાડલિ ભરિ ભરિ મૂઠી ઉબારી
લાલ લિએ પિચકારી કરમાં ભરકે મુખ પર મારી...દ્વે
દગ દગ જોરે ભ્રુકુટી મરો રે ચોરે ચિત ચપ લારી
લોટિ અરૂલું બે અધર રસ ચુંબે સમયે રમણુ સહચારી...દ્વે
એક એક કો મુખ પ્રેમ નિમેષે દેખત પ્રીતમ પ્યારી
દુર્લભ દેહુ પરસપર કહે વારિ વારિ વારિ વારિ...દ્વે

પદ ૧૩૫ રાગ પરજિયો

નંદ નંદન બૃખભાન નંદિની
સમર સદન આનંદ કંદનિ...ખેલે હોરિ

તાન માન ગતિ ગાયે તીવ્ર ગારી કે છંદનિ
મંડલમણી બણી મહારાણી મેટણુ દુખ દ્વંદનિ
વારિ ખેલે હોરિ કે કે હાવભાવ
છલ બલ કે મલ કેશી નંદનિ
દુર્લભ યે હુ નેયણુ મેંયા છબ વાર વાર વંદનિ વહી

શ્રુંગાર

પદ ૧૩૬ રાગ ભૈરવ

શ્રી જશોદાના કાન મને માયા લાગી તારી રે
પ્રાણજીવન પાતળિયા ગોપીવર ગિરધારી રે
દીઠો દીઠો દીઠો મેં તું વૃંદાવનમાં દીઠો રે
મીઠો મીઠો મીઠો લાગે અમૃત પાએ અતિ મીઠો રે
પરણી પરણી પરણી હું તો નંદકુંઅરને પરણી રે
કરણી કરણી કરણી મારી પેલા ભવની કરણી રે
પામી પામી પામી હું તો પૂરણુ પૂન્યે પામી રે
સ્વામી સ્વામી સ્વામી મળિયો
દુર્લભ વિલાસી સ્વામી રે

પદ ૧૩૭ રાગ ભૈરવ

મેલ રે શ્યામળિયા મારી સાળુડાની કોર રે
આવડા વાંકા શું ચાલો છો ચારી જાણો છો ઢોર રે...મેલ
કંસના ભયથી તું ભાગે પરથમ મારી માશી રે
પરઘર આવી પેટ ભરો છો થઈ બેઠા મેવાશી રે...મેલ
પરઘર આવ્યો પરઘર વાધ્યો પરઘર પૂરો વાસ રે
આવડું ડહાપણુ શું કરો ઘેર માંગી પીઓ છો છાસ રે...મેલ
અણુબોલ્યાંવ્યાં અમે સૌ રૂડાં બોલાવો તે કહીશું રે
નિત્ય ઉઠી કાં મારગ રોકો એ દુઃખડાં કેમ સહીશું રે
મહી મથુરાં વેચવું મારે હીંડયો વ્રજનો સાથ રે
મારગ જાતાં મુજને મળિયો દુર્લભ વિલાસી નાથ રે...મેલ

પદ ૧૩૭ અ રાગ સોરઠ

સ્નેહ દાખો પ્રેમ ભાખો વાદ વચન નવ બોલીએ
રાતદિન વન વસ્તી માંહી દરશણુ માટે ડોલીએ
અલખ લખ લખે લખ્યો હાં હવે તે શું ઝુર

સ્નેહ બાંધ્યો શામળીઆ સાથે માંગશે તે પુરવું
એ ચોર ચિતનો ચિતહુ તનમાં દાણી કહે કોણે કર્યો
આણુ દેવા નંદની એ ભાવે ભામા ઉતર્યો
આણુ દેવા દાણુ લેવા લાલ નંદ તણો થયો
કંસ કેરો વંશ કામિની માન વ્રજથી ગયો
કનક ગેડી ગેંદ કરમાં માળ મુક્તાનું દીકરી
મુકુટ શિર સોહામણો ચોકીચલક હીરે ભરી
કાંએ છાનું નાથથી નહીં સર્વ આપણુ આવડી
આનંદ કંદ એ આપણો નંદને નવલખ ગાવડી
આદિમધ્ય અવસાનથી સદા નિત્ય ન્યારો રે
દુર્લભ દુલહનિ પરસપર પ્રતિવાદ સ્તુતિ સંજ્ઞા કરોરે

## પદ–વિનય, ઉપદેશ, નામ મહિમા, સદ્ગુરુ મહિમા

પદ ૧૩૮ રાગ પંચમ

દીનબંધુ દીનાનાથ દયાનિધિ વૈષ્ણુવ પાલક બિરદ તારૂં
તાહરે ચરણે હું શરણુ નિર્મલ સદા ઉભય સંકેત સુખ ધ્યાનમારૂં
અવિગત ગતિ અતિ કો એક સંત વિરલા કળે
બ્રહ્મની મંડ ત્રય એ ઉવાસી (ઉવારી)
તું થકી ભિન્ન સર્વ ન્યૂન નહીં તું થકી
સંભવી રમણી આ સર્વ સાચી...દીન
તાહરા આદિ મધ્ય અંત ને વેદમય
ગમ નહીં ગમ નહીં નિગમ કહે છે
વ્રજ તણી વનચરી ઉડુ વત તેને વરી
અવતરી તું હરિ સહાય દે છે...દીન
આશ વિશ્વાસ ઉપાસ તવ આશરો
મન ધરી મયકરી સહચારી
નારી પરી અપ છરી દેવ સુર સુંદરી
પન્નગી નગીન સર્વ નાથ વારી...દીન
ધ્યાન તવ ગાન તવ પાન તવ નામનું
અચવતાં સદ્ય તવ મયી થાયે
ચતુર્દશ લોકમાં મુક્તિ ચતુસ્ત્રવિધિ
તાહરે રાજ નચન એ નચાયે...દીન

---

૨ સાર ધર રે?

માત તું ભાત તું તાત પ્રતિપાલ તું
તે હરિ બાંહ બળ તુજ બેલી
અનુભવિ જન તણો એહ દુર્લભ વિશે
ચતુરસ દસ લોક દે પાસે ઠેલી...દીન

પદ ૧૩૯ રાગ પંચમ

દેવના દેવ દેવાદિ દેવાપતિ
ગહન ગતિ ગોપ્યા ગોલોક વારી
અગમ અગોચર અવિગત ગત નહીં
નવ સહે જ્ઞાનિ જન ગત તારી...દેવ
ભક્તિ પામ્યા વિના મર્મને શું લહે
મર્મ પામ્યા વિના પ્રેમ નાવે
કૃષ્ણ ઓળખ્યા વિના કર્મને વશ થયો
જ્ઞાન જ્ઞાની તણું એહને ભાવે...દેવ
ત્રિગુણને પરહરો નિર્ગુણને આચરો
શ્રુતિ પુરાણ એમ સર્વ ભાખે
એહ કારણ લગી કોઈ પહોંચે નહીં
નિર્ગુણ કયાંથી થયો ત્રિગુણ પાખે...દેવ
એહ મન મર્મના જીવ તે કર્મના
ત્રિગુણનું બિંબ પ્રતિ નિર્ગુણ ભાઈ
ત્રિગુણ વિના અલ્યા નિર્ગુણ સ્થિર કયમ રહે
મૂકી ડાળો જોને જડ ને સાહી...દેવ
ત્રિગુણ અક્ષરાતીત નિગુણથી સર્વદા
નિગુણનું મર્મ તે કેમ લીધું
નહીં વાણી વાતને શબ્દને કહેતામાં
સંધ્યા નહીં નિશા નહીં નાલિ કીધું...દેવ
જ્યાં સુધી મર્મનો મર્મ પામ્યો નહીં
વસ્તુ ના લાધે શત વિધિ રે થાયે
જ્યાં સુધી સુધિ નથી આપણા ઘરતણી
ત્યાં સુધી મર્મને શું રે ગાયે...દેવ
નાહીં રવિચંદ્ર ને પવન કે પ્રકૃતિ
નિશ્ચલ સ્થલ કરે રે રામા

ઝગમગે જ્યોત જ્યારે તારી રમણી
એક સિંઘાસને સામ સામાં...દેવ
એવું અખંડ વૃંદાવન અખંડ સર્વમંડલી
અખંડ લીલા રાસ અધિક પોલી
એહ વહેવાર જન જાણશે જે સદા
દુર્લભ દેહને નિશ્ચે ગોપી..દેવ

પદ ૧૪૦ રાગ રાગ પંચમ

આપની અંગના એમ મેં ઓળખી
આપ સંકેતની ગાય વાણી
એહ સંકેતથી પુલક અળગો નહીં
કાંતમાં કામિની તે સમાણી...આપની
ગાનથી કાંત રિઝવ્યો નહીં કામિની
ગાતાં જુગ કંઈ ગયા કાંત નાવે
પુરણ અવસર કરી માનુષી દેહધરી
આણે અવસરે અહીં કાંત આવે...આપની
અખંડ આગળ કરી આપ અળગો રહે
અખંડની નાર એ રહસ્ય જાણે
શ્યામની હામ પહોંચે નહીં ઘર લખે
તે કાંત આપણે આવ્યા આણે...આપની
આપણી સત્તા એ નાર અખંડની
તે સત્તા તે કંઈ તાર કરીયે
તાર બાહેર જાહેર થયો જગતમાં
તાર જડે તો અહીં શાને રહિયે...આપની
અખંડની દેહ ને તાર તે આપણો
કાંત આવે તો એ લેઈ ચઢશે
તાર ગયા પછી ફરબડસે ને ભૂલ નહીં
તેહ ગયા પુંઠે કંઈ કંઈ રબડશે...આપની
આપણે તાર ને દેહ અખંડની
એહ એણી વિધે અહીં રે આવી
અખંડની નારને આપણે એટલું
સત્તા વહેવાર પણ દેહ નાવી...આપની
સત્તાની દેહ કેમ આપણે શું ધરી

આપણા અર્થે એ તાર વાળી

તારી વાળી થકી અવધની ઉતરી

ત્રિભિર રમણી થઈ એમ બાળી...આપની

અવધની નાર પ્રગટ અહીં ઉતરી

ત્યાં થકી અનુભવ ભુવન આવી

અનુભવી દેહ ત્યાંથી થઇ તે અહીં

ખેલવા અનુભવ સંગ લાવી...આપની

અનુભવી શાં ભમે તાર અવધે રમે

સત્તાની દેહ તે અખંડમાં હે

સત્તા સત્તાની નાર નાના રૂપ લીધે ફરે

અનુભવી વાળીએ નાર આંહે...આપની

અનુભવી તે અવધમાં પહોંચશે

અવધવાળી અખંડ ઘેર જશે

તાર છે ઈતર તે વિતર ગતિ પામશે

સત્તાની દેહ સત્તામાં સમાશે..આપની

લે એ સૌભાગ્ય અતિ કઠણ છે

કાંત આવ્યો તજ વેશ રૂડો

દુર્લભ આપ વિલાસી વિલાસ કહે

ચાહે હેત સૌભાગ્ય તો-પહેર ચૂડો..આપની

પદ ૧૪૧ રાગ પંચમ

દેહ આ સફલ તે શ્રવણ સ્મરણ થકી

કંઈક જનની થઈ કંઈક થાશે

ગાન એ ધ્યાન એ પાન એ નામનું પ્રેમ પૂરણ કરી જેહ ગાશે...દેહ

ત્રિવિધ તન તાપ મહા પાપના પુંજ ગળી સમરતાં નામનાં સર્વ જાએ

રોગ રિપુ શોક હરિ નામ નિર્મૂલ કરે નિર્વિઘ્ન અભય સુખ શ્રેય થાએ...દેહ

અષ્ટમા સિદ્ધિ નવનિધિય મંગલ અચલ સુર દર્શન આદિ કઈ સંત દ્વારે

મુક્તિ ચાતુર્વિધ સહિત સેવન કરે વિચરતાં તેમ જન જેમ પ્રસરે...દેહ

સાક્ષ્ય એ શાસ્ત્ર શ્રુતિ શ્રીમુખ સરખી સદા નેક અવતાર તે સંત અર્થે

સ્વવશ સાધન પદ પરહર્યું પ્રેમથી સંત સ્નેહે ધર્યો દેહ સમર્થે...દેહ

સાક્ષ્ય મન દૃઢ કરી શરણપાલણ હરિ અનુસરી પ્રીતિ અનભીતિ ફરીએ

દુર્લભ અહર્નિશ આપશું વિનતિ શ્રવણ એ ધરી સતપનિ કરીએ...દેહ

પદ ૧૪૨ રાગ પંચમ

દુર્લભ એહ વિજ્ઞાન જે રસવિધિ અહર્નિશ લોભ યાં લાજ લૂંટી
પ્રેમ પ્રતિભાસથી પ્રબળ ઉપાસથી કરમના પાસથી દેહ છૂટી...દુર્લભ
વાંગ ગોચર ગતિ જાણે વિરલા અતિ અખિલ આત્માપતિ નામ લીધું
વ્યક્ત થયો લોકમાં ભક્ત જન કારણે આદ્ય અદ્વૈત તન દ્વૈત કીધું...દુર્લભ
અખિલ આત્મા અચલ સકળ અવલોકતાં લોકની કલ્પના અલ્પ લાગી
નામની ધામની મુક્તિ વિરામની કલ્પના અલ્પના સર્વભાગી...દુર્લભ
રહસ્ય એવું હવે વાણી થકી વેગળું વિશુધ વિજ્ઞાનની વાત સંગી
સૃષ્ટિની ગત અપાર સુરત કલા વાદ ત્યાં દુર્લભ વસ્તુ અળગી...દુર્લભ

પદ ૧૪૩ રાગ પંચમ (રાખીનું ગીત)

સખી તે એક હું શરણુ તવ ચલણુની
પ્રેમ બાંધે નિર્બંધ તેહ
પ્રીતની રીત તે અવધે રાખી અચળ
આવ્યો તિરોભાવથી રાખી દેહ
બાંધી કર બે તણી બાંધ કાઠી ઘણી
કર રતિ એહ પતિ પ્રેમ સાખી
રાખી ફરતી મહા મોહના ફંદથી
રાખી અનુભવ પુરા પ્રીત રાખી
ધર્મ પ્રતિપાળ સંભાળ રાખી ભલી
રાખી કટાક્ષ તે રાખી કહિયે
હાસ પરિહાસ રસ રાસ રાખી અટલ
રાખી સર્વોપરી રીત વદિયે
રાખી અપણાવીને આપણા ધામની
રાખીયે એહ ન ચ અન્ય વદિયે
રાખી તે એ અકળ અન્ય બંધન સકળ
રાખીનો ભેદ તે સમઝે સુલભ[1]
નામમાં ધામમાં લીન રાખી રામા
એમ રાખે કરી રાખી દુર્લભ

પદ ૧૪૪ રાગ કાલેરો

રમણી તારી રે જે જાણે તે જાણે
બોધ પ્રબંધ યુ તત આણી વાણી કઈક વખાણે...રમણી

---

૧ સુક્ષ્મ

પ્રથક ભેદ ભાસે નવ તેને વચ વાચ્છલતા લાવે
માત્રાર્થ કરવા સમરથ નહી ભાવાર્થ કરી આવે...રમણી
વિષય વિકાર વિબુધ થઈને મટઓ લોમ વિલોમ શું બોલે
એહ વિકટ મર્કટ થઈ લાગી સ્વાદે લુબ્ધ થઈ ડોલે...રમણી
કલ્પ ભેદ કલાદ્ય કલ્પના કરી અટકળ બહુ લટકે
પ્રેમ વિના પ્રમાણુ ન વાણી પ્રાકૃત સંસ્કૃત એકે...રમણી
પરમ કટાક્ષ કૃપા લોચન શું જો ક્ષણુ માત્ર નિહાળે
દુર્લભ નાથ નિરંતર મળિયો નિત નવ મંગળ આલે...રમણી

પદ ૧૪૫ રાગ કાલેરો

નયણાં મારાં રે સફલ થયાં આ દેહાં
સુંદર વદન વિલોકી તારૂં અમલ અભદ્ર નિજ નેહાં...નયણાં

ધ્રુપદ

આ સુરત અવલોકયાં ટાળી અનભિજ્ઞ થાવાં દોહ્યલાં
અંતર સ્નેહ નિરંતર બાંધ્યો કેમ વસે અણુ બોલ્યાં...નયણાં
દુઃખ મોચન લોચન સુખદાઈ સુરતની બલિહારી
જીવન મરણુ શરણુ નવ મેલું મુખડું મંગલકારી...નયણાં
અહેરનિશી અળગો નહીં તુજથી લીન થઈને ગાઉં
લંપટ લુબ્ધ થયો લીલા સુખ સંગ સમાગમ માંગું...નયણાં
પ્રગટયો સ્નેહ પુરાણો પૂરણુ એક તંત્ર તન તાળી
રમણી તારી પર હું વારી મન કરી મન માંહે
અનુભવી અવિલોકી દુર્લભ નયણાં તૃપ્ત ન થાયે...નયણાં
× બોલે પલે તેની બલિહારી તે અવધિ તેં પાળી..નયણાં
રમણી ખંડ અખંડથી અળગી અવધ વધૂને ભાસી
અનુભવી આ લીલા ભૂતળમાં દુર્લભ રાસ વિલાસી...નયણાં

પદ ૧૪૬ રાગ કાલેરો

નિર્ભય કીધાં રે નાથ તમારે નામે
મન ક્રમ વચ સમર્પે જે જન તે શરણુ સુખ પામે...નિર્ભય
નામ નિરંતર એ જપ મંતર આ ભીતર સુખ વરતે
એક તંતર અંતર ધ્વનિ લાગી સૂતે બેઠે ફરતે...નિર્ભય
મનથી તનથી પ્રાણુ વચનથી નામ અહેરનિશ સાધું
એ હરખે હુલસે ઉર મારૂં નામ અભય ધન લાધું...નિર્ભય

× મરણુ અવતરણુ તણો ભય ભાગ્યો દેહ નેહને ગાળી...પાઠાફેર

દૃઢ વિશ્વાસ આશ એક તારી નામ લગન લય લાગી
ગોવચ્છપદ તવ લોક ઓળંગી સર્વે ભમણા ભાગી...નિર્ભય
મૈંમય શું મય મહદ મહીથી શાણામાં તૂં શાણો
સચરાચર દુર્લભ દુલહનિને વશ થઈને વેંચાણો...નિર્ભય

પદ ૧૪૭ રાગ ધનાશ્રી
(બાલભોગનું કીર્તન)

મમ અર્થે જો દેહ સમર્થે આ ધરણી પર ધાર્યો જી
તે મમ મંદિર આવી મારા તનનો તાપ નિવાર્યો જી
એ વર દયાલ દીન જન પાલણ દરશણના બલિહારી જી
તન મન ધન નિછાવર તમ પર વારે વારી જી
નાના ગંધ કુસુમની માળા ચરચીને પહેરાવી જી
ધૂપ દીપ આરતી અજુઆળી કીધી મમ મન ભાવી જી
પહેરો અંગ આભૂષણ ભૂષણ દરશનની બલિહારી જી
દુર્લભ નિરખ નિરખ મન રીઝત દરશણ મંગલકારી જી
અચવન કીજે શ્રી વિલસી જી

પદ ૧૪૮ રાગ બિહાગ

મૈં મેરી ગતિ કોજાનુ
મૈં હંસ હંસરૂપ અનંતા મોહી બલ મેં સનક અનંતા
મૈં બુદ્ધિ મન ચિત કો કરતા, ભયોરૂઢ મેં જોગ ગતિ ચરતા...મૈં
સપના નંદ જોગ કો કહિયે પૂર્ણાનંદ વિરંચી લહિયે
આનંદ ક્ષરાબ્દિ નિવાસી જોગાનંદ કહું કૈલાસી...મૈં
વીરાનંદ સો સ્વર્ગ કહાવે કરમાનંદ મનવા જગાવે
ક્ષુદ્રાનંદ એ લોકના વાસી હરખ શોક દોહી કર ઉપાસી
મોહાનંદ ફંદ એ નાખી ક્ષણમાં શોક ક્ષણમાં રાજી
પાઈ[1] પ્રથગ આનંદ બતાવે જો આએ દિન[2] કો ભાયે...મૈં
મોહાનંદી જન સો અંધા નિશિ દિન કરતા મોહકા ધંધા
બાકી ભયે ઉન્મત્ત મોહમાંહી મોહ બિના કછુસૂઝત નાહીં...મૈં
કરમાનંદી કરમ કોહી જાને કરતા કરમ કેરે ઉંહી માને
મોહાનંદ કર્મવશ જેહી દુર્લભ સો નહીં સુસનેહી...મૈં

પદ ૧૪૯ રાગ બિહાગ

સો સુસનેહી મેરો નહીં જેહી પચ્યો મોહાનંદ માંહી...સો

૧ વાહી ૨ દીન (પાઠાફેર)

ક્ષુદ્રાનંદ નાવે કો નેહી ક્ષુદ્ર હી ધર્મ કહાવત એહી
વીરાનંદ સ્વર્ગ કો વાસી કામ ભોગ સુખ સોઈ ઉપાસી...સો
પરી અપસરી ભોગ ભમાએ શૂરવીર વાણીને ગાએ
આત્માવંચક માનો એહી ક્ષુદ્ર રૂચિર કરમ રસ મોહી...સો
જોગાનંદ જોગ ઉન્મત્તા ઈન મેટક આનંદ કી સત્તા
આનંદ વિષ્ણુ ક્ષીરાબ્ધિ એહ પાયા એન કાહુકે લાધી...સો
પૂર્ણાનંદ વિરંચીતાયા પૂર્ણાનંદ ના ભિસે જાયા
તાતે પૂરણ નામ કહાયો શ્યામ પૂરણ દેખત કો આયો...સો
સોઈ તે વિરંચી નામ હુ દીનો સમરથ રૂપ સકલ મહી કીનો
સપનાનંદ તણો એ આલે સો દુર્લભ પ્રથગતા ભાળે...સો

પદ ૧૫૦ રાગ બિહાગ

કરમાનંદ વિચિત્ર એ કહિયે મોહાનંદ જોગ કો લહિયે...કરમા
ક્ષુદ્રાનંદ સોરૂઢ કહાવે ક્ષણમાં જાય ક્ષણમાં આવે
વીરાનંદ ગોવિંદ સનેહી જોગાનંદ મન હુકિ દેહી...કરમા
આનંદ સો સુદ્ધિ કો સંગી પૂર્ણાનંદ ત્રિહુવિધ સંધિ
પૌરૂષ પૌરૂષી તારક ભવએ બ્રહ્માનંદ હી કહું સર્વએ...કરમા
પ્રેમાનંદ એ ઉપર જાણો સ્નેહી સદા એક પ્રેમ પ્રમાણો
પ્રેમ સંબંધ જપે મમ સ્નેહી સો સદ્રૂપ રૂપ મય દેહી...કરમા
યાતે ભઈ યહ પ્રેમ કી સીમા પ્રેમ હદે સો પીયે મમ પ્રેમા
અનુ આદ્ય સબ પ્રેમ હીવારી પ્રેમાનુબંધ પ્રીત સબસારી...કરમા
યાહી પ્રથગતા પ્રથગતા બતાઈ જેહિ જાકો તેહી તિન ભાઈ
લક્ષ્ય લક્ષણ તિન કો ભાખું યાહિ પ્રથગતા દુર્લભ દાખું...કરમા

પદ ૧૫૧ રાગ બિહાગ

સંશયગેલા હો, સદ્ગુરુ પોતે તન્મય કેલાહો, કૂલી વિલગાતાં
ડોલે દ્રવિત અમૃતધારા કૃપયા હોતે તન નિસ્તારા
કીજે હદ બેહદ સે પારા સેવત સુફલ હોત સંસારા...સંશય
સદ્ગુરુ સકલ લોક ચે ધારણ પ્રસિદ્ધ નૌકા એ જન તારણ
શરણે સર્વ દુઃખ વિઘ્ન નિવારણ સદ્ગુરુ સકલ ધર્મ ચે ધારણ...સંશય
મેં તો સદ્ગુરુ ચરણ ઉપાસી આવિર્ભાવ તિરો ગતિ ભાસી
સદરૂપ સદગુરુ સદ્ય અવિનાશી દુર્લભ આત્મારામ વિલાસી...સંશય

પદ ૧૫૨ રાગ બિહાગ

અબ તુમ ડર ધરો કછુનાએ
સુન્યો શ્રીહરિ એહ ઉચરે ચલો ગોકુલ જયાંએ...અબ

ઐસે કહી સાધુરૂપ લીનો દેખી વિસ્મય થાએ
એહી સુનત ઉ ગયે લીન દેખ્યો ઈત ઉત ધાએ...અબ
ઘન હી ગરજત બિજલી ચમકત શે શકૂન રહે છાએ
કર સકે આદર ઝરત અમી લે વત બુંદ બચાએ...અબ
જપિત જય જય શબ્દ ગગને ગાન ગાંધર્વ ગાએ
ધન્ય દગ અપવર્ગ દાતા વિલોકી વિલસાએ...અબ
ભૂખી ભાર ઉતાર વેકું સંત સુહૃદતા એ
આવિર્ભાવ ભયો સો યાતે દુર્લભ કહે બિરજાએ...અબ

પદ ૧૫૩ રાગ સોરઠ
(ગરબીનો ઢાળ)

આ અવસર આ ટાણું આવ્યું જાણવું રે હાં
આ અવસર ભૂલ્યાને નથી ગમ જો...આ
અનુભવી હું એ તેને એ મન આણવું રે હાં
જ્યાં સુસનેહી ત્યાં નિશ્ચે નિજ ધામ જો...આ
જોગ મળ્યો આ જોવાનો જુગ કે કથોરે હાં
જોવામાં આવ્યો તે જો દગ માંહે જો...આ
અનુભવિયાં ને કારજ અનુભવ એકથી રે હાં
ભ્રમ રમણુ છે આ ભવ સાગર માંહી જો...આ
અનુભવ્યું સુખ અંગે તે અનુભવી જાણીએ રે હાં
વરત્યું સુખ તે કહેશે એનાં વેણુ જો...આ
શ્રવણુ કરી અંતરમાં વિદ્યા આણીએ રે હાં
અનુભવિયાંનાં અમલ અનોખાં નેણુ જો...આ
આવિર્ભાવ અહર્નિશ નયણુંમાં રમે રે હાં
તે અનુભવિજન એ મન મનન વિચાર જો...આ
જે તારાથી ત્રૂઠો તે વાણી ગમે રે હાં
તારૂણી કહી ત્યાંથી થયો અવતાર જો...આ
જ્યાંથી સુરત આ ત્યાં જાવું છે સહી રે હાં
એહ મનન અનુભવી જનના નામમાં જો...આ
જ્યમ જ્યમ અનુભવી ત્યમ એ અનુભવિએ લહી રે હાં
અનુભવિ જન તે અનુભવ્યું સુખ ગાય જો...આ
જે રમણી ત્યાં તેને આંહી જાણુ જો રે હાં
એ છે વસ્તુ જાણ્યા તણો વિવેક જો...આ

અંતર માંહી નિરંતર આચરણુ આજાણુ જો રે હાં
આ ત્યાં રમનારો દુર્લભ એક જો...આ

પદ ૧૫૪ રાગ સોરઠ

એ રમનારો પ્યારો પ્યારી પ્રાણુનો રે હાં
રમણી રમવા આવ્યો ભૂતલ માંહે જો...એ
એ સુસનેહી સ્નેહીના નેહ જાણુતો રે હાં
આવ્યો સહિયર સ્નેહ પાળવા આંય જો...એ
આપણુ ઘર ભુલી એ ઘર ભૂલ્યો નહીં રે હાં
દેહધરી ડોલે અનુભવિયાં માંહી જો...એ
એ ઉલટો અપણાવી આવે ધામથી રે હાં
એ પીયુડાની ઉલટી સઘળી રીત જો...એ
અવિરલ કારણુ અવધિ વધૂને નામથી રે હાં
નામે નિભાવે એની સરાસર પ્રીત જો...એ
અનુભવિને અપણાવવા સમરથ એ રીત રે હાં
એ સાચું સચરાચર સંદેહ નહીં રે જો...એ
માન ન રાખે મનમાં ગરિમા એ ગહી રે હાં
દીસે એની અનુભવિયામાં છાંય જો...એ
આ આંખે આ ભૂતલમાં અવિલોકીએ રે હાં
નિમિષ નિમિષ ન અળગો નેણુવેણુથી નાથ જો...એ
ભુવનમાં રમતો રામાજન રોકીએ રે હાં
ક્ષણું નમેલું અખંડ નાથનો સાથ જો...એ
સુંદર વર આવ્યો તે વરને પાળવા રે હાં
તે અવિલોકી લોક માંહીથી એમ જો...એ
વર આપો વરીને ભુવન સુખ ભાળવા રે હાં
સ્નેહીજનને સદા કોકિલ વન સીમ[1] જો...એ
એ વોહિત હિતકારી મનમાં ધરી રે હાં
શ્રવણુ ધરો એ સ્નેહી વારંવાર જો...એ
તન મન ધન દુર્લભ દૃગ દેખી વારિએ રે હાં
આ સંસાર અસાર સાર હરિ નામ જો...એ

પદ ૧૫૫ રાગ સોરઠ

આ સંસાર અસાર સાર હરિ નામ છે રે હાં

---

૧ શીમ

સદ્‌ગુરુ સદ્ય કૃપા વિણુ સદ્ય ન થાએ જો...આ
અનુભવિ જનને એક સદ્‌ગુરુ શું કામ રે હાં
આ સપનું જેનું તેમ તેનું જાણીએ જો...આ
જે જે રમણી રચી તે સપના માંહી રે હાં
મનન કરી મન માંહી વિધિ ગણીએ રે જો...આ
સદ્‌ગુરુ વાણી સપન રમણમાં નાંહી રે હાં
તેને વાલો સપન એ સંસાર જો...આ
હટ વાડાનો મેળા આભે આપણો રે હાં
કરવા આપ આપણું કામ જો...આ
અપણાવી અપણાવી સાચું કાં ગણો રે હાં
જાશે જેહ ગામ તે લેશે નામ જો...આ
એ વૈકારિક માયા કહાવી વિસ્તરી રે હાં
તેનું તન મન એક તંત્ર નવ થાએ જો...આ
એમ આ અંગી કૃત જન જેણે કરી રે હાં
તેણે વસ્તુ જાણી ન સર્વે જાય જો...આ
સુસનેહી ને સ્નેહીનો સંગ સેવીએ રે હાં
એ વસ્તુતા વરણું વારંવાર જો...આ
દુર્લભ નામ તણી નૌકા એવી એ રે હાં
આ તન મનનો ત્યારે જડશે તાર જો...આ

પદ ૧૫૬ રાગ સોરઠ

તાર જડયા વિણુ તનમાં મનકે માણજો રે હાં
તાર જડયા વિણુ છે રે નહીં અવતાર જો...તાર
એવું જાણી અવધિ ઉલટ ચાલજો રે હાં
તાર જડે તો છુટયો આ સંસાર જો...તાર
અનુભવિ જનની અવધિ વિધિ ગતિએ કહી રે હાં
રહસ્ય એ માની તે આણો મન માંહી જો...તાર
તે અવધિનું આ ટાણું આવ્યું સહી રે હાં
આ અવસર આવ્યો તે આવે નહીં જો...તાર
અનુભવિયાંને આ અવસર જડવો નથી રે હાં
સાચું કહે સચરાચર દેઈ ઢોલ જો...તાર
મનન કરી જો એ વચ વાણી નથી રે હાં
સુસનેહી પાળ્યો બોલ્યો તે બોલ જો...તાર

એમ વચન પાળે ભાળે આપે આપણો રે હાં
એવો સુસનેહી સાચો એહ જો...તાર
નેહી સુત સુસનેહી તે એનો ગણે રે હાં
દુર્લભ રમણી રમે એ રૂપ અનેક જો...તાર

પદ ૧૫૭ રાગ સોરઠ

શણગાર સાર એ અપર લીલા
અનુભવિ જન એ જાણશે
વારે વારે શું કહું એ સમઝી ઉર આણશે...શણ
શણગાર એક અનેક લીલા ત્રિવિધ મંડળ માંહે
એક વિવેક એહ લીલા જાણશે તે માણશે...શણ
ત્રિવિધ તરૂણી રાસ માંહે ત્રિવિધ મંડળ માંહે
વ્રજ તરૂણી ભાસ માંહે અવધિ વિધિ એ પાળશે[1]...શણ
થાગ અનુભવ અથાગ લીલા વિલાસણીએ વિધિ રહી
ભાગ્ય પ્રથગ એ રમે દુર્લભ જુવતિ જનને અનુસરી...શણ

પદ ૧૫૮ રાગ સારંગ

ચિત એહ ચર ન સે લાગો, લીન હો
ચિત એહ ચરન સે લાગો
ભવ સાગર ભય ભાગો...ચિત

ધ્રુપદ

વિનતિ શ્રવણ સુનો યહ મોરી અંતર મોસે ત્યાગો
તન મન ધન વાર્યો તૂંહી પર વેહી ઔર જેહી ભાગો...ચિત
અંગકરણ શરણ પ્રતિપાલણ નાથ નીંદ સે જાગો
દુર્લભ દોષ નહીં દૈ દગ સે ન ચલે કાહુ કો ઠાગો...ચિત

પદ ૧૫૯ રાગ સારંગ

તુમ સુધ લીજ્યો મેરી શ્યામ રે
મૈં હું ચરણ શરણ કી ચેરી શ્યામ રે...શ્યામતુમ

ધ્રુપદ

મન કસ તન કસ પ્રાણ વચન કસ લક્ષ્ય વિને તો તેરી
નટવર નાગર સુખ સાગર મોમન મથને ઘેરી...શ્યામ તુમ

---

૧ અખંડ માહે

